# विषय-दर्शन





# નવી મદદ

૧૫૦) પૂ૦ ઉપાધ્યાય શ્રી પૂર્ણાનંદવિજયજી મ૦ ના સદુપદેશથી શ્રી ગોડીજી પાર્શ્વનાથ ટેપલ ટ્રસ્ટ, **પૂના**

૧૫૦) શ્રી દેશવિરતિ આરાધક સમાજ, **સૂરત**

૧૦૦) પૂ૦ ઉપા૦ શ્રી પૂર્ણાનંદવિજયજી મ૦ ના સદુપદેશથી શેઠ વિમલચંદ સાગરમલજી, **મુંબઈ**

૫૧) પૂ૦ ઉપાધ્યાય શ્રી સુખસાગરજી મ૦ ના સદુપદેશથી શ્રી જૈન શ્વેતાંબર સઘ, **જયપુર** (રાજસ્થાન)

૫૦) પૂ૦ આચાર્ય શ્રીવિજયજંબૂસૂરીશ્વરજી મ૦ ના સદુપદેશથી શેઠ મંછાલાલજી દલીચંદજી, **બીજાપુર** (દક્ષિણ)

૨૫) પૂ૦ આ૦ શ્રીવિજયજંબૂસૂરીશ્વરજી મ૦ ના સદુપદેશથી શેઠ જવાહરચંદજી દલીચંદજી, **બીજાપુર** (દક્ષિણ)

૨૫) પૂ૦ આ૦ શ્રીવિજયજંબૂસૂરીશ્વરજી મ૦ ના સદુપદેશથી એક ગૃહસ્થ તરફથી, **બીજાપુર** (દક્ષિણ)

૨૫) પૂ૦ મુનિરાજ કંચનવિજયજી મ૦ ના સદુપદેશથી શ્રી એલિસબ્રીજ, ખુશાલભવન, હા. શેઠ ભોગીલાલ મગનલાલ, **અમદાવાદ**

૨૫) પૂ૦ મુનિરાજ શ્રીચિદાનંદવિજયજી મ૦ ના સદુપદેશથી શ્રીવીશા નીમા જૈન સઘ, **વેજલપુર** (પંચમહાલ)

૨૫) પૂ૦ પંન્યાસ શ્રીરૂપવિજયજી મ૦ ના સદ્રુપદેશથી દોશી ફુલચદ તિલોકચંદજી, **સિરોહી** (રાજસ્થાન)



॥ ॐ अर्हम् ॥

अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक

मुनिसम्मेलन संस्थापित

श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र

जेशिंगभाईनी वाडी : घीकांटा रोड : अमदावाद (गुजरात)

તંત્રી ચીમનલાલ ગોકળદાસ શાહ

| | | |
|---|---|---|
| वर्ष : २१ | વિક્રમ સં. ૨૦૧૧ : વીર નિ. સં. ૨૪૮૦ : ઈ. સ ૧૯૫૫ | क्रमांक |
| अंक : १ | દ્વિ૦ ભાદરવા વદિ ०)) શનિવાર : ૧૫ ઓકટોબર | २४१ |




# વીસ વર્ષ પહેલાં

એ વાતને વીસ વર્ષ વીતી ચૂકયાં જ્યારે અમદાવાદના આંગણે પૂજ્ય આચાર્યાદિ મુનિવરોનું સમ્મેલન ભરાયું હતું એક જ સમયે અને એક જ સ્થળે એકત્રિત થયેલા સમસ્ત શ્વેતાંબર જૈન આચાર્યો, ઉપાધ્યાયો, પંન્યાસો અને મુનિરાજોના દર્શનનો એ પ્રસંગ અનેરો હતો નામ માત્રથી પરિચિત મુનિરાજો એક બીજાનો સાક્ષાત્ પરિચય મેળવતા, અને સમસ્ત જૈન શાસનના વિકાસ અને ઉન્નતિની વાતો કરતા યોજનાઓ ઘડતા હતા. એ વાતોમાં ધ્યાન ખેંચે એવી એક વાતે યોજનાનું રૂપ લીધું અને ઠરાવ થયો કે જૈનેતરો જૈનધર્મ ઉપર જાણે-અજાણ્યે આક્ષેપો કરે છે તેના પ્રતિકાર માટે એક સમિતિની સ્થાપના કરવી અને એ દ્વારા એક માસિક પત્ર ચલાવવું. એ ઠરાવ મુજબ 'શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ'ની સ્થાપના કરવામાં આવી અને એ દ્વારા 'શ્રી. જૈન સત્ય પ્રકાશ' માસિક હસ્તિમાં આવ્યું એક પછી એક વર્ષ વીતતાં આજે એ વાતને ૨૦ વર્ષ થઈ ચૂકયાં છે અને સમ્મેલનની એક માત્ર રચનાત્મક યોજનારૂપે આજ સુધી એક-ધારી રીતે પ્રગટ થતું આ માસિક આ અંકે એકવીસમા વર્ષમાં પ્રવેશ કરે છે એ જાણીને માસિકના હિતૈષી વર્ગને આનંદ થયા વગર નહિ રહે

ગત વર્ષમાં જેઓએ સમિતિને આર્થિક સહાય કરી સ્થિર રાખવામાં મદદ કરી છે અને જે વિદ્વાનોએ લેખોથી માસિકને શોભાવ્યુ છે તે સૌનો અમે આ પ્રસંગે હાર્દિક આભાર માનીએ છીએ.

ગત વર્ષમાં અમે કરેલી આર્થિક સહાય માટેની વિનંતી ઉપર શ્રી. સંઘે બહુ ધ્યાન આપ્યું હોય એમ અમને લાગતું નથી, છતાં માસિકના હિતૈષી વર્ગથી અમને જે પ્રોત્સાહન મળ્યું છે, એ બળે આ પત્રને અમે ગતિ આપી છે.

વસ્તુત: સાધુ-સમ્મેલનના સ્મારકરૂપ આ પત્રને નભાવવાનું કાર્ય પૂજ્ય આચાર્યાદિ મુનિવરોનું છે. કેમકે સમિતિની આર્થિક મર્યાદા જ એવી છે કે બધે સ્થળે પહોંચીને માસિકનો પ્રચાર કરી શકે એમ નથી આથી જ શાસનની સેવા અને પ્રભાવનાના આ કાર્ય માટે પૂજ્ય મુનિવરોએ સાથ આપીને શ્રીસંઘને પ્રેરણા આપવી જોઈએ; એ પ્રેરણા જ માસિકની ગતિ લંબાવવાનું બળ છે એમાં જેટલી ઉણપ રહેશે તેટલું સમિતિનું બળ ઘટશે અને જતે દિવસે એની ગતિ અટકી પડશે; આથી જ અમે પર્યુષણાદિ પ્રસંગ પર પૂજ્ય આચાર્યાદિ મુનિવરોને, શ્રીસંઘને ઉપદેશ આપવાની વિનંતિ કરતા રહીએ છીએ. હજીયે ચતુર્માસને પૂર્ણ થવામાં દોઢ-બે માસ જેવો સમય બાકી છે તે દરમ્યાન આ માસિકના જીવન માટે પ્રત્યેક સ્થળે પૂજ્ય વર્ગ ઉપદેશ આપી સમિતિની આર્થિક સ્થિતિ સુધારવામાં ફાળો આપી શકે એવી તક છે; જે તરફ અમે સૌનું ધ્યાન ખેંચીએ છીએ.

સમિતિના પાંચ પૂજ્યોને પણ સમિતિનો આ આર્થિક પ્રશ્ન હલ કરવા અમે વિનંતિ કરીએ છીએ. સંપા૦

[ અનુસંધાન પૃષ્ઠ : ૪ થી ચાલુ ]

મુદ્દાની વાત એ જ છે કે ઉભય સંસ્થાના આગેવાન પ્રતિનિધિઓએ સાથે મળીને કાર્યની વહેંચણી સમજી લઈ જૈન સમાજના વર્તમાન વારસાનું યથાર્થ રક્ષણ થાય, અને પ્રચલિત રાજ્યપદ્ધતિમાં જૈન સમાજના ધાર્મિક આચારને ક્ષતિ ન પહોંચે એ રીતે સતત જાગૃત રહેવાનું છે. ઉભય સંસ્થાની કાર્યવાહી બરાબર ચાલુ રહે અને રોજ-બ-રોજના પ્રશ્નોમાં એના દ્વારા જ કાર્યવાહી હાથ ધરાય, એ જે માર્ગદર્શન આપે તે મુજબ ભારતના જુદા જુદા સંઘો વર્તે, અને એ નક્કી કરે તે પ્રમાણે જ દરેક સ્થળે સ્થાનિક કાર્યકરો વહીવટ ચલાવે આ જાતની ગોઠવણ સત્વર થવાની અગત્ય છે.

આજે ઉપરની બન્ને સંસ્થાઓ પ્રતિનિધિત્વવાળી હોઈ જૈન સમાજના પ્રશ્નોના ઉકેલમાં સહકારથી કામ કરી રહેલ છે. આમ છતા ઉભયના કાર્યપ્રદેશ અંગે સ્પષ્ટતા ન હોવાથી કેટલીકવાર મૂઝવણ ઊભી થાય છે. આ સ્થિતિ સત્વર સુધારણા માગે છે જો ઉપર જણાવ્યું તેમ વ્યવસ્થિત ધોરણ નક્કી થાય તો; આજે જાતજાતની સંસ્થાઓના નામે, જુદી જુદી રીતે ઠરાવો કરાવાય છે અને ધનવ્યય કરાઈ રહ્યો છે તે બચી જશે અને જે કેટલીક વાર બસૂરા અવાજ સાંભળવાનો યોગ સાંપડે છે તે આપોઆપ દૂર થશે આજના સત્તાધારીઓ સંગઠિત અવાજને જરૂર સાંભળશે પણ તે યોગ્ય વિધિથી પહોંચનો કરાયો હશે તો જ. બાકી ઉપાશ્રયની દિવાલ વચ્ચે કરાયેલાં મનગમતા વિવેચનો કે મોં-માથા વગરના ઠરાવોની ત્યાં કિંમત નથી થતી એ આપણો અનુભવ છે. એકંદરા તારો કચરાની ટોપલીમાં નખાયાની વાત પણ કોનાથી અજાણી છે? કાળના એંધાણ પારખી વ્યવસ્થિત બનીએ એ જ અભ્યર્થના—



# પ્રતિનિધિત્વધારી સંસ્થાના આગેવાનોને—

લેખક · શ્રીયુત મોહનલાલ દીપચંદ ચોકસી

આપણી પાસે વિવિધ પ્રકારી કળાનાં ધામ સમાં દેવમંદિરો, અને સાહિત્યના પ્રત્યેક અંગો સંબંધી માહિતી આપતા ગ્રંથોથી ભરપૂર મહત્ત્વના જ્ઞાનભંડારો છે. વળી, એ ભારતના ચારે ખૂણામાં આવેલા છે. એના સર્જન પાછળ આપણા પૂર્વજોની ધર્મભાવના, અને લાંબી નજરનાં સુતરાં દર્શન થાય છે. એ સમયના સંયોગ અનુસાર ભલે એનો વહીવટ એકાદિ વ્યક્તિના હાથમાં હોય અથવા તો સ્થાનિક સંઘની દેખરેખથી કરાતો હોય, અને એ વ્યાજબી લેખાયું હોય પણ જે યુગમાં આપણે જીવી રહ્યા છીએ અને જ્યારે સારાયે દેશનો નકશો બદલાઈ ગયો છે ત્યારે આપણે એ કાળજૂની પદ્ધતિ નભાવી ન શકીએ એ ઉપરાંત આજે જ્યારે દેશના પ્રાંતોની પુનર્રચનાનો પ્રશ્ન એરણ ઉપર આવી ઊભો છે ત્યારે આપણા આ મહામૂલા વારસાને યોગ્ય રક્ષણ પ્રાપ્ત થાય તેમજ એ અંગેનો માલિકી હક્ક જળવાઈ રહે તેવો પ્રબંધ બુદ્ધિપૂર્વક કરવો જરૂરી છે. કેન્દ્રસ્થ સરકાર અમુક વિષય સિવાય પ્રાંતોના કેટલાક આન્તર પ્રશ્નોમાં માથુ મારતી નથી, અને એથી આપણે જોયુ છે કે અમુક કાનૂનો દરેક પ્રાંતમાં એકધારા ઘડાયા નથી કેટલાક તો એકબીજાની ઊલટી દિશામાં હોય છે. આ પાછળ ઘણાં ઘણાં કારણો સંભવે છે આપણે એ પણ સમજી લેવું જરૂરી છે કે પ્રાંતનો વહીવટ વસ્તીના મોટા ભાગને લાભ પહોંચે એ દૃષ્ટિએ ચાલતો હોય છે, જ્યારે જૈનોની વસ્તી દરેક પ્રાંતમાં મોટા પ્રમાણમાં છે જ નહીં. પૂર્વકાળે ભલે એનુ પ્રમાણ મોટું હશે જ, તે વિના આવો વિપુલ વારસો સંભવી શકે જ નહી. પણ આજે જૈનો કેટલાક પ્રાંતોમાં તો ગણ્યાગાંઠ્યા છે જ્યારે બીજામાં ઠીક પ્રમાણમાં હોવા છતાં કુલ વસ્તીના ધોરણે તો લઘુમતીમાં જ છે.

આજે રાજકારણમાં જો કે એની સંખ્યા પૂર્વવત્ નથી રહી જે કાંઈ થોડુ ઘણુ મહત્ત્વ જૈન સમાજનું આજના સત્તાધારીઓ આગળ રહેવા પામ્યુ છે, એ વ્યાપારી જીવન તેમજ બુદ્ધિમત્તાને કારણે છે. પણ આ સ્થિતિ ઝાઝો સમય ટકી રહેનાર નથી. આમ જે પરિવર્તન થઈ રહેલ છે એ ઉપરથી સહજપણે કલ્પી શકાય તેમ છે આ સારીયે રજુઆત કોઈ જાતના રાજકીય હેતુથી નથી કરાતી આ આલેખન પાછળ એક જ હેતુ છે કે ભલે પ્રાંતોની રચના પલટો લે પણ આપણો જે વારસો ભિન્ન ભિન્ન સ્થળોમા છે તે તો સદા કાયમ રહેવાનો છે જ. વળી, જેઓ વર્ષોથી વેપાર–વણજ અર્થે જે જે પ્રદેશમા ઠરી ઠામ થયા છે એ કાંઈ ગાંસડા–પોટલા બાંધી ત્યાંથી પાછા ફરવાના નથી આજે ગુજરાત–મારવાડ એ શ્વેતાંબર જૈનોના કેન્દ્ર ગણાતાં હોય તો પણ ત્યા પેલા ભાઈઓ આવવાના નથી એમ કરવાનુ કોઈ કારણ પણ નથી જ. વસ્તીના અન્ય વિભાગો જોડે એકમેક બની એ દરેકે પોતાના પ્રાંતની પ્રગતિમાં સાથ આપવાનો છે અને આપવો જોઈએ.

હવે રહી ધાર્મિક દૃષ્ટિ. આ સંબંધે તેઓની નજર કાં તો શેઠ આણંદજી કલ્યાણજી તરફ કે શ્રી જૈન શ્વેતાંબર કોન્ફરન્સ તરફ જ રહેવાની કેમકે દેવાલયો અંગે પેઢી અગ્રપદે છે અને ધાર્મિક પ્રશ્નો અંગે પ્રતિનિધિત્વ ધરાવતી કોન્ફરન્સ છે આ બન્ને સંસ્થાઓએ હવે વધુ પ્રમાણમાં લાંબી નજરે કામ કરવાની અને એ માટે વધુ જાગૃત થવાની જરૂર છે.

સૌ પ્રથમ પેઢીના મુરબ્બીઓને આગ્રહભરી વિનંતી કરીએ કે શીખોની અકાલી શિરોમણી ગુરુદ્વારા પ્રબંધક કમિટિનું બંધારણ ધ્યાનમાં રાખી માત્ર અમુક તીર્થોનો જ નહીં પણ સારાયે ભારતવર્ષના મોટાં-નાના તીર્થોનો, તેમજ ચમત્કારિક દેવાલયો અને શિલ્પ-કળા-કારીગરીવાળા સર્વ પ્રાસાદોનો, તેમજ સર્વ કલ્યાણક ભૂમિઓનો વહીવટ પોતાની દેખરેખ હેઠળ વહેલી તકે લેવાનો એ નિર્ણય કરે એ સર્વ ઉપર માલિકી હક્ક શેઠ આણંદજી કલ્યાણજીનો જ હોય શેઠ આણંદજી કલ્યાણજી એટલે ભારતવર્ષનો અખિલ જૈન શ્વેતાંબર સંઘ જો દીર્ઘદર્શિતાથી આ વાત નહીં વિચારાય તો પ્રાંતોના મનફાવતા કાનૂનોમાં આપણો આ ધાર્મિક વારસો ગૂંગળાઈ જશે. કદાચ સારા વહીવટના અભાવે હાથમાંથી સરી પણ જશે. વહીવટી જવાબદારી સ્થાનવની નજીકના સંઘ-સભ્યોની સમિતિને સોંપાય અને એ માટે બજેટ નક્કી કરાય આમ કરવામાં મુશ્કેલીઓ નથી એમ ન ગણાય, છતાં જો પેઢીના શ્રદ્ધાસંપન્ન કાર્યવાહકો દેશ-કાળને અનુરૂપ ફેરફારો પોતાના બંધારણમાં કરશે, અને આમ કરવા પાછળનો શુભ હેતુ જુદા જુદા વહીવટી તંત્રોને સમજાવશે તો એમાં કંઈ જ મુશ્કેલી નડવાની નથી આજે પણ વહીવટ જુદો હોવા છતાં કેટલાક મુખ્ય તીર્થોનો જીર્ણોદ્ધાર પેઢીને કરાવવો પડે છે. આજે પણ દેવસ્થાન સંબંધી કોઈ પ્રશ્ન ખડો થતાં પેઢી તરફ નજર જાય છે જ જો વ્યવસ્થિત તંત્ર, પૂર્ણ વિચારણા કરી ઊભું કરવામાં આવશે તો આજે જીર્ણોદ્ધારના નામે કેટલાક સ્થળે મનગમતા ખરચા થઈ રહ્યા છે. અરે, ઐતિહાસિક અવશેષો કાં તો શોભાના નામે નાશ પામી રહ્યાં છે અથવા તો એ ઉપર ચૂનાના લપેડા કરાવવામાં આવે છે, તે અટકી જશે. સંભાળ લેનારના અભાવે કળામય ચીજો અસ્તવ્યસ્ત બની ખેંચાઈ જાય છે તે બચી જશે અને સંરક્ષણ વ્યવસ્થિત હશે તો એ ઉપર સરકારને નજર નાખવાપણું નહીં રહે. અકોટાની મૂર્તિઓ મ્યુઝિયમમાં ગઈ તેવું બનવા નહીં પામે.

આમ કરવા જતાં ખરચની જવાબદારી વધશે તેમ આવકનાં સાધનો પણ આંખ નીચે આવી જશે આંખ સામેના બનાવની ઉપેક્ષા કરી આપણે જો પાણી પહેલાં પાળ નહીં બાંધીએ તો, વારસો જે રહ્યો છે તે પણ ગુમાવી બેસીશું બિહાર સરકારનું બિલ અને એ અંગે પાવાપુરી તીર્થ માટે ઊભી થયેલી મુશ્કેલીની વાતને કંઈ બહુ વર્ષો વીત્યાં નથી. એ ઉપરથી બોધપાઠ ગ્રહણ કરી આપણે સવેળા જાગવાની જરૂર છે આ સંબંધમાં સારાયે ભારતવર્ષની નજર શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી ઉપર ચોંટે છે અને વિવિધ દૃષ્ટિબિન્દુથી તપાસતા તે ઇષ્ટ પણ છે. તેની અત્યાર સુધીની કાર્યવાહી દેવસ્થાનો અને તીર્થોના સંરક્ષણની મર્યાદામાં રહેલી છે અને ઉપરની બાબત પણ એમાં જ સમાય છે. જૈન શ્વેતાંબર કોન્ફરન્સ માટે જાત જાતના ધાર્મિક તેમજ સામાજિક કાયદાઓ ઉપસ્થિત થાય અને એ સારુ એને ઠરાવો પણ કરવા પડે. એમાં ન્યાય ન મળે તો બીજાં પગલાં પણ લેવાની જરૂર રહે, એટલે એ પૂર્વે વર્ણવેલા વારસાના વહીવટમાંથી મુક્ત હોય એ લાભદાયી છે.

[ જુઓ : અનુસંધાન પૃષ્ઠ : ૨ ]



# જૈન શાસનમાં
# શ્રી. ભગવતી દીક્ષાનું સ્થાન

લેખક :
પૂજ્ય આ. શ્રી. વિજયજંબૂસૂરીશ્વરજી

**જૈન દર્શન** જગતમાં ઊંચામાં ઊંચુ આત્મદર્શન છે. કર્મના બંધનમાં જકડાયેલા આત્માની મુક્તિ શી રીતે થાય એ જ એમાં ઉપદેશવામા આવ્યુ છે. અને એ જ હેતુથી આત્મા બંધનમા શી રીતે કસાયો છે, નવાં નવાં બંધનોમાંથી શી રીતે બચી શકાય તેમ જ જૂનાં બંધનો શી રીતે છૂટે એ હકીકતો યથાસ્થિત જણીને પરમ પદપ્રાપ્તિ સુધીની સઘળી પ્રક્રિયાઓ આ દર્શનમા બતાવવામાં આવી છે ભૌતિક પદાર્થો ઉપરના રાગ વગેરે દોષોથી પ્રત્યેક આત્માનું શુદ્ધ સ્વરૂપ જે બગડ્યુ છે તે તેના ત્યાગ વગેરે ગુણકારી જીવનથી જ સુધરે. આ એક મૌલિક પાયાની હકીકત જો હૃદયથી સમજવામા આવે તો ભાગવતી દીક્ષાનું મહા-ઉપકારી સ્થાન કોઈનાથીયે નકારી શકાશે નહીં.

સંસારમાં અનેકવિધ યોનિઓમા જીવનાં જન્મ–મરણ થાય છે પશુ વગેરે અન્ય કોઈ યોનિ એવી નથી કે જેમાં આ ત્યાગની સાધના સપૂર્ણ શક્ય હોય, સિવાય એક મનુષ્ય યોનિ. આ મનુષ્ય યોનિમા પણ જીવના અનેક વખત અવતાર થઈ ગયા હોય છે, છતાં ત્યાગની ઇષ્ટ સાધના તો કોઈ વિરલ અવતારમાં જ શકય બને છે મોહમાયાના અનાદિ સસ્કારોનુ જોર તૂટ્યા વિના જીવને ત્યાગ જીવન સારી રીતિએ સાંપડતું નથી. એ માટે જ સુખના કામી મનુષ્યોએ મુમુક્ષુભાવે પોતાના આ મોંઘા જીવનમાં છેક બચપણથી મરણ પર્યંત ત્યાગી જીવનનો પ્રયોગાત્મક અભ્યાસ પાડવો એ પણ ઘણુ જરૂરી અને હિતાવહ છે યોગ્યતા-પૂર્ણ આ સુદર સ્વાર્પણ–યજ્ઞમાં કોઈની રુકાવટ ન હોય કિન્તુ સહાનુભૂતિ જ હોવી ઘટે.

આત્મા, પરમાત્મા, આ જન્મ, પુનર્જન્મ, આ લોક, પરલોક, સસાર, મોક્ષ વગેરે માનનાર દુનિયાનો કોઈ ધર્મ, કોઈ સમાજ, કોઈ રાષ્ટ્ર કે કોઈ ધર્મગ્રથ એવો નથી કે જેમાં ત્યાગની મહત્તા માનવામા ન આવી હોય જે મનુષ્યો સસારમા રહીને પણ પોતે સ્વાર્થ–ત્યાગપૂર્વક સેવાપરાયણ બને છે તે આ દેશમાં કે પરદેશમાં સર્વત્ર પૂજાય છે. આ એક હકીકત છે, તો પછી જેઓ પોતાની શિશુવયમાથી સર્વ ત્યાગનો પદાર્થ પાઠ સ્વીકારી મહાસેવાપરાયણ બને છે તેના તરફ સૂગ રાખવી એ અધૂરી સમજનુ પરિણામ છે. દીક્ષા જનતાને સર્વ ત્યાગનો પદાર્થ પાઠ આપે છે. અને એનાથી મનુષ્યનું જીવન ઉન્નત બની જગતમાં દરિદ્રનારાયણાદિ સર્વ પ્રાણીગણની મહાસેવામા દીક્ષિત પોતાના સમસ્ત જીવનને અર્પણ કરી દે છે એના ભવ્ય માર્ગમા અતરાય કરવાનુ દુસાહસ જેઓ પોતાને સભ્ય, સુધરેલા અને સુશિક્ષિત ગણાવે છે તેમનાથી હરગીજ થઈ શકે નહિ, એમ અમારુ નિશ્ચિત માનવુ છે.

જૈન ધર્મમા સસારત્યાગની દીક્ષા આઠથી સિત્તેર વર્ષની ઉમર સુધી ગ્રહણ કરી શકાય, છતાં એમા જેને તેને મૂડી સાધુ બનાવી દેવામા આવતા નથી તે નીચે રાખવામા આવેલી સાવચેતી ઉપરથી જોઈ શકાશે.

## દીક્ષા કોને આપી શકાય ?

જૈન શાસ્ત્રોનું એ ફરમાન છે કે-(૧) જે આર્યદેશમાં જન્મેલો હોય, (૨) વિશિષ્ટ અનિંદ્ય જાતિકુલ-સંપન્ન હોય, (૩) ખૂન, ચોરી, જારી આદિ દુષ્ટકર્મી ન હોય, (૪) ઠગબુદ્ધિ ન હોય, (૫) 'સંસાર કેવલ જન્મ, જરા, મરણાદિક વિવિધ દુઃખોથી ભરેલો છે.' એમ જાણનારો હોય, (૬) એથી જ સંસારના રંગરાગાદિક ભોગસુખોથી પણ ઉદાસીન-વૈરાગ્યવાન હોય, (૭) શાંત પ્રકૃતિ હોય, (૮) ઝઘડાખોર ન હોય, (૯) વફાદાર હોય, (૧૦) નમ્ર હોય, (૧૧) રાજવિરોધી ન હોય, (૧૨) સમાજ, રાષ્ટ્રના વિશાળ હિતને બાધાકારી ન હોય, (૧૩) ખોડખાપણવાળો ન હોય, (૧૪) ત્યાગ ધર્મની સચોટ શ્રદ્ધાવાળો હોય, (૧૫) પ્રતિજ્ઞા પાલન કરવામાં અડગ હોય, (૧૬) અને આત્માને મોક્ષના હેતુથી ચારિત્ર લેવા માટે ખડો થયેલો હોય

જૈન શાસ્ત્રકારોએ પુરુષને સોળ વર્ષની ઉંમર પછી સ્વતંત્ર અધિકાર માન્ય રાખેલો છે. એવા પુરુષે પણ પોતાની પાછળ પોતાના આધારે જીવતા કુટુંબીઓની આજીવિકાની યોગ્ય વ્યવસ્થા કરેલી હોવી જોઈએ તેમ જ તેના માથે કોઈનું ઋણ બાકી હોવું ન જોઈએ. તેવા યોગ્ય ઉમેદવારને દીક્ષા આપવામાં સાધુને ચોરીનો દોષ લાગતો નથી, આથી સોળ વર્ષ સુધીનો પુરુષ તેના વાલીની સમ્મતિ વિના દીક્ષા ગ્રહણ કરી શકતો નથી અને જો સાધુ તેવાને દીક્ષા આપે તો તેને ચોરીનો દોષ લાગે છે, જેથી તેઓ આપતા પણ નથી. જ્યારે સ્ત્રી તો જેના તાબામાં હોય તેની અનુમતિ મેળવીને જ દીક્ષા લઈ શકે છે, અને સગર્ભા કે બાલવત્સા હોય તો તે એ સંયોગોમાં લઈ શકતી નથી.

## દીક્ષામાં શું કરવાનું હોય છે?

દીક્ષામાં આવનારને મફતના માલ-મલીદા ઉડાવવાના કે સમાજને ભારભૂત જીવન જીવવાનું હોતું નથી કિન્તુ સખત સાધના કરવાની હોય છે. કોઈ પણ જીવની માનસિક હિંસા પણ એનાથી કરી, કરાવી કે અનુમોદી શકાતી નથી એવી જ રીતે અસત્યનો, ચોરીનો, સ્ત્રીસંગનો, પરિગ્રહસંગ્રહનો એણે સંપૂર્ણ ત્યાગ કરવાનો હોય છે પોતાની જાત ઉપર પણ ચાહે તેવું કષ્ટ આવે તે સહન કરવાનું હોય છે. વિજાતીય સ્પર્શ પણ ન થાય તેવું નવવાડે શુદ્ધ બ્રહ્મચર્ય પાળવાનું હોય છે. પૈસાને અડવાનું પણ હોતું નથી, રાત્રિભોજનનો પણ સંપૂર્ણ ત્યાગ પાળવાનો હોય છે. ગાડી, મોટર, પ્લેન, સ્ટીમર કે હાથી ઘોડા, કશાની સવારી કરી શકાતી નથી ઉઘાડા પગે, ઉઘાડા માથે પગપાળા વિહાર કરવાનો હોય છે. ગાદી, તકિયા કે પથારીઓ વાપરી શકાતી નથી, ભૂમિ ઉપર સંથારો પાથરી સૂવાનું હોય છે. હજામત કરાતી નથી, મસ્તકના કેશ કે દાઢી, મૂછના વાળ હાથે કાઢવાના હોય છે ગમે તેવી ભૂખ, તરસમાં ઝાડ-પાન કે તેના ફળ-ફૂલ તેમજ કૂવા, તલાવ, નદી કે નળ વગેરેનાં પાણીનો ઉપયોગ કરી શકાતો નથી. કડકડતી ઠંડીમાં અગ્નિ વગેરેથી તાપવાનું પણ હોતું નથી, ગરમીમાં પંખા હીંચકા આદિનો પવન ખવાતો નથી, છત્રી પણ રખાતી નથી એકેંદ્રિય જીવોને દુઃખ ન થાય એ માટે કાચી માટી આદિને આંગળી પણ અડાડાતી નથી સ્નાન, દંતધાવન કે સેન્ટ, લવન્ડર તેલ વગેરે એશઆરામની ચીજો વપરાતી નથી. નાટક, સિનેમા, તમાશા, જલસા, પાનાબાજી ક્રિકેટમેચ વગેરે પણ કાંઈ જોવાનું કે રમવાનું હોતું નથી પગમાં બૂટ વગેરે પણ નખાતા નથી આ દીક્ષામાં તો હાલવા-ચાલવા, બેસવા-ઊઠવા, ખાવા-પીવા, બોલવા-કરવા બધામાં ખૂબ જ સંયમ પાળવાનો હોય છે. જીવદયાના હેતુ માટે જ ઓઘો-

મુહપત્તિ અને બીજાં પરિમિત વસ્ત્ર પાત્ર, (તે પણ કાષ્ટનાં) સ્વીકારવાનાં હોય છે. ગૃહસ્થોને ત્યાં પોતાના કુટુંબને માટે જ થયેલી રસોઈમાંથી થોડી થોડી શુદ્ધ ભિક્ષા ગ્રહણ કરવાની હોય છે, એ માટે તેમના ઉપર કશોયે બલાત્કાર હોતો નથી, સ્વેચ્છાથી આપે તો લેવાનું હોય છે મદ્ય, માસ, માખણ, મદિરા, કંદમૂળ વગેરે અભક્ષ્ય, અપેયનો તો સદંતર ત્યાગ જ કરવાનો હોય છે. દહીં–દૂધ, ઘી–તેલ, મિષ્ટાન્ન આદિ ભક્ષ્ય પદાર્થોના રસાસ્વાદનો પણ ત્યાગ કરવાનો હોય છે. છટ્ઠ, અટ્ઠમ, ઉપવાસ, આયંબિલ, એકાસણા આદિ તપશ્ચર્યા નિરંતર કરવાની હોય છે ઉગ્ર કે અસભ્ય ભાષણ કરાતુ નથી, શાસ્ત્રોનો અભ્યાસ કરવાનો હોય છે. બાલ, વૃદ્ધ, ગ્લાન, માંદા આદિ સૌની સેવા કરવાની હોય છે. ગુર્વાદિકોની આજ્ઞામા રહેવાનું હોય છે. મંત્ર–તંત્ર, દોરા–ધાગા, કામણ–ટુમણ, ભાવ–તાલ આદિ કશા જ અવળા ચાળા કરી શકાતા નથી ફક્ત તત્ત્વચિંતવન અને શુદ્ધ ધર્મની જ વાત કરવાની હોય છે. પરીષહ–ઉપસર્ગ સમભાવે સહન કરવાના હોય છે. રાજા–પ્રજા, રાજ્ય–રાષ્ટ્ર, વિશ્વ, પ્રાણી માત્રનુ ભલુ ચાહવાનુ હોય છે. કોઈની હાંસી, ઠઠ્ઠા–મશ્કરી કે નિંદા વગેરે વાત–વિકથા કરાતી નથી નિદ્રા, પ્રમાદ વધારે ન થઈ જાય તેની સતત સાવધાની રાખવાની હોય છે. ઉભય ટંક પ્રતિક્રમણ, પડિલેહણ, સ્વાધ્યાય, ચૈત્યાદિવંદન, પ્રત્યાખ્યાન તથા સૂક્ષ્મ બારીક સ્ખલનાનુ પણ પ્રાયશ્ચિત્ત, ક્ષમા, દયા આદિ સદ્‌ગુણોનુ પરિવર્ધન હમેશ ઉપયોગપૂર્વક કરવાનુ હોય છે, આમા કોઈને લાલચ થાય કે કોઈના ઉપર શિરજોરી થાય એવા કોઈ જ સંયોગો નથી, એ દીવા જેવુ દેખાઈ આવશે.

## ભાવોત્પાદનનો ઉપકાર

આવા દીક્ષિત થયેલા મહાત્માઓ પોતાના ઉચ્ચ જ્ઞાનથી અને ઉચ્ચ ચારિત્રથી લોકોને ધર્મનું સાચું જ્ઞાન આપે છે. અંધકારમાંથી પ્રકાશમાં દોરે છે. તેઓમાં નીતિમય જીવનના ઉચ્ચ સંસ્કારો રેડે છે. તેઓને પાપકર્મો કે ખરાબ કામો કરતાં વારે છે. સંસારના ત્રિવિધ તાપથી પિડાયેલાઓના તેઓ આધ્યાત્મિક વિસામા બને છે. પ્રજાના નૈતિક ઉત્થાન કાર્યમાં આવા સાધુ પુરુષોનો સદુપદેશ ઘણો મદદગાર બને છે. સાધુજીવનથી નિપજતા આ ભાવઉત્પાદનનું મૂલ્ય ભૌતિક ઉત્પાદન કરતાં કઈગણું અધિક છે, એ નિર્વિવાદ છે.

## કુલાચારથી સુલભ સંસ્કાર

જૈન દીક્ષામાં નાના કે મોટા કોઈને પણ બદઈરાદાથી કિંવા તેમનુ જીવન ખરાબ થાય તે માટે દીક્ષાઓ અપાતી નથી. જૈન કુલોમા જન્મેલા નાના બચ્ચાઓને પણ આ દીક્ષાની કલ્યાણકારિતાની તેમ જ તેમા પાળવાની ત્યાગકરણીની જન્મસિદ્ધ સમજદારી હોય જ છે. જૈન ગૃહસ્થ જીવનમા, પણ નાની ઉમરથી લગભગ ઘેરે ઘેર સામાયિક, પ્રતિક્રમણ, પૌષધ, ઉપવાસાદિક તપશ્ચર્યા, શાસ્ત્રશ્રવણ–અભ્યાસ, સાધુ–સત્સંગ, શ્રમણ-સેવા–ભક્તિ, રાત્રિભોજન કંદમૂલાદિ અભક્ષ્ય ત્યાગ, વ્યસનબંધી, અહિંસાદિક વ્રત–નિયમ, બ્રહ્મચર્યપાલન, વિવિધ અભિગ્રહ, પચ્ચખ્ખાણ, ઉપધાન વગેરે ધાર્મિક દૃષ્ટિના આચારવિચાર નિરંતર એવા સેવાતા હોય છે અને એ દ્વારા સાધુજીવનની તાલીમ તેઓને સ્વાભાવિક મળી જાય છે આથી બીજાઓની માફક તેઓને સાધુજીવનની કઠોર ચર્યા કઠોરરૂપે ભાસતી નથી અને જેઓને પૂર્વ જન્મના કોઈક સારા સંસ્કારો જાગે છે, તેઓને જ સાધુજીવનની દીક્ષા અંગીકાર કરવાના કોડ જાગે છે, બીજાઓને તે થતા પણ નથી. આવી દીક્ષાઓ કેવી ધામધૂમથી પ્રભાવના પૂર્ણ લેવાય છે, તે તો આજકાલનો ઇતિહાસ પણ પ્રગટ રીતે કહી આપે છે. સંસારના વાયરા ખાઈ ને આવે.

લાઓ કરતાં તેનાથી અલિપ્ત રહેલા નાની ઉંમરનાઓની દીક્ષા વધારે સારી સફળ નીવડે છે, એની કોઈથી ના પડાય તેમ નથી. આ જ કારણથી જૈન શાસ્ત્રકારોએ જૈન શાસનની હયાતી ટકાવી રાખવા માટે બાલદીક્ષા ઉપર ખૂબ ભાર મૂકયો છે. જે જે યુગપ્રધાન અને મહાસમર્થ પ્રભાવક આચાર્યાદિ મુનિવરો ભૂતકાળમાં થઈ ગયા છે, તેમાંનો મોટો ભાગ બાલદીક્ષિતોનો છે, તેની પણ આજે ઇતિહાસ સાક્ષી પૂરે છે, આવી અગત્યની દીક્ષાઓને કાયદાની એક કલમે રુંધવી તે જૈન શાસનની પ્રગતિને રુંધવા બરાબર છે એ કદી ભૂલવું ન જોઈએ. અને એમાં હિંસા, જૂઠ, ચોરી, વ્યભિચાર વગેરે જેવાં અનિષ્ટ તત્ત્વો છે પણ કયાં કે જેથી એ રુંધવા લાયક મનાય ? આ ભવ્ય આદર્શ જીવનની બાલલગ્ન વગેરે સાથે સરખામણી કરવી તે પણ તદ્દન સમજવિહોણી વાત છે હા, એ સાચું છે કે આ દીક્ષાની પ્રતિજ્ઞા જીવન પર્યંત પાળવાની હોય છે. સમયના વહેવા સાથે કોઈક ન પાળી શકે તો એથી એનુ જીવનધોરણ બગડી જતું નથી. તે સંસારમાં પાછો જાય છે, ત્યા એની લાયકાત મુજબ સામાજિક દરજ્જો પણ પ્રાપ્ત કરી લે છે. એવા કોઈ દાખલા ભૂતકાળના અને હાલના પણ પ્રત્યક્ષ જોઈ શકાય છે. આયુષ્ય જ્યારે ચંચલ છે અને આજનો સગીર કાલે પુખ્ત ઉમરનો સજ્ઞાન થતા સુધી જીવશે કે નહિ એની ખાતરી નથી; ત્યારે ખાસ કરીને મનુષ્યને પોતાના આત્માનો ઉત્કર્ષ સાધવા માટેની આ શાસ્ત્રઆજ્ઞા સિદ્ધસાધના કોઈ પણ યોગ્ય ઉંમરમાં અંગીકાર કરવાનો પવિત્ર હક્ક અબાધિત જ રહેવા જોઈએ.

## આત્મસુધારણાનો મહાપંથ

એ યાદ રાખવું જોઈએ કે જૈન દીક્ષાની પ્રતિષ્ઠા સંસારમાં આત્માને મોક્ષ સાધવા માટે છે સંસારના ભોગો વગેરેના રાગ વગેરેથી આત્માને સંસારવર્ધક કર્મો બધાય છે. તે તેના ત્યાગ વિના અટકી શકતાં નથી અને તપશ્ચર્યા વિના દૂર થઈ શકતાં નથી આ કાંઈ એક જન્મમાં બની જતું નથી. મોહમાયાના અનાદિ સંસ્કારો જડમૂલથી ઉખેડવા માટે કઈ ભવોના અભ્યાસની આવશ્યકતા હોય છે. બાલક જેમ ચાલતાં પડે તો પણ એના ચાલવાનો કે ચઢવાનો અભ્યાસ છોડાવી શકાય નહી, તેમ વ્યક્તિગત કોઈક સ્ખલનાઓ કોઈકમાં આવી જાય તો પણ તેથી આત્મસુધારણાનો આ મહાપથ અને તે પથે વારવાર ચાલવા ચઢવાનો અભ્યાસ જરાયે લૂલો પાડી શકાય નહીં કે ડામી શકાય નહીં ચિદાનન્દમય શાશ્વત મુક્તિ-મહાલયમાં પ્રવેશ કરવા માટે મુમુક્ષુને જે અપ્રમત્ત યોગથી ક્ષપકભાવે ગુણશ્રેણીના ઉચ્ચ-ઉચ્ચતર પગથિયાં ચઢવાના છે તે સંસારના સગમા રહીને બિલકુલ આરોહી શકાતા નથી. એ માટે તો સમ્યક્ત્વ આદિ ગુણોની સપાટી ઉપર આવીને આ દીક્ષાના પ્રથમ પગથિયે ચડવું પડે છે તેનો અભ્યાસ ખૂબ આત્મસાત્ કરી શકનારો ઉપરના પગથિયા આરોહી કૈવલ્યજ્ઞાનનો પ્રકાશ લાધી મુક્તિપદ મેળવી શકે છે જેઓ અન્યલિંગમાં અન્ય સંયોગોમા પણ મુક્તિને વર્યા છે, તેઓને પણ પૂર્વ જન્મોમા આ દીક્ષાઓ સ્વીકારીને પાડેલા ઉત્તરોત્તર સુંદર અભ્યાસનો જ ઉપકાર થયેલો હોય છે **જય હો એ દીક્ષા દેવીનો.** જેમને **"सम्यग्दर्शन-ज्ञान-चारित्राणि मोक्षमार्गः"**—જૈન શાસનના આ સૂત્રમા શ્રદ્ધા છે તેઓ ભાગવતી દીક્ષાને વંદન કર્યા વિના રહેશે નહી, તેમ જ પોતાને માટે બચપણથી આ દીક્ષાનો ઉદય ચાહ્યા વિના પણ રહી શકશે નહીં. જે જૈનને બાલ ઉમરમા દીક્ષા નથી મળી તે તો પોતાની જાતને ઠગાયેલી માનનાર હોય છે આ જૈન જીવનના માનસ ઉપરથી શ્રી. ભાગવતી દીક્ષાની અનિવાર્યતા સૌ કોઈની સદ્બુદ્ધિમાં સારી રીતે ઊતરે એ જ શુભ-મનઃકામના.



# આપણા 'આવશ્યક–સૂત્ર'માં ચાલતી અશુદ્ધિઓ

લેખક :–પૂજ્ય પં શ્રીકલ્યાણવિજયજી

**'આવશ્યક સૂત્ર'** 'શબ્દથી અહીં 'શ્રાવક પ્રતિક્રમણસૂત્ર' વિવક્ષિત છે. આ સૂત્રનું અનેક સંસ્થાઓએ, પુસ્તક–પ્રકાશકોએ તથા વ્યક્તિઓએ પ્રકાશન કર્યું છે. એકલા ભીમસી માણેકે જ આની ૧૦ થી અધિક આવૃત્તિઓ કાઢી છે છતાં આની માગણી આજે પણ ઓછી નથી. આ ઉપરથી એટલુ તો નિશ્ચિત છે કે પ્રતિક્રમણસૂત્રના એક સારા સંસ્કરણની આવશ્યકતા હતી અને છે. 'પ્રબોધ–ટીકા' સાથે પ્રકાશિત થયેલ 'પ્રતિક્રમણસૂત્ર' પહેલાનાં સંસ્કરણો કરતાં સારુ કહી શકાય, છતાં સર્વાંશે ઉપયોગી તો નહિ જ

ગુજરાતી ટીકાકાર શ્રી ધીરજલાલે આમાં પોતાના વિશાલ વાચન અને સર્વતોમુખી પ્રતિભાનો યથેચ્છ ઉપયોગ કર્યો છે, જેના પરિણામે ગ્રન્થનુ આ સંસ્કરણ સર્વભોગ્ય ન બનતાં અધ્યાપકો અને વિચારકોના કામનું બની ગયુ છે પરિણામ એ આવશે કે, આની અધિક આવૃત્તિઓ નીકળવાનો સંભવ ઓછો રહેશે.

અમોએ આ ટીકાનું માત્ર 'પિઠરીપુલાક ન્યાયે' અવલોકન કર્યું છે, એટલે એની ખૂબીઓ કે ખામીઓ વિષે લખવું તે સાહસ જ ગણાય; છતા ગ્રન્થના મૂલનું અમોએ સંપૂર્ણ વાચન કર્યુ છે, તેથી એની સંપાદનશૈલી અને સંશોધન વિષે કંઈક લખવું પ્રાસંગિક ગણીએ છીએ

### સૂત્રોનાં નવાં નામો—

સંપાદકે પ્રત્યેક સૂત્ર વા સૂત્રખંડને પોતાના કલ્પિત નામથી અલંકૃત કરેલ છે પ્રાકૃતને પ્રાકૃત અને સંસ્કૃતને સંસ્કૃત નામ લગાડીને અન્તે સૂત્રનુ પ્રચલિત નામ આપ્યુ છે. આનુ કારણ 'એકવાક્યતા' જાળવવારૂપ જણાવ્યુ છે, જે અમારી માન્યતાનુસાર નિરાધાર છે. પ્રતિક્રમણ–સૂત્રો, સૂત્રખંડો કે તદુપયોગી જે વસ્તુઓ નિયત છે, તે પ્રત્યેક પોતાના નામ સાથે જ નિયત છે, એ વિષયમા ટીકાકાર, સંપાદક કે સંશોધકને નિરાધાર નવાં નામો લગાડવાનું સાહસ કરવાની કશી આવશ્યકતા ન હતી, જો સૂત્રગત વસ્તુવ્યંજક શબ્દ લખવાની જ તેમની ઈચ્છા હતી તો ટિપ્પણમા વા ટીકામા તેવો કોઈ શબ્દ લખીને પૂરી કરી શકાતી હતી, પણ પ્રત્યેક સૂત્ર અને સૂત્રખંડના ગળામાં પ્રાકૃત અને સંસ્કૃત નામોની બંધે નવી ઘંટડીઓ વળગાડવાનો સંપાદકને કંઈ જ અધિકાર ન હતો 'સાત લાખ, અઢાર પાપસ્થાનક' જેવા લોકભાષામય આલોચનાપાઠોને પ્રાકૃત અને સંસ્કૃત ભાષાનાં નવાં નામો કેટલા બધાં વિચિત્ર લાગે છે? આમાં કેવા પ્રકારની એકવાક્યતા છે તે અમો સમજી શકતા નથી.

**'તસ્સ ઉત્તરીકરણેણં,' 'અન્નત્થઊસસિએણં'** જેવા સૂત્રખંડો કે જે વાસ્તવમાં 'ઇરિયાવહિયા'ના જ અંશો છે, તેઓને નવા નામો લગાડીને એક પ્રકારની તેઓમાં વિકૃતિ જ ઉત્પન્ન કરી છે. વળી, કેટલાંક નવાં નામો તો મૂળ વસ્તુને જ ઢાંકનારા અને જૈન શૈલીને બાધક થાય તેવાં છે.

### અન્તઃશીર્ષકો અને અન્તર્વચનો—

કેટલાંક સ્થળોમાં સંપાદકે 'અન્તશીર્ષકો' અને વિધિગત 'પ્રતિવચનો' સૂત્રોમાં દાખલ

કર્યાં છે, એ પણ અવિચારિત કાર્ય કર્યું છે, આવા પ્રક્ષેપો કાલાન્તરે લેખકોના અજ્ઞાનથી સૂત્રોના અંગો બનીને મૂળ વસ્તુને વિકૃત કરે છે કે જેનું સંશોધન પણ અશક્ય બની જાય.

'વન્દનક સૂત્ર' તથા 'અબ્ભુટ્ઠિઓ' આદિમાં દાખલ કરેલાં 'ગુરુપ્રતિવચનો,' 'સ્થાન નિવેદન' આદિ બાબતો અજાણ સ્વય શીખનારાઓ માટે હાનિકર થશે, એટલુ જ નહિ પણ પોથી-લેખકો દ્વારા સૂત્રનાં અગ બનીને તે મૂળ વસ્તુને બગાડનારાં નીવડશે આ પ્રતિવચનો, સ્થાનાદિ નિવેદનો વિધિમા શોભનારી વસ્તુઓ છે, જેઓને મૂળમાં પ્રવેશ કરાવીને સપાદકે અક્ષમ્ય ભૂલ કરી છે.

'લઘુશાન્તિ'સ્તવમાં 'વિજયાદિ જગન્મંગલ કવચ, અક્ષરસ્તુતિ, આમ્નાય, ફલશ્રુતિ, અંતમગલ આદિ શીર્ષકોના કોટા વેરીને શાન્તિપાઠીઓનો માર્ગ દુર્ગમ બનાવ્યો છે, આવા સૂચનો અસ્થાનીય અને અપ્રાસંગિક હતાં

**સંશોધન—**

અમો પ્રથમ જ કહી ચૂકગા છીએ કે સંશોધનની દૃષ્ટિએ આ સંસ્કરણ સારું છે, કેટલીયે પ્રવાહપતિત ભૂલોનું આમાં પરિમાર્જન થયુ છે છતાંયે પૂર્વથી ચાલી આવતી થોકબન્ધ અશુદ્ધિઓ આમાં પણ રહી જવા પામી છે, ભીમસી માણેકના સસ્કરણની કેટલીક ભૂલો મહેસાણાના સંસ્કરણમાં સુધરી છે, તેમ મહેસાણાના સસ્કરણની કતિપય ભૂલો આમા સુધરી છે, એમ છતાં ભીમસીની ઘણી ભૂલો મહેસાણાએ અપનાવી છે અને મહેસાણાનું અનુસરણ આ સસ્કરણના સંશોધકોએ કર્યું છે, ખાસ કરીને ભાષાની કૃતિઓ—'પાક્ષિકાદિ અતિચાર' 'સકલતીર્થ-વન્દના' આદિમાં ભીમસી માણેકે ભાષાવિષયક પરિવર્તન કરીને મૂલ કૃતિઓને વિકૃત કરી હતી તે જ રૂપે મહેસાણા અને અષ્ટાંગ–વિવરણકારે પોતાના સંસ્કરણમાં તેની પુનરાવૃત્તિ કરી છે. ખરી રીતે એવી કૃતિઓને પ્રાચીન હસ્તલિખિત પ્રતિઓના આધારે સુધારીને પોતાના મૂલ-રૂપમાં પ્રકાશિત કરવી જોઈતી હતી. 'અજિતશાન્તિસ્તવ'મા જેમ પ્રાચીન ટીકાના આધારે શાબ્દિક પરિવર્તન કર્યુ છે તે જ રીતે ઉક્ત કૃતિઓને એના મૂલરૂપમા ઉપસ્થિત કરી હોત તો યોગ્ય ગણાત

**અજિતશાન્તિસ્તવમાં કરેલ પરિવર્તનો—**

'અજિતશાન્તિસ્તવ'મા કેટલીક હ્રસ્વ દીર્ઘની ભૂલો સુધારી છે એ તો ઠીક, પણ છન્દોના આધારે આમા કેટલેક ઠેકાણે ગાથાઓનો જે અંગભંગ કર્યો છે તે અક્ષન્તવ્ય છે સંશોધકે ગમે તે ભાવથી પણ 'અજિતશાન્તિસ્તવ'ની છન્દોવિષયક છેડછાડ કરીને તો પોતાની બુદ્ધિનુ જ પ્રદર્શન કર્યુ છે 'છન્દ શાસ્ત્ર' તે કઈ કતિપય વૃત્તવાહિની લઘુતરંગિણી નથી પણ લાખો વૃત્તોનો એ 'મહાર્ણવ' છે, આનુ તળ જોયા વિના અજિતશાન્તિસ્તવના હજારો વર્ષ જૂના છંદોની જાતનો થાહ લેવાની ચેષ્ટા પણ સશોધકને મૂઝવનારી થઈ પડે તેવી છે, આવી વસ્તુ સ્થિતિ હોવા છતાં સશોધક અજિતશાન્તિસ્તવના છદોની ચર્ચા કેમ કરી તે અમે સમજી શકતા નથી

છન્દોજાલ અનિગહન છે, અજિતશાન્તિસ્તવના છદોનું સશોધન કરવા નીકળેલા સશોધક પોતે એની ભૂલભુલામણીમાં પડીને 'ઉપજાતિ'ને 'ઇન્દ્રવજ્રા' અને 'ઔપચ્છન્દ-સિક'ને 'વૈતાલીય' લખવાની ભૂલ કરી બેસે છે કે જેની એને સ્વયં ખબર પણ નથી પડતી ત્યારે અજિતશાન્તિના છન્દોની એમની સમાલોચના ભૂલભરેલી ન હોય એમ કોણ કહી શકે તેમ છે?

ટીકાકારનું કર્તવ્ય સૂત્રના પાઠોની શુદ્ધિ કરવાનું હતું, એ માટે આવશ્યકનિર્યુક્તિ, ભાષ્ય, ચૂર્ણિ, ટીકાઓની જૂનામા જૂની પ્રતિઓ એકત્ર કરીને પ્રત્યેક સૂત્ર અને સૂત્રખંડના પંચાંગીના પ્રાકૃત, સંસ્કૃત પાઠોની સાથે અર્થની દૃષ્ટિએ મિલાન કરવાનું અને જ્યાં અર્થ-વૈષમ્ય જણાતુ હોય ત્યાં મૂલનાં પ્રતીકો તપાસી અશુદ્ધિઓ પકડવાનું હતું. આ કાર્ય માટે માત્ર આવશ્યક પંચાંગીની પ્રાચીન હસ્તલિખિત પ્રતિઓની જ જરૂરત હતી, નહિ કે ૧૧૨ જેટલા આધાર ગ્રંથો કે ૩૧ જેટલી હાથપોથીઓની બાંધછોડ કરવાની, ૭ દોની સમાલોચના કરવાની કે તાંત્રિક તત્ત્વનુ પ્રદર્શન કરવાનુ કંઈ જ પ્રયોજન ન હતુ અષ્ટાગ વિવરણને બદલે ૧ શુદ્ધ મૂલપાઠ, ૨ સંસ્કૃત છાયા, ૩ ગુજરાતી ભાષામા શબ્દાર્થ. ૪, અન્વયાર્થ અને ૫ તાત્પર્યાર્થ–આટલી વસ્તુઓને અનુલક્ષીને જ વિવરણ કરવાની જરૂર હતી અર્થનિશ્ચય તાત્પર્યાર્થમા આવી જાય છે જ્યારે આધાર, ઇતિહાસનો સાર કે છંદનુ નામ, લક્ષણ ટિપ્પણમા પણ આપી શકાતું હતું લેખકે જો ઉપર્યુક્ત માર્ગ ગ્રહણ કર્યો હોત તો ઓછા પરિશ્રમે અને ઓછા ખર્ચે આનાથી વિશેષ સારુ સંસ્કરણ તૈયાર થઈ શકચુ હોત અને થોડા મૂલ્યમાં આનો સર્વત્ર પ્રચાર થઈ શકચો હોત. પણ જે કામ થઈ ગયુ છે તેને અંગે હવે વધુ લખવાનુ અનાવશ્યક છે.

હવે અમે આપણા 'આવશ્યકસૂત્ર'માં તેમજ પ્રતિક્રમણમાં બોલાતી, સ્તુતિ–સ્તવાદિમા અજ્ઞાતપણે પ્રવેશેલી અને આજ પર્યન્ત ચાલી આવતી અશુદ્ધિઓની સૂચી આપીને આ ચર્ચાને સમેટી લઈશુ

લગભગ ત્રણેક વર્ષ ઉપર અમોએ મહેસાણાના સંસ્કરણને આધાર કલ્પી આવશ્યક સબંધી સૂત્રોનું એક શુદ્ધિપત્રક તૈયાર કર્યું હતું અને તેને છપાવી પ્રકટ કરવાનો પણ વિચાર કર્યો હતો પણ એ પછી થોડા જ સમયમાં 'પ્રબોધટીકા'ના પ્રથમ ભાગના પ્રકાશનની ખુશીમાં મુબઈ મુકામે જૈનોની સભા થઈ અને લાગતાવળગતાઓને અભિનંદનો અપાયાં આ બનાવ ઉપરથી અમને લાગ્યું કે હવે 'પ્રતિક્રમણ સૂત્ર'નું શુદ્ધ સંસ્કરણ પ્રકાશિત થતાં અમારા આ શુદ્ધિપત્રકને પ્રકટ કરવાની આવશ્યકતા રહેશે નહિ અમોએ પ્રબોધટીકાવાળા સસ્કરણનો પ્રથમ ભાગ મગાવીને દૃષ્ટિગોચર કર્યો, કેટલીક ભૂલો તેમા સુધરેલી જણાઈ ત્યારે કેટલીક નવી ભૂલો દૃષ્ટિગત થઈ અમોએ આખો ગ્રન્થ છપાઈ ગયા પછી જ એના સબધમાં કંઈ પણ લખવાનો નિર્ણય કર્યો, ગત ચાતુર્માસ્યમા અન્તિમ ભાગ બહાર પડચો તે મગાવીને આખા ગ્રથનુ મૂલમાત્ર વાચી લીધું અને નજરે ચઢેલી ભૂલોની નોંધ કરી લીધી

અહીં અમો પ્રથમ મહેસાણાના સસ્કરણની અને તેની સામે પ્રબોધટીકાના સસ્કરણની અશુદ્ધિઓનુ શુદ્ધિપત્રક આપીશું, જેથી પૂર્વે આ સૂત્રોમા કેટલી અશુદ્ધિઓ હતી અને આ નવા સસ્કરણમા કેટલી રહી અને કેટલી નવી પ્રવિષ્ટ થઈ એનો વાચકગણ વિચાર કરી શકે :—

---

| મહેસાણા–સંસ્કરણ | | પ્રબોધટીકા સંસ્કરણ | |
|---|---|---|---|
| | જગચિંતામણિમા | | |
| અશુદ્ધ | શુદ્ધ | અશુદ્ધ | શુદ્ધ |
| મુહરિપાસ | મહુરિપાસ | " | મહુરિપાસ |
| કોડિઓ | કોડીઓ | " | કોડીઓ |

| મહેસાણા-સંસ્કરણ | | પ્રબોધટીકા-સંસ્કરણ | |
|---|---|---|---|
| અશુદ્ધ | શુદ્ધ | અશુદ્ધ | શુદ્ધ |
| | **ઇરિયાવહિયામાં** | | |
| ° | ઇરિયાવહી | ઈરિયાવહી | ઇરિયાવહી |
| ° | ઇરિયાવહિયં | ઈરિયાવહિય | ઇરિયાવહિયં |
| ° | ઇરિયાવહિયા | ઈરિયાવહિયા | ઇરિયાવહિયા |
| | **ઉવસગ્ગ-હરમાં** | | |
| ભત્તિબ્ભર | ભત્તિભર | ° | ભત્તિભર |
| | **સંસારદાવાનલ સ્તુતિમાં—** | | |
| ° | ° | (ઇંદ્રવજ્રા) | (ઉપજાતિ) |
| | **પુક્ખરવરદીવડ્ઢે—** | | |
| જાઈ° | જાઈ° | ° | જાઈ° |
| °સ્સબ્ભુઅ- | °સ્સબ્ભૂઅ | ° | °સ્સબ્ભૂઅ |
| | **વંદિત્તુ સૂત્રમાં** | | |
| °મણુવ્વયાણં | °મણુવયાણં | ° | ° |
| ઉવભોગપરીભોગે- | ઉવભોગે પરિભોગે | ° | ° |
| °ફોડી સુવજ્જર | °ફોડીસુ વજ્જર | ° | ° |
| મા મજ્ઝ | મા મજ્ઝં | ° | ° |
| | **ભવનદેવતા સ્તુતિમાં** | | |
| ભુવનદેવી | ભવનદેવી | ભુવનદેવતા | ભવનદેવતા |
| ભુવનદેવતા | ભવનદેવતા | ભુવણદેવયા | ભવણદેવયા |
| ભુવણ° | ભવણ° | ભુવનદેવી | ભવનદેવી |
| | **અડ્ઢાઈજ્જેસુમાં** | | |
| પનરસસુ | પન્નરસસુ | પનરસસુ | પન્નરસસુ |
| °પડિગ્ગહધારા | °પડિગ્ગહધરા | °પડિગ્ગહધારા | પડિગ્ગહધરા |
| °મહવ્વયધારા | °મહવ્વયધરા | °મહવ્વયધારા | મહવ્વયધરા |
| °સીલગધારા | °સીલગધરા | °સીલગધારા | સીલંગધરા |
| અકખયાયાર | અક્ખુયાયાર | અકખયાયાર | અક્ખુયાયાર |
| | **લઘુશાંતિમાં** | | |
| જગત્યા | જગત્યાં | ° | ° |
| નિર્વૃત્તિ° | નિર્વૃતિ° | ° | ° |
| °દૃષ્ટિના | °દૃષ્ટીના | ° | ° |
| | **ચઉક્કસાયમાં** | | |
| સુસુમૂરણુ | સુસુમૂરણુ | ° | ° |

| મહેસાણા-સંસ્કરણ | | પ્રબોધટીકા-સંસ્કરણ | |
|---|---|---|---|
| | **ભરહેસરબાહુબલિ સજ્ઝાયમાં** | | |
| **અશુદ્ધ** | **શુદ્ધ** | **અશુદ્ધ** | **શુદ્ધ** |
| થૂલિભદ્દો | થૂલભદ્દો | ૦ | થૂલભદ્દો |
| વિલય જંતિ | વિલિજ્જંતિ | વિલયજંતિ | વિલિજ્જંતિ |
| ૦ | ૦ | મયણરેહા | મયણરેહ |
| થૂલિભદ્દસ્સ | થૂલભદ્દસ્સ | ૦ | થૂલભદ્દસ્સ |
| મણહ જિણાણં | મણ્ણહ જિણાણં | ૦ | મન્નહ જિણાણં |
| ઉજ્જુત્તો | ઉજ્જુત્તા | ૦ | ઉજ્જુત્તા |
| હોઈ | હોઇ | ૦ | હોઇ |
| ભાસાસમિઈ° | ભાસાસમિઇઓ | સમિઈ | સમિઈઓ |
| છજ્જીવકરુણાય | જીવકરુણાય | છજ્જીવક° | જીવક૦ |
| ગુરુથુઅ | ગુરુથુઇ | ૦ | ગુરુથુઈ |
| | **સકલાર્હત્‌મા** | | |
| મલ્લી° | મલ્લિ૦° | ભગવાન્ ચતુર્થાર | ભગવાંશ્ચતુર્થાર |
| રાજાર્ચિતાના | રાજાર્ચિતાનાં | ૦ | રાજાર્ચિતાનાં |
| °પ્રદીપાનલો | °પ્રદીપાનિલો | પ્રદીપાનલો | પ્રદીપાનિલો |
| ૦ | ૦ | ° કૂટાદય:, તત્ર | °કૂટાદય-સ્તત્ર |
| | **સ્નાતસ્યા સ્તુતિમાં** | | |
| જિન | જિન: | ૦ | જિન: |
| હંસાસાહત | હંસાંસાહત | ૦ | હંસાંસાહત |
| મલ-સદશં | °મલસદશં | ૦ | મલસદશં |
| | **અતિચારમાં** | | |
| વચ્છલ° | વચ્છલ્લ° | જે કોઈ | અનેરો જે કોઇ |
| દિસિ-નાણ° | દિસિ-ણ્હાણ° | અણપવેસે | -અણપવેચે |
| કમતં | કર્મત: | માતરું ૨ | -માતરિયું ૨ |
| સમ-સલેહણ | સમ્મ સંલિહણ | પીલ્યાં | -પાલી |
| પન્નર | પનર | સવિહુ-સર્વે પણ | -સવિહુ સર્વનું |
| તપ | તવ | અણપવેસે-પ્રવેશ કર્યા વિના (ટિ) માન્યો | અણપવેસે-પ્રવેદન કર્યા વિના (ટિ) ભાન્યો |
| ચઉવ્વીસસયં | ચઉવીસસયં ચ | અનેરો-બીજો | -અનેરો-અન્યતર |
| | | ભક્ષિત-ઉપેક્ષિત-ભક્ષણ કરતાં ઉપેક્ષા કીધી | ભક્ષિત-ઉપેક્ષિત ભક્ષણ કર્યું ઉપક્ષા કીધી. |
| | | અહવા દશમી | અહિવા દશમી |
| | | અથવા દશમી | અવિઘ્નવા દશમી |

**મહેસાણા-સંસ્કરણ** — **પ્રબોધટીકા-સંસ્કરણ**

### અજિતશાન્તિસ્તવમાં

| અશુદ્ધ | શુદ્ધ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| વિછિન્ન° | વિત્થિન્ન° | ° | વિત્થિન્ન |
| સંથિઅં | સંઠિઅ | ° | 'સંઠિઅં' |
| °વચિઅ | °વચિઅં | °વચિઅ | °વચિઅં |
| જુવઈણ | જુવઈણ | જ સુર° | જં સુર° |
| સુંદરવઇ | સુંદરવઈ | ° | સુંદરવઈ |
| આસી | આસિ | ° | આસિ |

### અજિતશાન્તિસ્તવમાં

| અશુદ્ધ | શુદ્ધ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| કેહિ વી | કેહિં વિ | ° | કેહિં વિ |
| સિરવચ્છ | સિરિવચ્છ | ° | સિરિવચ્છ |

### બૃહચ્છાન્તિમાં

| અશુદ્ધ | શુદ્ધ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| પાશ્વ | પાર્શ્વ | લોકોદ્યોત° | લોકોદ્દ્યોત° |
| પુષ્ટિભવતુ | પુષ્ટિર્ભવતુ | ભૂમણ્ડલે આયતન° | ભૂમણ્ડલાયતને |
| ° | ° | | |
| રાજાધિપ° | રાજ્યાધિપ | શામ્યન્તુ ૨ | શામ્યંન્તુ |
| રાજાસંનિવે° | રાજ્યસંનિવે° | રાજાધિપ° | રાજ્યાધિપ° |
| ગોષ્ઠિકપુર° | ગોષ્ઠીપુર° | ગૌષ્ઠિકપુર | ગોષ્ઠી પુર° |
| પૌરમુખ્યાણાં | પુરમુખ્યાણાં | રાજાધિપાનાં | રાજ્યાધિપાનાં |
| કર્પૂર ગરુ | કર્પૂરાગુરુ | રાજસંનિવેશ° | રાજ્યસંનિવેશ° |
| °ભવન્તુ લોકાઃ | ભવતુ લોકઃ | શ્રીરાજાધિપાનાં- | શ્રીરાજ્યાધિપા૦ |
| તિત્થયરમાયા | ગોવાલયમાયા | શ્રીરાજસંનિવે૦ | શ્રીરાજ્યસંનિવે૦ |
| | | શ્રીપૌરમુખ્યાણાં૦ | શ્રીપુરમુખ્યા૦ |
| | | તિત્થયરમાયા | ગોવાલયમાયા |

### સંતિકરસ્તવમાં

| અશુદ્ધ | શુદ્ધ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| માણુઓ સુરકુમારો | માણુએસર કુમારો | માણુઓ સુરકુમારો | માણુએસર કુમારો |
| વઇરુટ્ટચ્છુત્ત | વઇરુટ્ટ દત્ત | વઇરુટ્ટછત્ત | વઇરુટ્ટદત્ત |
| દિટ્ઠીરક્ખં | °દિટ્ઠિયરક્ખ | ° | °દિટ્ઠિયરક્ખં |

### પચ્ચક્ખાણોમાં

| અશુદ્ધ | શુદ્ધ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| સાડ્ઢપોરિસી | સાડ્ઢપોરિસી | સાડ્ઢપોરિસી | સાઢપોરિસી |
| સાડ્ઢપોરિસિ | સડ્ઢપોરિસિં | સાડ્ઢપોરિસિ ૪ | સડ્ઢપોરિસિં ૪ |
| પચ્છન્ન° ૩ | પછન્ન° ૩ | પચ્છન્ન° | પછન્ન° |
| આઉટ્ટણ° | આઉંટણ° | વિગઇઓ | વિગઈઓ |
| બહુલેવેણ ૨ | બહલેણ ૨ | બહુલેવેણ ૨ | બહલેણ ૨ |
| અબ્ભત્તટ્ઠં ૨ | અભત્તટ્ઠ ૨ | અબ્ભત્તટ્ઠ ૨ | અભત્તટ્ઠં ૨ |
| પાણહાર ૨ | પાણાહાર ૨ | પાણહાર ૨ | પાણાહાર ૨ |

### પૌષધપ્રત્યાખ્યાનમાં

| અશુદ્ધ | શુદ્ધ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ચઉવ્વિહં પો૦ | ચઉવ્વિહે પો૦ | ચઉવ્વિહ પો૦ | ચઉવ્વિહે પો૦ |
| ૦ | ૦ | ભન્તે | ભંતે |
| ૦ | ૦ | ચંદવડિંસો | ચંદવડંસો |

### સંથારાપોરિસીમાં

| | | | |
|---|---|---|---|
| જિટ્ઠિજ્જા। | જિટ્ઠજ્જા। | ૦ | ૦ |
| કુક્કુડ° | કુક્કુડ° | કુક્કુડિ° | કુક્કુડ° |
| અતરંત | અતરંતુ | અતરંત | અતરંતુ |
| વોસિરિસુ | વોસિરિસુ | વોસિરસુ | વોસિરિસુ |
| °મણુસાસઈ | °મણુસાસએ | °મણુસાસઈ | °મણુસાસએ |
| મુજ્ઝહ વઈર ન ભાવ | મજ્ઝહ ન વઈરભાવ | મુજ્ઝહ વઈર ન ભાવ | મજ્ઝહ ન વઈરભાવ |
| વાએણ | વાયાઇ | ૦ | વાયાઇ |

### સકલતીર્થમાં

| | | | |
|---|---|---|---|
| ૦ | ૦ | અટ્ઠલકખ | અડલખ |
| ૦ | ૦ | અંતરિકખ | અંતરીખ |

### <u>કેવળ મહેસાણા-સંસ્કરણ</u>

| તિજયપહુત્તમાં | | નમિઊણમાં | |
|---|---|---|---|
| ગહ-ભુઅ° | ગહભૂઅ | સેયવુટ્ટિયચ્છાયા | સેયવટ્ટિયચ્છાયા |
| દેવીઓ | દેવીઉ | સત્થહં | સચ્છહ |
| ગહભુઅ | ગહભૂઅ | °ભિગ્ઘાય | °ભિઘાય |

### ભક્તામરમાં

| | | | |
|---|---|---|---|
| °મુદ્યોતક | °મુદ્દ્યોતક | સુ-દૂર | સુદૂર |
| પ્રકટી-કરોષિ | પ્રકટીકરોષિ | ઉદ્યોનિતેષુ | ઉદ્દ્યોતિતેષુ |
| જલ-ધેર્નંતુ | જલધેર્નંતુ | આતપ-ત્ર | આતપત્ર |
| સ-વિધા | સવિધા | અસુ-મતો | અસુમતો |
| સ-મહી-રુહો | સમહીરુહો | °સ્તવૈવ | °સ્તવૈવં |
| સુ-મનસા | સુમનસા | સતતિં | સતતં |

મહેસાણા-સંસ્કરણના શુદ્ધિપત્રકની અશુદ્ધિઓમા ૧૮ અશુદ્ધિઓ તિજયપહુત્ત, નમિઊણ, ભક્તામર નામક સ્તોત્રોની છે કે જે સ્તોત્રો પ્રબોધટીકાવાળા સંસ્કરણમાં સંગ્રહીત નથી, બાકીની અશુદ્ધિઓ પ્રતિક્રમણમા આવતાં સૂત્રો અને સ્તોત્રોની છે.

પ્રબોધટીકાવાળા સંસ્કરણમા દષ્ટિગોચર થયેલી ૬૩ જેટલી અશુદ્ધિઓ પૈકીની ઘણા સૂત્રોમાં ચાલી આવતી અશુદ્ધિઓ છે જ્યારે તેના એક ચતુર્થાંશ જેટલી સંપાદક-કૃત છે

આ બંને શુદ્ધિપત્રકોમાં તે જ અશુદ્ધિઓ અમોએ લીધી છે કે જેનો સંપાદકોએ પોતાના શુદ્ધિપત્રકોમાં સમાવેશ કર્યો નથી, આ ઉપરાંત પણ આ સૂત્રોમાં અશુદ્ધિઓ હશે જે અમારી નજરે ચડી નથી અથવા તો અમારા લક્ષમા આવી નથી

વળી, આ સૂત્રોનાં પ્રાચીન પુસ્તકો અને ગ્રન્થાન્તરોમાં પાઠાન્તરો પણ દૃષ્ટિગોચર થાય છે કે જે ઉપર ઊહાપોહ કરીને ગ્રાહ્ય જણાય તે મૂળમાં દાખલ કરી દેવાં જોઈએ, દૃષ્ટાંત તરીકે-'આયરિઅઉવજ્ઝાએ'માં કુલગણે ય-કુલગણે વા ।

અંજલિ કરિઅ સીસે—અંજલિં કરે સીસે ।

સધસ્સ અહયં પિ—સવ્વસ્સ ય તુમપિ ।

ઈત્યાદિ પ્રકારનાં આવશ્યક સૂત્રોમાં અનેક પાઠાન્તરો નજરે પડે છે અને સમન્વય માગે છે. આ બધી વાતો ઉપર ગભીરતાપૂર્વક વિચાર કરી ગીતાર્થોએ આપણા આવશ્યક સૂત્રોને પરિમાર્જિત કરી શુદ્ધ અને સર્વોપભોગ્ય સંસ્કરણ પ્રકાશિત કરવું જોઈએ. તથાસ્તુ.



## પ્રતિક્રમણ

**કોઈ પણ સાચા જૈન માટે રોજની છ આવશ્યક ક્રિયાઓમાં પ્રતિક્રમણ એક મુખ્ય કર્તવ્ય છે. પ્રતિક્રમણ વિના તેના વ્રત-નિયમોની શુદ્ધિ થઈ શકિત નથી. કહ્યું છે કે—**

"पडिक्कमणेणं भंते ! जीवे किं जणयइ ? पडिक्कमणेणं वयछिद्दाणि पिहेइ । पिहियवयछिद्दे जीवे निरुद्धासवे असबल-चरित्ते अट्ठसु पवयण-मायासु उवउत्ते अपुहत्ते सुप्पणिहिए विहरइ ॥"

ભગવન્! પ્રતિક્રમણ કરવાથી શો લાભ છે?

ભદ્ર! પ્રતિક્રમણ કરવાથી વ્રતોમાં લાગતા દોષ રોકાય છે-મનુષ્ય ભૂલોથી બચી જાય છે. વળી, શુદ્ધ વ્રતધારી હોવાથી ખરાબ કર્મોનો આશ્રવ થતો નથી, ચારિત્ર શુદ્ધ થાય છે. આઠ પ્રવચન માતાઓ, પાંચ સમિતિઓ અને ત્રણ ગુપ્તિઓમાં સાવધાન બને છે. શુદ્ધ ચારિત્રથી અલગ ન થતાં સમાધિને પ્રાપ્ત કરી વિચરે છે

આથી પ્રતિક્રમણ માટે સૂત્રોની શુદ્ધિ જરૂરી છે. અન્યથા અર્થનો અનર્થ થઈ બેસે!



# કૂતરો ને સંન્યાસી

લેખક :—શ્રીયુત જયભિખ્ખુ

એક દિવસ સવારનો સમય હતો એક સન્યાસી સરયૂ નદીમાં તારાસ્નાન કરવા આવ્યો ખૂબ નિરાતે નાહ્યો, વસ્ત્ર ધોયાં ને પવિત્ર થઈ ને હાથમાં પૂજાની સામગ્રી સાથે બહાર આવ્યો.

નદીતટ પરથી એક ધોરી રસ્તો શહેર તરફ જતો હતો. આ રસ્તા પર એક મોટો કૂતરો બેઠો હતો એ પણ તાજુ સ્નાન કરીને આવ્યો હતો. આખા શરીર પર પાણી ભરેલુ હતુ. શરીર પરના પાણીને લૂછવા એની પાસે કઈ સાધન નહોતુ એણે પાણી ઉડાડવા પોતાના સ્વભાવ પ્રમાણે આખું શરીર ધુણાવ્યું રૂંવાટીમાં ભરાયેલાં જલબિંદુ ઊડી ઊડીને આઘે સુધી પડ્યાં

એ જ વખતે પેલો સન્યાસી સ્નાનાદિથી શુદ્ધ થઈ ત્યાથી નીકળ્યો. કૂતરાના શરીરના થોડાક છાંટા તેના દેહ પર પડ્યા. તરત જ સન્યાસીના ચહેરા પર ક્રોધનાં વાદળો ઘેરાઈ ગયા, ને ગુસ્સાની વીજળી ગરજવા લાગી.

સન્યાસી બોલ્યો 'રે દુષ્ટ! તેં મારો પવિત્ર દેહ અભડાવ્યો!'

કૂતરો નમ્રતાથી બોલ્યો: 'મહારાજ! હું તાજો નાહેલો છુ. પાણી ઉડાડવા મે મારી રીત મુજબ મારું શરીર હલાવ્યું. આપને છાંટા જરૂર ઊડ્યા, પણ એથી મારો લેશ પણ ઈરાદો આપને અપવિત્ર કરવાનો નહોતો!'

સંન્યાસી ગર્જીને બોલ્યો: 'રે મૂર્ખ! તું એક બ્રાહ્મણનો ને એક કૂતરાનો ભેદ સમજતો નથી. ખરી રીતે તારે ધોરી રસ્તાથી દૂર રહેવું જોઈતું હતુ.'

કૂતરો બોલ્યો: 'અમે ખૂણે ભરાઈ રહીએ તો અમને જમાડવા માટે કોઈ જગાડવા ન આવે. આ ધોરી રસ્તો જ અમારા પેટપાણીનો સરળ માર્ગ છે. આપે સંભાળીને ચાલવું જોઈતુ હતુ, મહારાજ!'

કૂતરાના આ સવાલ-જવાબ સાંભળી સંન્યાસીના ગુસ્સાનો પાર ન રહ્યો. તે ગર્જીને બોલ્યો: 'નાલાયક, મને શિખામણ આપે છે? લેતો જા, તારી ધૃષ્ટતાનું ફળ!' એમ કહી બગલમાં ધ્યાન ધરવા માટેની પવનપાવડી હતી, એનાથી એણે કૂતરાને ત્રણ-ચાર પ્રહાર કર્યા

કૂતરો એના જાતિસ્વભાવ પર ન ગયો, બલકે નમ્રતાથી બોલ્યો 'સન્યાસી મહારાજ! મારો વાક નથી, છતા તમે મને માર્યો, ભગવાન રામચંદ્રજીના રાજમા આવો જુલમ ન ચાલે. હુ રામદરબારમા તમારી વિરુદ્ધ ફરિયાદ કરીશ ભગવાન રામ ન્યાય તોળશે એ ન્યાય તોળાય તે પહેલા તમે ચાલ્યા જાઓ તો, તમને રામદુહાઈ છે!'

રામદુહાઈ સાંભળી સન્યાસીના પગ ન ઊપડ્યા. બંને જણા ન્યાય તોળાવવા રામદરબાર ભણી રવાના થયા

રામદરબારના દ્વાર અભગ હતા ગમે તે ફરિયાદી ગમે ત્યારે આવી દાદ માગી શકતો દરબારની બહાર, એક સાકળ સાથે મોટો ઘંટ લટકાવેલો હતો કોઈ પણ એ ઘટ વગાડતુ કે સ્વય રાજા રામ આવીને ઊભા રહેતા ગમે તેની ફરિયાદ સાંભળતા ને કોઈની શરમ કે શેહ વગર ન્યાય ચૂકવતા.

રામચંદ્રજી અંતપુરમાં બેઠા હતા. એક પડખે સીતાજી હતાં, બીજે પડખે લક્ષ્મણજી હતા. સામે હુકમ બજાવતા હનુમાન ખડા હતા, ત્યાં તો એકાએક ઘંટ રણઝણ્યો : ખણીંગ, ખણીંગ, ખણીંગ!

રાજા રામે લક્ષ્મણજીને તરત હુકમ કર્યો, 'જાઓ લક્ષ્મણ વીર! દરવાજે કોઈ દીન-દુઃખિયુ આવ્યું લાગે છે!'

લક્ષ્મણ વીર દોડચા થોડી વારમાં પાછા આવ્યા ને બોલ્યા 'ભગવાન! એક કૂતરો અને એક સંન્યાસી બહાર ઊભા છે. ફરિયાદ કૂતરાની છે.'

'એક સન્યાસી સામે કૂતરાની ફરિયાદ! માણસ સામે પશુની ફરિયાદ! જરૂર કંઈક જાણવા જેવુ હશે. ચાલો, આવું છુ!' રાજા રામચદ્ર એમ બોલ્યા ને ઊભા થવા ગયા સીતાજીએ તેમને ઊભા થતા રોકચા ને કહ્યું : 'બંનેને અહીં બોલાવો, લખમણ વીર! અમે પણ રામરાજ્યનો ન્યાય જોઈએ.'

'બહુ સારુ! બંનેને અહી હાજર કરો!' રાજા રામે લક્ષ્મણને આજ્ઞા કરી. થોડી વારમાં બંનેને લઈ લક્ષ્મણ ત્યા હાજર થયા ભગવાન રામચદ્રજીએ બંનેને જોઈને પ્રશ્ન કર્યો 'કોને ફરિયાદ કરવાની છે!'

'જી, મારે!' કૂતરાએ કહ્યું.

'વારુ, તમારી જે ફરિયાદ હોય તે, કોઈનો ડર રાખ્યા વગર, સાચે સાચી કહો ન્યાય જરૂર મળશે.'

'સ્વામી! રામરાજ્યમા શું શ્વાન કે શું સંન્યાસી બને સમાન છે. આ સંન્યાસીએ મને વગર વાંકે ત્રણચાર દંડ માર્યા છે. માટે તેનો ન્યાય કરો.' કૂતરાએ પોતાની ફરિયાદ રજૂ કરી.

કૂતરો બોલી રહ્યો, એટલે રાજા રામે સંન્યાસીને પૂછ્યું : 'કહો સંન્યાસીજી! આ કૂતરો જે ફરિયાદ કરે છે, તે મુજબનુ કાર્ય તમે કર્યું છે? પૂછું તેનો જ જવાબ આપજો.'

'હા, મે તેને માર્યો છે પણ ..' સન્યાસીએ આગળ બોલવા પ્રયત્ન કર્યો. પણ રામચંદ્રજીએ તેને વારતા કહ્યું : 'હુ કારણ પૂછીશ. જાણુ છુ કે કારણ વગર કાર્ય ન થાય વારુ, શા કારણે, કયા અપરાધે તમે તેને માર્યો?'

'ભગવન્! એ એક નીચ રઝળતો કૂતરો છે, હુ એક પવિત્ર સંન્યાસી છુ તે ભેદ ન્યાય તોળતા આપ લક્ષમા લેજો વાત એવી બની કે આજ સવારે સરયૂ નદીમાં હુ તારાસ્નાન કરવા ગયેલો. સ્નાનાદિ વિધિ પતાવી, શુદ્ધ થઈ બહાર નીકળ્યો, ત્યાં ધોરી માર્ગ પર આ નાલાયક કૂતરો બેઠો હતો. એણે નીચે પોતાનો દેહ હલાવી, તેના શરીર પર રહેલા પાણીના છાંટા મારા દેહ પર નાખ્યા, મને અપવિત્ર કર્યો મને ક્રોધ ચઢચો. મે પવનપાવડીના પ્રહાર કર્યા'

'વારુ! તો તમારી વાત સ્પષ્ટ થઈ ગઈ. હવે શ્વાન બિરાદર! તમે છાટા ઉડાડવાની બાબતમાં શું કહો છો?' રાજા રામચદ્રજીએ કૂતરાને પ્રશ્ન કર્યો

કૂતરો નમ્રભાવે બોલ્યો : 'સ્વામી! મે છાંટા ઉડાડચા એ વાત સાચી નથી, પણ મારાથી અજાણતાં છાટા ઊડી ગયા, એ સાચુ છે. હુ સરયૂમાં સ્નાન કરીને આવ્યો હતો દેહ પરના પાણીને લૂછવા માટે, અમારી પાસે કંઈ વસ્ત્ર હોતુ નથી અમે શરીર હલાવીને અમારો ભીનો દેહ કોરો કરી લઈએ છીએ.'

'વારુ! ત્યારે આટલા મુદ્દા નક્કી થયા. સન્યાસીને કૂતરાથી છાંટા ઊડચા. સંન્યાસી

અપવિત્ર થયા. એમણે માર માર્યો. પણ શ્વાન બિરાદર ! એક વાત પૂછવાની બાકી રહી. તને સંન્યાસીએ ડંડા માર્યા એ વખતે તારા સ્વભાવ પ્રમાણે તને ક્રોધ ચઢવો જોઈતો હતો. તો વારુ ! તું તેમને કરડ્યો કેમ નહિ ?' રાજા રામે પ્રશ્ન કર્યો

કૂતરો બોલ્યો : 'સ્વામી ! એક ક્ષણ એવો વિચાર આવી ગયો, પણ મેં મનને માર્યું —અલ્યા, પરભવ તેં ક્રોધ કર્યો હશે, લોભ કર્યો હશે ને બીજાં પાપ આચર્યાં હશે, એટલે આ ભવે કૂતરો સરજાણો, ભૂંડા ! તારે રહેવા ઘર નથી. ટાઢ, તડકો કે વરસાદ, બધામા રસ્તા પર પડી રહી, હડહડ થતા જે બટકુ રોટલો મળે તે ખાવાનો. એમાં આ ભવે તુ ક્રોધ કરે, ધારે તો એક વાર સન્યાસીનો જીવ પણ લઈ લે, પણ એથી તને શુ હાસલ થશે? તારો પરભવ બગડ્યો છે ને આ ભવ પણ બગડશે. એટલે મહારાજ ! મે ક્રોધને કાબૂમાં રાખ્યો, ને આપની પાસે ન્યાય માગવા આવ્યો.'

'તો હવે તમ બનેનો ન્યાય નક્કી થઈ ગયો સન્યાસી ! તમને કારણ મળ્યું ને તમે ક્રોધ કર્યો કૂતરાને કારણ મળ્યા છતાં એણે ક્રોધ ન કર્યો. બીજુ ગદા જળથી જેટલો માણસ અપવિત્ર થાય છે, તેટલો જ બલ્કે વધુ ગદા વિચારોથી અપવિત્ર થાય છે, એટલે તમે ભલે દેખીતી રીતે કૂતરાના ઉડાડેલા છાંટાથી અપવિત્ર બન્યા પણ તમારો દેહ તો હલકા વિચારોથી અપવિત્ર બન્યો જ હતો જ્યારે કૂતરાનો દેહ ભલે ગદો હોય, પણ એના અતરમા ઉત્તમ વિચારોરૂપી પવિત્રતા ભરેલી જ છે એટલે એ પવિત્ર જ હતો વળી, તમારો ધર્મ ક્ષમા કરવાનો હતો, તે ધર્મ તમે ભૂલ્યા. કૂતરાનો ધર્મ કરડવાનો હતો, તે તેણે છોડ્યો. એટલે એક રીતે કહીએ તો મુનિનો ધર્મ કૂતરાએ અદા કર્યો કૂતરાનો ધર્મ તમે અદા કર્યો. પાળે તેનો ધર્મ, ગા વાળે તે ગોવાળ એટલે સંન્યાસી ! રામરાજ્ય તમને ગુનેગાર લેખે છે.'

રાજા રામનો ન્યાય સાંભળી સીતાજી, લક્ષ્મણ વગેરે આશ્ચર્યમાં પડી ગયાં રાજા રામે છેલ્લે છેલ્લે કહ્યુ : 'સન્યાસીજી ! જટા રાખવાથી, ભગવા પહેરવાથી, માળા ફેરવવાથી સન્યાસી નથી થવાતું મનને મારે નહિ, ક્રોધ, લોભને ઓછાં કરે નહિ ત્યાં સુધી મુનિપણું મળતુ નથી ! માટે સાચા મુનિ બનો ! સાચો મુનિ તો ચાડાલ, બ્રાહ્મણ ને શ્વાન ત્રણેમા સમાન વૃત્તિવાળો હોય'

[ લેખકની 'હિદુધર્મની પ્રાણીકથાઓ 'માંથી ]

[ અનુસધાન પૃષ્ઠ ૨૨ થી ચાલુ ]

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૬ | વિશ્વભૂતિ | ૧ ક્રોડવર્ષ | રાજગૃહ | ૦ | મનુષ્ય |
| ૧૭ | મહાશુક્ર | ઉ ા સ્થતિ [ ક. સુ ] | ૦ | ૦ | દેવ |
| ૧૮ | ત્રિપૃષ્ટવાસુદેવ | ૮૪ લાખપૂર્વ | પોતનપુરી | ૦ | મનષ્ય |
| ૧૯ | અપ્રતિષ્ઠાન ( ૭–નારકી) | ૩૩ સાગરોપમ [ ક. સુ ] | ૦ | ૦ | નારક |
| ૨૦ | સિહ | ૦ | ૦ | ૦ | તિર્યંચ |
| ૨૧ | (૪–થી) નારકી | ૦ | ૦ | ૦ | નારક |
| ૨૨ | મનુષ્ય | ૦ | ૦ | ૦ | મનુષ્ય |
| ૨૩ | પ્રિયમિત્ર ચક્રવર્તી | ૮૪ લાખપૂર્વ | મૂકાનગરી | ૦ | ,, |
| ૨૪ | મહાશુક્ર | ૦ | ૦ | ૦ | દેવ |
| ૨૫ | નદન રાજપુત્ર | ૨૫ લાખપૂર્વ | છત્રિકા નગરી | ૦ | મનુષ્ય |
| ૨૬ | પ્રાણત | ૨૦ સાગરોપમ [ ક સુ ] | ૦ | ૦ | દેવ |

સકેત સમજણ— ૦ જાણવામા નથી [ ક સુ ] ' કલ્પસૂત્ર સુબોધિના 'મા આવા સ્થાને આયુષ્યનો નિર્દેશ કર્યો છે



# શ્રમણ ભગવાન મહાવીરના

## પૂર્વના ૨૬ ભવો

### (સંક્ષિપ્ત પરિચય)

લેખક. પૂજ્ય મુનિરાજ શ્રીમૃગેન્દ્ર મુનિ

**ચરમ તીર્થપતિ** મહાવીરસ્વામીના પહેલાં ૨૬ ભવો પૈકી દરેક ભવોને લગતી ઓછી-વધતી વિગતો પૂરી પાડનારું પ્રાચીનમાં પ્રાચીન ઉપલબ્ધ સાધન તે 'આવશ્યક' (આવસ્સય)ની 'નિર્યુક્તિ' છે એની નિમ્નલિખિત ગાથાઓ અત્ર પ્રસ્તુત છે [ગાથા ૧૪૬ થી ૧૪૯, અને ૪૪૦ થી ૪૫૦]

" पंथं किर देसित्ता, साहूणं अडविविप्पणट्ठाणं । सम्मत्तपढमलंभो वोद्धव्वो वद्धमाणस्स ॥१४६॥

[पन्थान किल देशयित्वा साधूना अटवीविप्रनष्टाना । सम्यक्त्वप्रथमलाभो, वोधव्यो वर्द्धमानस्य ॥]

—ખરેખર, અટવીમાં ભૂલા પડેલા સાધુઓને માર્ગ બતાવવાથી વિભુ વર્ધમાનસ્વામીના આત્માને પ્રથમવાર સમ્યક્ત્વની પ્રાપ્તિ થઈ એમ જાણવું. (એ એમનો પહેલો ભવ ગણાય છે)

" लद्धूणं य सम्मत्तं,अणुकंपाए उ सो सुविहाणं । भासुरवरे बोदिंधरो देवो वेमाणिओ जाओ। १४७

[लब्धा च सम्यक्त्व अनुकम्पया त्वसौ सुविहितेभ्य । भास्वरवरवोधिधरो देवो वैमानिको जात. ॥]

—સુવિહિતો (મુનિવરો)ની અનુકંપા (ભક્તિ) કરવાથી એ સમ્યક્ત્વને પામ્યા અને (એ ભવ પૂર્ણ થતાં) તેઓ દેદીપ્યમાન ને ઉત્તમ દેહવાળા વૈમાનિક દેવ તરીકે (સૌધર્મ કલ્પમા) ઉત્પન્ન થયા (ભવ–૨જો.)

चइउण देवलोगा इह चेव य भारहंमि वासमि । इक्खागकुले जाओ उसभसुअसुओ मरीइत्ति । १४८

[च्युत्वा देवलोगादिहैव च भारते वर्षे । इक्ष्वाकुकुले जात ऋषभसुतसुतो मरीचिरिति ॥]

(ત્યાર પછી)દેવલોકથી ચ્યવીને અહી ભારતવર્ષમાં જ ઇક્ષ્વાકુકુલમાં ઋષભદેવના પૌત્ર મરીચિ તરીકે (ઉત્પન્ન) થયા. (ભવ–૩જો)

इक्खागकुले जाओ, इक्खागकुलस्स होइ उप्पत्ती। कुलगरवंसेऽईए, भरहस्स सुओ मरीइत्ति । १४९

[इक्ष्वाकुकुले जात इक्ष्वाकुकुलस्य भवति उत्पत्ति । कुलकरवंशेऽतीते भरतस्य सुत मरीचिरिति ॥]

—ઇક્ષ્વાકુકુલની અંદર કુલકરોના વંશની સમાપ્તિ થતા ભરતના પુત્ર મરીચિ તરીકે ઉત્પન્ન થયા. ઇક્ષ્વાકુકુળની ઉત્પત્તિ (કહેવાય) છે.

इक्खागेसु मरीई, चउरासीई अ बंभलोगंमि । कोसिउ कुल्लागंमी(गेसु), असीइमाउं च संसारे। ४४०

[इक्ष्वाकुषु मरीचि. चतुरशीतिं च ब्रह्मलोके । कौशिक कोल्लाके (कोल्लाकेषु) अशीतिं आयुश्च ससारे ॥]

—ઇક્ષ્વાકુકુળમા (એ જ ભવમા) ૮૪ લાખ પૂર્વ આયુષ્યને ભોગવીને બ્રહ્મલોકમા મરીચિ થયા–ઉત્પન્ન થયા, (ભવ ૪ થો) અને ત્યાથી (ચ્યવી) કોલ્લાક ગામમા કૌશિક (બ્રાહ્મણ) થયા. ત્યા ૮૦ લાખ પૂર્વનુ આયુષ્ય હતુ. (ભવ ૫ મો) (ત્યાર બાદ) સસારમા (કેટલોક કાળ) ભમ્યા

थूणाइ पूसमित्तो, आउं बावत्तरिं च सोहम्मे । चेइअ अग्गिज्जोओ, चोवट्ठीसाणकप्पंमि ॥ ४४१ ॥

[स्थूणायां पुष्पमित्र. आयु द्विसप्ततिश्च सौधर्मे । चैत्येऽग्निद्योत चतु.षष्टिरीशानकल्पे ॥]

—સ્થૂણા (નગરી)મા પુષ્પમિત્ર (બ્રાહ્મણ) થયા (અને ત્યાં) ૭૨ લાખ પૂર્વનુ આયુષ્ય હતુ (ભવ ૬ટ્ઠો.) (ત્યાંથી) સૌધર્મકલ્પમા ઉત્પન્ન થયા (ભવ ૭મો.) અને ત્યાથી (ચ્યવી) ચૈત્ય (સંનિવેશ)મા અગ્નિદ્યોત (બ્રાહ્મણ) થયા. ૬૪ લાખપૂર્વ આયુષ્ય[1] ભોગવી (પરિવ્રાજક થઈ–(ભવ ૮મો.) ઈશાનકલ્પમાં દેવ તરીકે ઉત્પન્ન થયા (ભવ ૯મો)

मंदिरे अग्गिभूई, छप्पणा उ सणंकुमारंमि । सेअवि भारदाओ, चोआलीसं च माहिंदे ॥४४२॥

[ मन्दिरेऽग्निभूति' पट्पञ्चाशत्तु सनत्कुमारे । श्वेतव्यां भारद्वाजः चतुश्चत्त्वारिंशच्च माहेन्द्रे ॥ ]

—(ત્યાથી ચ્યવી) મંદિર (સંનિવેશ)મા અગ્નિભૂતિ (બ્રાહ્મણ) થયા (ત્યા) (૫૬ લાખપૂર્વ આયુષ્યને ભોગવી (પરિવ્રાજક થઈ) (ભવ ૧૦મો) સનત્કુમાર કલ્પમાં દેવ થયા (ભવ ૧૧મો). (ત્યાંથી ચ્યવી) શ્વેતાંબી નગરીમાં ભારદ્વાજ (બ્રાહ્મણ) થયા (ત્યાં) ૪૪ લાખપૂર્વ આયુષ્યને ભોગવી (ભવ ૧૨મો) મહેન્દ્રકલ્પમાં ઉત્પન્ન થયા (ભવ ૧૩મો.)

संसरिअ थावरो, रायगिहे चउतीस बंभलोगंमि । छरसुवि पारिवज्जं, भमिओ अ संसारे ॥ ४४३

[ संसृत्य स्थावर राजगृहे चतुस्त्रिंशत् ब्रह्मलोके । षट्स्वपि पारिव्राजक, भ्रान्त ततश्च ससारे ॥ ]

—(માહેન્દ્ર કલ્પથી) ચ્યવી રાજગૃહ નગરમાં સ્થાવર (દ્વિજ) થયા (ત્યા) ૩૪ લાખ એ પ્રમાણે—૭ વાર પરિવ્રાજક (૨૬ ભવો પૈકી ૩, ૫, ૮, ૧૦, ૧૨, ૧૪, ભવોમા) થયા ત્યાર પછી (બ્રહ્મલોકથી ચ્યવી) સસારમા (કેટલોક કાળ) ભમ્યા

[रायगिह विस्सनदि,विसाहभूई अ तरस जुवराया । जुवरण्णो विस्सभूई, विसाहनंदी अ इअरस्स ॥–४

[ राजगृहे विश्वनन्दी विशाखभूतिश्च तस्य युवराज । युवराजस्य विश्वभूति' विशाखनन्दिश्चेतरस्य ॥ ]

—રાજગૃહ નગરમાં વિશ્વનંદિ રાજા હતા અને વિશાખભૂતિ તેનો યુવરાજ હતો. (તે) યુવરાજની ધારિણીદેવીનો પુત્ર વિશ્વભૂતિ હતો. (ભવ ૧૬મો.) અને વિશાખનંદિ બીજા (રાજાનો)નો હતો.

रायगिह विस्सभूई, विसाहभूइसुओ खत्तिए कोडी । वाससहरसं दिक्खा, संभूअजइस्स पासंमि ॥–५

[ राजगृहे विश्वभूति. विशाखभूतिसुतः क्षत्रिय. कोटि । वर्षसहस्र दीक्षा सभूत(ति)यतेः पार्श्वे ॥ ]

—રાજગૃહમાં વિશાખભૂતિના પુત્ર ક્ષત્રિય વિશ્વભૂતિ હતા (અને) તેમનું ક્રોડ વર્ષનું આયુઃ હતુ (તેમજ તેજ ભવમા) સભૂતિ મુનિરાજ પાસે દીક્ષિત થઈ, એકહજાર વર્ષ પર્યન્ત પાલન કર્યું

गोत्तासिउ महुराए,सनिआणो मासिएण भत्तेण । महसुक्के उववण्णो, तओ चुओ पोअणपुरंमि ॥–६

[ गोत्रासितो मथुराया सनिदानो मासिकेन भक्तेन । महाशुक्रे उपपन्न तत च्युत पोतनपुरे ॥ ]

—(એકદા પારણા માટે (ગોચરી જતા) મથુરા નગરીમાં ગાયથી ત્રાસ પામેલા (પરાજય પામેલા તેમણે) નિયાણુ કર્યું (આયુષ્ય સંપૂર્ણ થયે) માસક્ષપણના તાપથી મહાશુક્ર કલ્પમા ઉત્પન્ન થયા (ભવ ૧૭મો.) ત્યાથી ચ્યવેલા તેઓ પોતનપુર (નગર)મા.

पुत्तो पयावइस्सा, मिआवई देविकुच्छिसंभूओ । नामेण तिविट्ठुत्ती, आई आसी दसाराणं ॥ ४४७

[ पुत्र. प्रजापते मृगावतीकुक्षिसंभूत । नाम्ना 'त्रिपृष्ठ 'इति 'आदि.' आसीत् दसाराणाम् ॥ ]

—મૃગાવતી દેવીની કુક્ષિમા ઉત્પન્ન થયેલા, અને પ્રજાપતિના પુત્ર નામે ત્રિપૃષ્ઠ એ દસારો (વાસુદેવો)માં પ્રથમ હતા

---

૧. પરંતુ આ ઠેકાણે 'કલ્પસૂત્ર સુબોધિકા'મા ૬૦ લાખ પૂર્વ આયુષ્યનો નિર્દેશ કરાયેલ છે.

चुलसीईअपइट्ठे सीहो, नरएसु तिरियमणुएसु । पिअमित्त चक्कवट्टी, मूआइ विदेहि चुलसीई ॥–८
[ चतुरशीतिं अप्रतिष्ठे सिंहो नरकेषु तिर्यग्मनुष्येषु । प्रियमित्रश्चक्रवर्ती मूकायां विदेहे चतुरशीतिः ॥ ]

—(ત્યાં વાસુદેવના ભવમા) ૮૪ હજાર વર્ષનું આયુષ્ય ભોગવીને (ભવ ૧૮મો. ) (સાતમી નારકીના) અપ્રતિષ્ઠાન (નામના પાથડા)મા ઉત્પન્ન થયા (ભવ ૧૯મો ) પછી સિંહ. (ભવ ૨૦મો ) પછી (ચોથી) નરકમા (ભવ ૨૧મો.) ત્યારબાદ તિર્યંચ વગેરે થઈ મનુષ્ય તરીકે ઉત્પન્ન થયા (ભવ ૨૨મો.) (ત્યાંથી ચ્યવી) વિદેહમાની મૂકા નગરીમાં ૮૪ લાખ પૂર્વના આયુષ્યવાળા પ્રિયમિત્ર ચક્રવર્તી થયા

पुत्तो धणंजयस्सा, पुट्टिल परिसाउ कोडि सव्वट्ठे । णंदण छत्तग्गाए, पणवीसाउं सयसहस्सा ॥४४९
[ पुत्रः धनञ्जयस्य प्रोष्ठिल. प्रव्रजित. वर्षकोटिः सर्वार्थे । नन्दनः छत्राग्राया पञ्चविंशति शतसहस्राणि ॥ ]

—(ત્યાર પછી પ્રિયમિત્ર) ધનંજયના પુત્ર તરીકે ઉત્પન્ન થયા (અને ચક્રવર્તીના ભોગોને ભોગવી) પ્રોષ્ઠિલાચાર્યની પાસે દીક્ષા લીધી (તેમનો) પ્રવ્રજ્યા પર્યાય એક ક્રોડ વર્ષનો થયો હતો (ભવ ૨૩મો ) (ત્યાંથી ચ્યવી મહાશુક્ર કલ્પમાં) સર્વાર્થ વિમાનમાં દેવ તરીકે ઉત્પન્ન થયા. (ભવ ૨૪મો.) (ત્યાંથી પછી) છત્રગા નગરીમા (જિતશત્રુ રાજાના) નદન નામે રાજકુમાર થયા (ત્યાં) ૨૫ લાખ પૂર્વનું આયુષ્ય હતુ

पव्वज्ज पुट्टिले सयसहस्स सव्वत्थ मासभत्तेणं । पुप्फुत्तरि उववण्णो तओ चुओ माहणकुलंमि ॥ ४५०
[ प्रव्रज्य प्रोष्ठिले शतसहस्र सर्वत्र मासभक्तेन । पुष्पोत्तरे उपपन्न ततश्च्युत. ब्राह्मणकुले ॥

—(રાજ્યનો ત્યાગ કરી) પોટ્ટિલાચાર્યની પાસે દીક્ષા લીધી અને એક લાખ વર્ષ પર્યન્ત હમેશ માસક્ષપણથી (કર્મોને ખપાવી પ્રાણત કલ્પમા) પુષ્પોત્તર નામના વિમાનમાં ઉત્પન્ન થયા [ભવ ૨૫–૨૬મો ] ત્યાંથી ચ્યવેલા તેઓ બ્રાહ્મણકુલમાં (માહણકુંડ નગરમાં બ્રાહ્મણી દેવા-નંદાની કુક્ષિમાં ગર્ભપણે ઉત્પન્ન થયા. [ ભવ. ૨૭ ]

આ ઉપરથી એની નીચે પ્રમાણે તારવણી થઈ શકે છે:—

| ભવો | આયુષ્ય | | નગરી | પરિવ્રાજક | ગતિ |
|---|---|---|---|---|---|
| ૧ (નયસાર) | ૦ | | ૦ | ૦ | મનુષ્ય |
| ૨ સૌધર્મ | ૧–પલ્યોપમ | [ ક. સુ. ] | ૦ | ૦ | દેવ |
| ૩ મરીચિ | ૮૪ લાખપૂર્વ | | ૦ | છે | મનુષ્ય |
| ૪ બ્રહ્મલોક | ૧૦ સાગરોપમ | [ ક. સુ. ] | ૦ | ૦ | દેવ |
| ૫ કૌશિક | ૮૦ લાખપૂર્વ | | કોલ્લાક | છે | મનુષ્ય |
| ૬ પુષ્પમિત્ર | ૭૨ લાખપૂર્વ | | સ્થૂણા | ૦ | ,, |
| ૭ સૌધર્મ | મધ્યસ્થિતિ | [ ક સુ. ] | ૦ | ૦ | દેવ |
| ૮ અગ્નિદ્યોત | ૬૪ લાખપૂર્વ | | ચૈત્ય સન્નિવેશ | છે | મનુષ્ય |
| ૯ ઈશાન | મધ્યસ્થિતિ | [ ક સુ ] | ૦ | ૦ | દેવ |
| ૧૦ અગ્નિભૂતિ | ૫૬ લાખપૂર્વ | | મદિર | છે | મનુષ્ય |
| ૧૧ સનત્કુમાર | મધ્યસ્થિતિ | [ ક સુ. ] | ૦ | ૦ | દેવ |
| ૧૨ ભારદ્વાજ | ૪૪ લાખપૂર્વ | | શ્વેતાંબી | ૦ | મનુષ્ય |
| ૧૩ માહેન્દ્ર | મધ્યસ્થિતિ | [ ક. સુ ] | ૦ | ૦ | દેવ |
| ૧૪ સ્થાવરદ્વિજ | ૩૪ લાખપૂર્વ | | રાજગૃહ | છે | મનુષ્ય |
| ૧૫ બ્રહ્મલોક | મધ્યસ્થિતિ | [ ક. સુ ] | ૦ | ૦ | દેવ |

[ જુઓ : અનુસંધાન પૃષ્ઠ : ૧૯ ]

# बीकानेरका त्रैलोक्यदीपक प्रासाद।

लेखक : श्रीयुत अगरचन्दजी नाहटा

बीकानेर राज्यकी स्थापना राव बीकाजीने संवत् १५४५ के लगभग की। जोधपुरसे आते समय उनके साथ कई ओसवाल जैन भी थे। अतः बीकानेर राज्यके किलेकी नींव डालनेके साथ-साथ चिंतामणिजीके जैन मंदिरकी भी नींव डाली गयी। इस मंदिरका संवत् १५६१ राव बीकाजीके समयका शिलालेख है। इसके पश्चात् भांडाशाहने सुमतिनाथका एक जैन मंदिर बहुत ऊँची भूमिका पर बनाया। संवत् १५७१ में राजाधिराज लूनकरणजीके समय यह मंदिर तैयार हुआ। सूत्रधार गोदाने इसके निर्माणमें मुख्य रूपसे भाग लिया। इस मंदिरके शिलालेखमें इस विशिष्ट जिनालयका नाम 'त्रैलोक्यदीपक' लिखा मिलता है।

जोधपुर राज्यके सुप्रसिद्ध राणकपुरके धरणाशाहके 'त्रैलोक्यदीपक-प्रासाद'का परिचय 'लोकवाणी' व 'धर्मयुगादि'के पाठक पा चुके हैं। बीकानेरका यह भांडाशाहका जिनालय उसी राणकपुरके विशाल जैन मंदिरका अनुकरण है। इसके निर्माता भांडाशाहके नामसे बीकानेरमें यह मंदिर भांडाशाहजीके नामसे ही प्रसिद्ध है। राजकीय लक्ष्मीनाथजीके मंदिरके पास ही यह त्रिमंजिला जिनालय बहुत दूरसे ही लोगोंको आकर्षित करता है। बीकानेर राज्य-भरमें इतना विशाल कलापूर्ण और ऊंचा अन्य कोई प्रासाद नहीं है। मंदिरके परकोटेकी लंबाई सामनेकी ओरसे १७० फुट और पीछेकी ओरसे १९० फुट है। चौड़ाई सामनेकी ओरसे १४४॥ फुट और पीछेकी ओरसे १०९॥ फुट है। परकोटेके भीतर मूल मंदिरके चारों ओर काफी स्थान खुला छोड़ा गया है। मूल मंदिरकी लंबाई ७२॥ फुट, बाह्य मंडप २२॥ फुट अर्थात् ९५ फुट है। और चौड़ाई पीछेको ओर ५२॥ फुट तथा सामनेकी ओर ३९ फुट है। समतल भूमिसे ११२ फुट मंदिरका शिखर ऊंचा है। और फर्शसे शिखर तककी ऊंचाई ८१ फुट है। मंदिर कितना संगीन बना है यह उसके सामनेके परकोटेके औसारसे ही पाठक अनुमान लगा सकते है। इसकी दीवारकी चौड़ाई १० फुटके लगभग व कंगूरोंके पास २॥ फुट चौडी है। इससे इस मंदिरकी ऊंचाई, विशालता और भव्यताका कुछ आभास मिल सकता है।

कहा जाता है कि इस मंदिरका निर्माण बीकानेर बसनेके साथ साथ या उससे भी पहले आरंभ हो गया था। इसको बनानेके लिए पानी 'नाल' नामक स्थानसे (जो कि बीकानेरसे आठ मील दूर है) लाया जाता था और पत्थर जैसलमेरसे। जैसलमेरका पीला टिकाऊ पत्थर इधर और भी कई मंदिरोंमें प्रयुक्त हुआ है। इस पत्थरमें जाली और शिल्पकार्य बहुत सुन्दर होता है।

कहा जाता है कि इसके निर्माता भांडाशाह घीका व्यापार करते थे। हजारों मन घी इनके यहां संग्रहीत रहता था जिसे ऊटों द्वारा बाहर भेजा जाता था। एक दिन घीमें एक

मक्खी गिर पड़ी, भांडाशाहने उसे तुरंत निकाल कर राख पर डाल दी और अंगुली पर लगे घीको अपनी जूती पर रगड़ लिया। पास खड़े एक शिल्पीने सोचा कि यह सेठ बड़ा ही कंजूस मालूम होता है। जो व्यक्ति इतनेसे घीका भी विचार करता है वह मंदिर क्या बनवायेगा। परीक्षार्थ शिल्पीने जब नींव भरनेका समय आया, तब सेठसे कहा कि प्रासादके सुदृढ और निरुपद्रव होनेके लिए नींवमें घी और खोपरोंका डाला जाना आवश्यक है। भांडाशाहने कहा कि चाहो जितना घी घरसे मंगवा लो और तुरंत अपने सेवकोसे सैकड़ों मन घीके कुप्पे मंगवाकर नीवमें डलवाने लगा। शिल्पी सेठकी इस धार्मिक भावनाको देखकर अवाक् रह गया। और घी डलवाना बंध कर अपने विचार प्रगट किये कि मैंने आपको परीक्षाके लिए ही यह बात कही थी। भांडाशाहने कहा कि भाई हम लोग फिजूलमें थोड़ी भी वस्तु न गवाँकर शुभ कार्यमें आवश्यकतानुसार बड़ी से बड़ी सम्पत्तिको भी लगानेमें नहीं हिचकते। इससे शिल्पीको बहुत उत्साह मिला और उसने अपनी ओरसे मंदिरको सुदृढ और दर्शनीय बनानेमें कोई कसर न रक्खी। भव्य रंगमंडप, विशाल गुंफन और शिखरकी निर्माण-कला देखते ही बनता है। गर्भगृहकी भमती (प्रदक्षिणा)ने भरतमुनिके नाट्यशास्त्रसे समर्थित वाद्ययंत्रधारी और नृत्यरत देव-देवियोको अंकित करनेमें शिल्पकारने अपने हृदय और मस्तिष्ककी एकाग्र वृत्तिको छेनी और हथौड़ीकी सहायतासे प्रस्तर खंडको कलाका साकार रूप दिया है। इसके पुतलियोंकी भाव-भंगिमा विविध सात्विक और भक्तिपूर्ण अभिव्यक्तिका केन्द्र है। मंदिरमें ४२ स्तंभ हैं। तीनों मंजिलोमें चौमुख जिनप्रतिमाएं विराजमान हैं। ऊपरकी मंजिलसे बीकानेर नगरका दृश्य बहुत ही सुन्दर दिखाई देता है। मदिरका शिखर बहुत दूरसे दिखाई देता है।

शिल्पकी दृष्टिसे तो यह मंदिर बहुत ही महत्त्वपूर्ण है। प्रदक्षिणाका स्थापत्य चार भागोमें विभक्त होता है। चार दिशाओमें चार मूर्तियां है, जिनमें सामने द्वार है और जालियां है। प्रत्येक कक्षमें छः कायोत्सर्ग मुद्रास्थित जिन-मूर्तियां है। दो-दो यक्ष प्रतिमा, चार-चार भाव-भंगिमावाली, नृत्यवाजित्रवाली १६ पुतलियां—इस प्रकार कुल ४८ मूर्तियां है। इसके परिकर, वाहन, वस्त्र और मुद्राएं भिन्न-भिन्न हे। मूर्तियोकी ऊंचाई ३ फुट, ८ इंच और चौड़ाई २ फुट है।

विगत अर्ध-शताब्दिमें इस शिल्पकलापूर्ण जिनालयको चित्रकलाकी दृष्टिसे भी खूब समृद्ध किया गया। बीकानेरके सुप्रसिद्ध चित्रकार मुरादबक्षने संवत १९६० से ४ वर्ष तक निरंतर और फिर समय-समय पर नाना चित्रोंका निर्माण और सुनहरा 'मनौति काम' करके इस जिनालयके सौंदर्यमें अभिवृद्धि की। बाह्य सभामंडपके गुंबजमें सुजानगढका मंदिर, स्थूलभद्र-दीक्षा, वेश्या—प्रतिबोध, भरतबाहुबलि—युद्ध, ऋषभदेवके १०० पुत्रोंका प्रतिबोध, दादावाड़ी,

[જુઓ : અનુસંધાન પૃ ટાયટલ પેજ ત્રીજું]

૨૫) પૂ૦ આ૦ શ્રીવિજયભક્તિસૂરીશ્વરજી મ૦ ના સદુપદેશથી શ્રી જૈન સંઘ,
**સમી** (ગુજરાત)
૨૫) પૂ૦ મુનિરાજ શ્રીકીર્તિમુનિજી મ૦ ના સદુપદેશથી શ્રી ગોધાવી જૈન
મૂર્તિપૂજક શ્રીસંઘ, **ગોધાવી** (ગુજરાત)
૧૫) પૂ૦ મુનિરાજ શ્રીસુધાંશુવિજયજી મ૦ ના સદુપદેશથી શ્રીહરજી જૈન શાળા
**જામનગર** (સૌરાષ્ટ્ર)
૧૫) પૂ૦ મુનિરાજ શ્રીગુલાબમુનિજી મ૦ ના સદુપદેશથી કોટન ગ્રીન જૈન
સકલ સંઘ, **મુંબઈ**
૧૫) પૂ૦ મુનિરાજ શ્રીજયંતવિજયજી મ૦ ના સદુપદેશથી શ્રીજૈન શ્વેતાંબર
મૂર્તિપૂજક ગુજરાતી પંચ, **માલેગાંવ** (જિ. નાશિક)
૧૫) શ્રી જૈન સંઘ સમસ્ત, **લુણાવાડા** (પંચમહાલ)
૧૫) પૂ૦ આ૦ શ્રીવિજયઉમંગસૂરીશ્વરજી મ૦ ના સદુપદેશથી શેઠ છગનલાલ
નાનચંદ દફતરી, **ધ્રાંગધ્રા** (સૌરાષ્ટ્ર)
૧૧) પૂ૦ મુનિરાજ શ્રીપુણ્યોદયવિજયજી મ૦ ના સદુપદેશથી શ્રી જૈન સંઘ
**પોસલિયા** (રાજસ્થાન)
૧૧) પૂ૦ આ૦ શ્રીઋદ્ધિસાગરસૂરીશ્વરજી મ૦ ના સદુપદેશથી શેઠ આણંદજી
કલ્યાણજીની પેઢી, **વઢવાણ શહેર** (સૌરાષ્ટ્ર)
૧૦) પૂ૦ ઉપાધ્યાય શ્રીધર્મવિજયજી મ૦ ના સદુપદેશથી શ્રી ઉંઝા જૈન
મહાજન, **ઉંઝા** (ગુજરાત)
૧૦) શ્રી સિદ્ધક્ષેત્ર જૈન મોટી ટોળી, **પાલીતાણા** (સૌરાષ્ટ્ર)
૧૦) શેઠ પારી પાનાચંદ વ્રજલાલની પેઢી, **કપડવંજ** (ગુજરાત)
૧૦) પૂ૦ મુનિરાજ શ્રીલલિતવિજયજી મ૦ ના સદુપદેશથી શ્રી જૈન શ્વેતાંબર
સંઘ સમસ્ત, **કોલ્હાપુર** (મહારાષ્ટ્ર)
૮) પૂ૦ મુનિરાજ શ્રીગૌતમસાગરજી મ૦ ના સદુપદેશથી શ્રી નારદીપુર
જૈન સંઘ, **નારદીપુર** (ગુજરાત)
૫) પૂ૦ મુનિરાજ શ્રીજયવિજયજી મ૦ ના સદુપદેશથી શ્રી અહમદનગર
જૈન સંઘ, **અહમદનગર** (દક્ષિણ)
૫) પૂ૦ મુનિરાજ શ્રીમાનતુંગવિજયજી મ૦ ના સદુપદેશથી શ્રી માનતુંગ
જૈન ભક્તિ બાળસમાજ, **ભાવનગર** (સૌરાષ્ટ્ર)
૫) પૂ૦ મુનિરાજ શ્રીભદ્રંકરવિજયજી મ૦ ના સદુપદેશથી શ્રી નખત્રાણા
જૈન સંઘ, **નખત્રાણા** (કચ્છ)

---

[અનુસંધાન પૃષ્ઠ ૨૪ થી ચાલુ]

धन्नाशालिभद्र चरित्रके ३ चित्र, विजय सेठ-सेठानीके २ चित्र, इलाचीपुत्र, सुदर्शन सेठके २ चित्र तथा समवसरण—ये कुल १६ विशाल चित्र है। इसके नीचे कानिशि पर बीकानेर विज्ञप्ति-पत्रका संपूर्ण चित्र है और ऊपर नेमिनाथकी बारात आदिके ८ चित्र हैं। दादा साहबके चरित्रसे संबंधित १६ चित्र हैं। गुंबजके सबसे ऊंचे भागके सोलह चित्र तीर्थंकरोंके चरित्रसे संबंधित है। अन्य चित्रोंमें जैन तीर्थों और जैन स्थानकोंके भावोंके चित्र विशेषरूपसे उल्लेखनीय है। इस प्रकार बीकानेरके इस कलाधामका यहां संक्षिप्त-परिचय प्रस्तुत किया गया है।

# શ્રી જૈન સત્ય પ્રકાશ
## અંગે સૂચના



### યોજના

૧. શ્રી. જૈનધર્મ સત્ય પ્રકાશક સમિતિ દ્વારા 'શ્રી. જૈન સત્ય પ્રકાશ' માસિક ૧૯ વર્ષ થયાં પ્રગટ કરવામાં આવે છે.

૨. એ સમિતિના આજીવન સંરક્ષક તરીકે રૂા. ૫૦૦] આ૦ દાતા તરીકે રૂા. ૨૦૦] આ૦ સદસ્ય તરીકે રૂા. ૧૦૧] રાખવામાં આવેલા છે. આ રીતે મદદ આપનારને કાયમને માટે માસિક મોકલવામાં આવે છે.

### વિનંતિ

૧. પૂજ્ય આચાર્યાદિ મુનિવરો ચતુર્માસનું સ્થળ નક્કી થતાં અને શેષ કાળમાં જ્યાં વિહરતા હોય એ સ્થળનું સરનામું માસિક પ્રગટ થાય એના ૧૫ દિવસ અગાઉ મોકલતા રહે અને તે તે સ્થળે આ માસિકના પ્રચાર માટે ગ્રાહકો બનાવવાનો ઉપદેશ આપતા રહે એવી વિનંતિ છે.

૨. તે તે સ્થળોમાંથી મળી આવતાં પ્રાચીન અવશેષો કે ઐતિહાસિક માહિતીની સૂચના આપવા વિનંતિ છે.

૩. જૈનધર્મ ઉપર આક્ષેપાત્મક લેખો આદિની સામગ્રી અને માહિતી આપતા રહે એવી વિનંતિ છે.

### ગ્રાહકોને સૂચના

૧. "શ્રી જૈન સત્ય પ્રકાશ" માસિક પ્રત્યેક અંગ્રેજી મહિનાની ૧૫મી તારીખે પ્રગટ થાય છે.

૨. આ માસિકનું વાર્ષિક લવાજમ રૂા. ૩] ત્રણ રૂપિયા રાખવામાં આવ્યું છે.

૩. માસિક વી. પી. થી ન મંગાવતાં લવાજમના રૂા. ૩] મનીઑર્ડરદ્વારા મોકલી આપવાથી અનુકૂળતા રહેશે.

૪. આ માસિકનું નવું વર્ષ દિવાળીથી શરૂ થાય છે. પરંતુ ગ્રાહક ગમે તે અંકથી બની શકાય.

૫. ગ્રાહકોને અંક મોકલવાની પૂરી સાવચેતી રાખવા છતાં અંક ન મળે તો સ્થાનિક પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી અમને સૂચના આપવી.

૬. સરનામું બદલાવવાની સૂચના ઓછામાં ઓછા ૧૦ દિવસ અગાઉ આપવી જરૂરી છે.

### લેખકોને સૂચના

૧. લેખો કાગળની એક તરફ વાંચી શકાય તેવી રીતે શાહીથી લખી મોકલવા.

૨. લેખો ટૂંકા, મુદ્દાસર અને વ્યક્તિગત ટીકાત્મક ન હોવા જોઈએ.

૩. લેખો પ્રગટ કરવા ન કરવા અને તેમાં પત્રની નીતિને અનુસરીને સુધારાવધારો કરવાનો હક તંત્રી આધીન છે.

મુદ્રક : ગોવિંદલાલ જગશીભાઈ શાહ, શ્રી શારદા મુદ્રણાલય, પાનકોર નાકા, અમદાવાદ.
પ્રકાશક : ચીમનલાલ ગોકળદાસ શાહ.
શ્રી. જૈનધર્મ સત્ય પ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ–અમદાવાદ.

ચારિત્ર

જ્ઞાન

દર્શન

# શ્રી જૈન સત્ય પ્રકાશ



વર્ષ ૨૧ : અંક : ૨
ક્રમાંક : ૨૪૨

# વિષય–દર્શન



# નવી મદદ

૧૦૦) પૂ૦ તપસ્વી સાધ્વી શ્રીતરુણશ્રીજીના સદુપદેશથી શેઠ ચીનુભાઈ ચમનલાલઈ **અલાઉ**

૧૦૦) પૂ૦ આ૦ શ્રીવિજયસિદ્ધિસૂરીશ્વરજી મ૦ના સદુપદેશથી શેઠ મુબાજી રવચંદ, જૈન વિદ્યાશાળા **અમદાવાદ**

૫૧) પૂ૦ આ૦ શ્રીવિજયલબ્ધિસૂરીશ્વરજી મ૦ના સદુપદેશથી શેઠ આણંદજી મંગલજીની પેઢી **ઈડર**

૩૦) પૂ૦ મુનિરાજ શ્રીસુમતિમુનિજીના સદુપદેશથી શ્રીજૈન સંઘ **દેસૂરી**

૨૫) પૂ૦ મુનિરાજ શ્રીકૈલાસસાગરજી મ૦ના સદુપદેશથી શેઠ ધર્મચંદ દયાચંદ શ્રીજૈન સંઘ **સાદડી**

૨૫) પૂ૦ આ૦ શ્રીવિજયહર્ષસૂરીશ્વરજી અને પૂ૦ આ૦ શ્રીવિજયમહેન્દ્રસૂરીશ્વરજી મ૦ના સદુપદેશથી શ્રીપંચ પોરવાલ બડી પાગડી. **શિવગંજ**

૨૫) પૂ૦ આ૦ શ્રીવિજયધર્મસૂરીશ્વરજી મ૦ના સદુપદેશથી શ્રીચિંતામણિ પાર્શ્વનાથ ભ૦ની પેઢી. **નવસારી**

૨૫) પૂ૦ પં૦ શ્રીભક્તિવિજયજી મ૦ અને પૂ૦ પં૦ શ્રીકાંતિવિજયજી મ૦ના સદુપદેશથી શ્રીતપાગચ્છ અમર જૈનશાળા. **ખંભાત**

૨૫) પૂ૦ પં૦ શ્રીદાનવિજયજી મ૦ અને પૂ૦ પં૦ શ્રીભાનુવિજયજી મ૦ના સદુપદેશથી શ્રીવીરવિજયજી જૈન ઉપાશ્રય. **અમદાવાદ**

૨૫) પૂ૦ આ૦ શ્રીચંદ્રસાગરસૂરીશ્વરજી મ૦ના સદુપદેશથી શ્રીતપાગચ્છ જૈન સંઘ, **નાગપુર**



॥ ॐ अर्हम् ॥
अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक
मुनिसम्मेलन संस्थापित
श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र
जेशिंगभाईनी वाडी : घीकांटा रोड : अमदावाद (गुजरात)
तंत्री चीमनलाल गोकळदास शाह

| वर्ष : २१ | विक्रम सं. २०१२ : वीर नि. सं. २४८१ : ई. स १९५५ | क्रमांक |
|---|---|---|
| अंक : २ | कारतक सुद १ मंगळवार : १५ नवेम्बर | २४२ |


# संमेलननी स्मृति अंगे


आलेखनकार पू. आ. श्री. चन्द्रसागरसूरिजी, नागपुर


O

**श्री जैन श्वे०** मूर्तिपूजक श्रमण संघनुं संमेलन राजनगरने आंगणे भरायाने वीस वर्ष थई गयां. **आ संमेलननी स्मृति अंगे** चतुर्विध संघनी दरेके दरेक व्यक्तिए कंई पण करी छूटवुं जोईए, कारण के जैनेतरो जाणये के अजाणये समजीने के अज्ञानथी श्रद्धादिने हचमचावी मूके तेवा आक्षेपोना सबळ प्रतिकार करी शके ते हेतुथी ते श्रमणसघसंमेलने 'श्री जैन सत्य प्रकाश' मासिक अने प्रतिकार करनारा श्रमण भगवंतोना नाम साथे ते मासिकनी व्यवस्था माटे समितिनी स्थापना करवामां आवी छे. आ मासिक वीश वर्षनी समाप्ति करीने एकवीशमा वर्षमां प्रवेश करे छे; छतां आर्थिक स्थितिनी मूंझवण हजु सुधी टळी शकी नथी.

गाम–शहेर–नगर स्थित–रहेला सकल श्रमण भगवंतो अने त्यांना सकल संघो ध्यानमां राखीने चातुर्मास दरमियान ओछामां ओछी रु. २५) पचीस जेवी रकम भेट मोकलाववानुं चातुर्मास दरमियान याद राखे तो दरेक वर्षनी मूंझवण टळी जाय, अने आ रकम मोकलवी एटले **संमेलननी स्मृति अंगे** सौए सहकार आपवो. आम आर्थिक रकम मोकलवाथी आर्थिक स्थिति पगभर थतां मासिक आगळनां वर्षोमां कूच करवा निःशंक उद्यम करी शके.

जैन धर्म विरुद्धमां लखाता लेखो, साहित्य, पुस्तक, वर्तमान पत्रो–पछी भले ते मासिक, अठवाडिक के दैनिक होय; परंतु जे जे स्थळे आक्षेपो थया होय तेनी माहिती मेळववा माटे अने जे जे मुद्रित प्रकाशनोमां आक्षेपो

કરાયા હોય તે પણ બધાં પ્રકાશનોની પ્રાપ્તિ કરવામાં સમિતિને વધુ સાધન-સામગ્રી અને સંયોગોને પહોંચી વળવા માટે ચાલુ ખર્ચ કરતાં પણ વધુ આર્થિક સ્થિતિની સંગીનતાની જરૂર છે સમિતિએ જે ઉદ્દેશથી આ માસિકને આજદિન સુધી પ્રસિદ્ધ કર્યું છે, અને હવે પછી જે ઉદ્દેશથી આગળ વધવાની મુરાદ સેવે છે તે માટે જૈન શ્વે૦ મૂર્તિપૂજક ચતુર્વિધ સંઘની દરેકે દરેક વ્યક્તિએ પછી ભલે તે સાધુ હોય કે સાધ્વી હોય શ્રાવક હોય કે શ્રાવિકા હોય તે બધાંએ તન–મન–ધનથી આ માસિક માટે યથાશક્તિ ઉદ્યમ કરી છૂટવો જોઈએ. **સંમેલનની સ્મૃતિ અંગે** દરેકે દરેક વ્યક્તિએ આર્થિક મદદ, વાંચકો વધે એવી યોજનાની સલાહ, લેખ વગેરે અર્પણ કરીને, અને સાથે સાથે જ્યાં જ્યાં શાસનવિરુદ્ધ આક્ષેપો જેવું લાગે તે સાહિત્ય લાલ નિશાન કરીને તરત સમિતિ પર મોકલવા આગ્રહભરી ભલામણ છે.



# શિલ્પીઓની સ્ખલનાનો નિવેડો લાવો

**શ્રી.** નંદલાલ ચૂનીલાલ સોમપુરાએ જૈ. સ. સ. ના વર્ષ : ૨૦, અંક: ૧૨ માં 'સ્ખલનાઓની સમીક્ષાનો પ્રત્યુત્તર' શીર્ષક લેખ આપ્યો છે એ લેખમાં જે વલણ દાખવી છે એ જોતાં સામસામે લેખો લખવાથી ચર્ચાનો અંત આવે એમ લાગતું નથી, ત્યારે વાદી–પ્રતિવાદીઓના શાસ્ત્રાર્થથી ચર્ચાનો નિવેડો લાવવો યોગ્ય જણાય છે. તેમણે પણ એવા શાસ્ત્રાર્થસભાના આયોજનની સૂચના તેમના લેખમાં કરી છે, ત્યારે વાદી તરીકે તેમણે પ્રથમ ચેલેંજ આપવાની ફરજ થઈ પડે છે.

જૈ. સ પ્ર. ના વર્ષ : ૨૦, અંક : ૧૦ માં પ્રગટ થયેલો 'એ સ્ખલનાઓ ખરી નથી' શીર્ષક અમારો લેખ હજીયે અખંડિત હોવાનું અમે માનીએ છીએ. શ્રી. નંદલાલના 'સ્ખલનાઓની સમીક્ષાનો પ્રત્યુત્તર' શીર્ષક લેખથી એકેય મુદ્દાનો નિરાસ કે ખરો ઉત્તર મળતો નથી. આથી અમે એ જાહેર કરવું યોગ્ય ધારીએ છીએ કે, આવા વિવાદનો નિર્ણય શાસ્ત્રાર્થદ્વારા કરાવવા શ્રી. નંદલાલ ઈચ્છતા હોય તો અમે એ માટે તૈયાર છીએ.

જૈન વિદ્યાશાળા
અમદાવાદ
૩૦–૧૦–૫૫

કલ્યાણવિજય



# જીવંત ખંડેર

લેખક : પૂ. મુનિરાજ શ્રીચંદ્રપ્રભસાગરજી (ચિત્રભાનુ)

**ખંડેરોમાં** ભમી રહ્યો હતો, એમાં કોતરેલી બારીક કોરણી સૂક્ષ્મ રીતે જોઈ રહ્યો હતો. કેવી નાજુક એની કોરણી હતી! અને એનું અદ્‌ભુત શિલ્પ ...! શિલ્પ જોતાં તો ભાવનાને ચરણે મસ્તક નમી જાય.

પણ એટલામાં પાછળથી એક ઘેરો અવાજ આવ્યો. મેં પાછા ફરીને જોયું તો કોઈ જ ન મળે. હું આગળ વધ્યો, ત્યાં ફરી અવાજ આવતો સંભળાયો. હું થંભ્યો. કોઈ કાંઈ કહેવા માગતું હતું. કોણ હતું, ક્યાં હતું—કાંઈ ખબર ન પડી; પણ ખોખરો અવાજ તો હજુ પણ આવી જ રહ્યો હતો. જાણે પ્રત્યેક યાત્રિકને પોતાના જીવનની દર્દકથા કહેવા ન માગતો હોય એવો એ ઘેરો અવાજ હતો:

'માનવ, આ સ્થાન એક દિવસ કેવું ભવ્ય અને સુંદર હતું!

'અહીં—આ નમેલા ઝરુખામાં આશા ભરેલા હૈયાવાળી મદમત્ત રાજકન્યાઓ બેસતી અને નેહભરી નજરથી નગરને નિહાળતી અને નગરવાસીઓ આવે ટાણે કહેતા કે ઝરુખામાં તો શરદ પૂનમનો ચાંદ ખીલ્યો છે!

'અહીં—આ બારીક અને નાજુક શિલ્પવાળા સિંહાસન ઉપર રાજકુમારો બેસતા, અને પ્રતાપ તેમજ પરાક્રમથી સૂર્યની સામે પણ છાતી કાઢતા. પૌરજનો એમના પૌરુષને જોઈને કહેતા: ગગનનો સૂર્ય તો રાત્રે આથમી જાય છે, પણ આ તો જ્યારે જુઓ ત્યારે પ્રકાશે છે.

'અહીં—તું ઊભો છે ત્યાં—તો માનવઉત્સવ જામતો. દેશદેશના સોદાગરો આવતા, તેજસ્વી રત્નો, પ્રકાશ ઝરતા હીરા, પાણીદાર મોતી, ચીનાંશુક વસ્ત્રો લાવતા અને અમારા ખોળામાં પાથરતા.

'તે દિવસે અમે અમારી જાતને ધન્ય ધન્ય માનતા અને ગર્વ તેમજ ગૌરવથી અમે અદ્ધર થતા.

'આજ પણ એ અમે જ છીએ, જ્યાં કાગડા પણ માળા બાંધતાં ગભરાય છે અને શિયાળો પણ અંદર આવતા ભય પામે છે.

'કાળના વિકરાળ હાથે અમને ખંડેરમાં ફેરવી નાખ્યા. અમારા દિવસો હવે આથમી રહ્યા છે. હવે અમને કોઈ મહેલ નથી કહેતું પણ ખંડેર કહે છે. અમારી જીવનસંધ્યાનો આ છેલ્લો પ્રકાશ છે. એટલે અમારે તને એક અનુભવ-વાણી કહેવી છે :'

'આ રીતે પથ્થર પર—કોતરેલું શિલ્પ નાશ પામે છે, પણ માનવહૃદય પર કોતરેલું સંયમ અને મૈત્રીનું અમર શિલ્પ કદી નાશ પામે ખરું? કાળના અનંત થર પર પણ એ કાર્ય શાશ્વત રહે છે. ભ૦ મહાવીરે માનવહૃદય પર કોતરેલું શિલ્પ આજ પણ નૂતન નથી લાગતુ?

'તો મારા ભાઈ! તું પણ એવું કાંઈક કોતરજે કે જેને કાળ ન ખાય પણ એ કાળને ખાય!



# 'શંકરાચાર્ય'ના લેખનો પ્રત્યુત્તર

લેખક : પૂ. પંન્યાસ શ્રી. કનકવિજયજી

**રાજકોટથી** પ્રસિદ્ધ થતા હિંદુ ધાર્મિક માસિક '**પરમાર્થ**'ના જુન ૧૯૫૫ના અંકમા પેજ ૫ તથા ૬ ઉપર '**શંકરાચાર્ય**'નો એક લેખ પ્રસિદ્ધ થયો છે, જે લેખમાં લેખકનુ નામ નથી, ને લખાણમા અનેક અપ્રસ્તુત તથા અતથ્ય હકીકતો રજૂ થઈ છે, જે જૈનધર્મને અને તેના શ્રમણવર્ગને ઉતારી પાડનારી તથા ઇતિહાસના પ્રામાણિક આધાર વિનાની તેમજ અવ્યવહારુ છે. જેનો પ્રતિકાર કરવો જરૂરી માની આ લેખમાં તેનો જવાબ મેં આપ્યો છે.

પ્રસ્તુત લેખમા લેખકે પ્રારંભમાં જે જણાવ્યુ છે કે—

**'શંકરાચાર્ય જ્યારે બાલક હતા ત્યારે બ્રાહ્મણો શેવડાની પ્રબળતાની બીકથી કાંઈક પૂજા તથા રસોઈ કરવાને વનમાં આવ્યા હતા.'**

આ હકીકત બિલકુલ મનઘડત અને કાલ્પનિક છે. શંકરાચાર્યના સમયમાં (શેવડા એ પ્રસ્તુત લેખમા જૈન સાધુ માટે વપરાયેલો કટાક્ષપૂર્ણ શબ્દ) જૈન સાધુઓ એવા અસહિષ્ણુ કે ધર્માંધ ન હતા કે, જેના કારણે બ્રાહ્મણોને નગર મૂકી વનમા જવુ પડે. જૈન સાધુઓએ કોઈ પણ કાળે, કોઈ પણ દેશમા ધર્મઝનૂન વધારીને અન્ય ધર્મીઓ ઉપર આક્રમણ કર્યું હોય કે તેમ કરવા પ્રેરણા કે ઉપદેશ આપ્યો હોય એવું કદી બન્યુ નથી. પ્રસ્તુત હકીકતના સમર્થનમાં કોઈ ઐતિહાસિક ઉલ્લેખ છે નહિ, કેવળ લેખકની પોતાની જ આ એક સ્વતંત્ર કલ્પના જ છે. આગળ ઉપર એ લેખમાં એ હકીકત જણાવે છે કે—

**'બ્રાહ્મણો જ્યારે બાલક એવા શંકરાચાર્યને ભિક્ષા નથી આપતા ત્યારે શંકરાચાર્ય બ્રાહ્મણોને કહે છે કે 'તમે ગૌતમ મુનિને બહુ દુઃખ દીધું' તેથી તેમણે જૈનમત ઉત્પન્ન કરીને તથા ફેલાવીને તમને આમ રઝળતા કર્યા.'**

આ કથન શંકરાચાર્ય જેવા વિદ્વાનના મુખમાં લેખકે જે મૂકયું છે તે તદ્દન કાલ્પનિક છે શંકરાચાર્ય જેવા દાર્શનિક વિદ્વાન અને તે કાલના સમર્થ વેદાંતપ્રચારક આવુ અસત્ય અને અનૈતિહાસિક વિધાન કરે એ કેમ માની શકાય? અને શંકરાચાર્યે જો આવુ કહ્યુ હોય એમ લેખકની પાસે તેમના ગ્રંથોનું પ્રમાણ હોય તો કહેવુ જોઈએ કે શંકરાચાર્યને જૈન ધર્મના પ્રામાણિક ઇતિહાસનુ અલ્પ પણ જ્ઞાન નહોતુ કારણ કે 'જૈન ધર્મને ગૌતમ મુનિએ ઉત્પન્ન કર્યો જ નથી.' જૈનધર્મમા ગૌતમ મુનિનો ઉલ્લેખ જરૂર આવે છે પણ જૈનધર્મના આ અવસર્પિણીકાલ (યુગ)ના છેલ્લા તીર્થંકર ભગવાન શ્રીમહાવીરદેવના પ્રથમ ગણધર શ્રીઇન્દ્રભૂતિજી કે જેમનું ગૌતમ ગોત્ર હતુ અને જેઓએ ભગવાન શ્રીમહાવીરદેવ પાસે દીક્ષા સ્વીકારી હતી, જેઓ તેઓના શિષ્ય તરીકે રહ્યા હતા—આ રીતે આવે છે. એના પહેલા ત્રેવીસ તીર્થંકરો થયા હતા, તે બધા તીર્થંકરો પણ જૈનધર્મને ઉત્પન્ન કરનારા નહિ પણ જૈનધર્મના પ્રચારક તરીકે જૈનદર્શનમાં પ્રખ્યાત છે. જૈનધર્મ તો અનાદિનો છે. તેના સ્થાપક કોઈ નથી પણ તેના પ્રચારક જૈનધર્મના તીર્થંકરો છે આ સ્પષ્ટ હકીકતને પ્રસ્તુત લેખમા વિકૃતરૂપ અપાયું છે ને તે પણ શંકરાચાર્ય જેવા વિદ્વાનના મુખેથી એ કોઈ રીતે યોગ્ય ન કહેવાય.

આ કરતાં વધુ કાલ્પનિક તેમજ જૈનધર્મના સાધુઓ માટે વાચકના માનસપટ પર દુર્ભાવ જાગૃત થાય અને વાચકોને જૈનધર્મ પ્રત્યે દ્વેષ પ્રગટ થાય તેવુ લખાણ હવે આવે છે. પ્રસ્તુત લેખમાં આગળ વધતાં લેખક લખે છે કે–

**'એકવાર તે (શંકરાચાર્ય) પાટણ કે જ્યાં શેવડાઓનું જોર વધારે હતું ત્યાં ગયા અને રાજાને ત્યાં ઊતર્યા. રાજા જો કે જૈનમતનો હતો, તો પણ તેમના (શંકરાચાર્યના) ઉપર ઘણો ભાવ રાખતો હતો. રોજ શેવડાઓની તથા શંકરાચાર્યની સભા થતી શેવડાઓની રાજસભામાં હાર થવાથી એક દિવસ શેવડાઓએ તેમને સંસાર–વ્યવહારના સવાલ તથા કામ–વિષયના પ્રશ્નો પૂછ્યા. શંકરાચાર્ય પોતે ત્યાગી હતા, અને સંસારનો અનુભવ તેમને ન હોવાથી તે ઉત્તર આપી શક્યા નહિ'**

આમ લખીને લેખકે જણાવ્યુ છે તે મુજબ–

**'પાટણના રાજાએ શંકરાચાર્યને પરકાયપ્રવેશની વિદ્યાના બળે પોતાના શરીરમાં પ્રવેશ કરવાનું કહ્યું. શંકરાચાર્ય રાજાના શરીરમાં દાખલ થયા અને રાણીઓ સાથે તેમણે ભોગવિલાસ કર્યો અને શેવડાઓને પૂર્ણ રીતે હરાવ્યા.'**

આ સમગ્ર હકીકત કાલ્પનિક અને લેખકનુ કેવળ અજ્ઞાનતાનુ હાસ્યજનક પ્રતીક છે. પહેલી વાત એ છે કે, શકરાચાર્ય પાટણ શહેરમાં આવ્યાનો કોઈ ઐતિહાસિક ગ્રથોમાં ઉલ્લેખ આવતો નથી જ્યારે **'શાંકરદિગ્વિજય'** તેમજ અન્ય તે કાલના ગ્રન્થોના આધારે આ પ્રસગનું મૂળ કોઈ અન્ય ઘટના છે તે આપણે વિચારીએ—શકરાચાર્ય દિગ્વિજય કરતાં કરતાં દક્ષિણમાં કાંચી નગરીમાં મંડનમિશ્ર પડિતની પ્રસિદ્ધિ સાભળીને ત્યા આવે છે. મડનમિશ્ર મીમાંસક દર્શનનો ધુરધર વિદ્વાન છે. શંકરાચાર્ય તેની સાથે શાસ્ત્રાર્થ કરીને તેનો પરાજય કરે છે પણ મડનમિશ્રની વિચિક્ષણ સ્ત્રી સરસ્વતી સ્વયં–શંકરાચાર્યને પોતાની સાથે શાસ્ત્રાર્થ કરવાનું કહે છે તે સમયે સરસ્વતી શકરાચાર્યને કામશાસ્ત્રોના પ્રશ્ન પૂછે છે તેમાં શકરાચાર્યને તે વિષયનો અનુભવ ન હોવાથી તેઓ મૌન રહે છે અને ૭ માસની મુદ્દત માગે છે પરિણામે પોતાની પરકાયપ્રવેશની વિદ્યાના બળે તેઓ રાજાના શરીરમાં પ્રવેશ કરી રાજાના અતપુરમાં જઈ કામશાસ્ત્રનો અનુભવ મેળવીને સરસ્વતીનો પરાજય કરે છે

આ મુજબની હકીકત સ્પષ્ટ હોવા છતાં કેવળ શંકરાચાર્યની ગમે તે પ્રકારે મહત્તા સિદ્ધ કરવા દ્વારા જૈન સાધુઓને ઉતારી પાડવા માટે પ્રસ્તુત લેખમાં જે બધી કાલ્પનિક અવ્યવહારુ અને જૈનધર્મ પ્રત્યે વિદ્વેષ પ્રગટે તેની હકીકત રજૂ થઈ છે, તે ખરેખર શોચનીય છે. શકરાચાર્ય જેવા દાર્શનિક વિદ્વાન, ત્યાગી, અને સસારવિમુખ જ્ઞાનીને રાજાના શરીરમાં પ્રવેશ કરીને રાજાના અતપુરમાં જઈ આ બધુ કરવુ પડે તે પણ શુ એક ત્યાગી ધર્મપ્રચારકને છાજે તેવુ છે? આ સદાચાર કે અનાચાર? અનાચાર સેવીને ધર્મપ્રચારકે શાસ્ત્રાર્થમાં વિજય મેળવવો એ યોગ્ય છે? અને રાજા પોતાની સ્ત્રીઓ સાથે કામભોગ માટે શકરાચાર્યને સમતિ આપે—આ બધુ કોઈ પણ પ્રાજ્ઞ મનુષ્યની બુદ્ધિમાં ઊતરે તેવુ નથી જ

પ્રસ્તુત ઘટનામા પાટણ શહેર અને ત્યાના રાજાનો પરિચય અને જૈન સાધુઓની સાથે શાસ્ત્રાર્થ—આ સમગ્ર પ્રસગ તદ્દન ઉપજાવી કાઢેલો છે. લેખકને કદાચ કર્ણોપકર્ણ કે કોઈ અજ્ઞાન લેખકનુ નિરાધાર લખાણ આ હકીકતના સમર્થનમા મળ્યુ હોય તો પણ તે કોઈ રીતે

આમ સૌરાષ્ટ્રના પ્રદેશમાં ધાર્મિક તથા સાંસ્કૃતિક પ્રચારનો ઉદ્દેશ ધરાવતા 'પરમાર્થ' જેવા માસિકમાં તો ન જ રજૂ કરી શકાય ! આગળ વધતાં તે લેખમાં જણાવવામાં આવ્યું છે કે—

**' શેવડાઓએ એકવાર રાજાને કહ્યું કે, અમાસને દિવસે ચન્દ્રમા ઊગશે ' અને તે પ્રમાણે ચંદ્રમા ઉગાડયો ત્યારે શંકરાચાર્યે રાજાને કહ્યું કે ' તેમણે જાદુના ઈલમથી આકાશમાં ઢાલ ચઢાવીને ચન્દ્ર દેખાડયો છે. "** વગેરે લખીને શેવડાઓ-જૈન સાધુઓને માયાવી–જાદુઈ ઈલમ કરનારા અને મેલા આચાર–વિચારના દર્શાવ્યા છે જે શંકરાચાર્ય પોતે ત્યાગી હોવા છતાં પરકાયપ્રવેશિની વિદ્યાના બળે રાજાના અંતઃપુરમાં જઈ વિષયોપભોગ દ્વારા વ્યભિચાર સેવે છે. છતાં એમની મહત્તાના ગુણગાન અપ્રગટપણે લેખક કરે છે અને જૈન સાધુઓ માટે આ રીતે વાંચકોના મન ઉપર ખરાબ અસર ઉપજે તેવા પ્રસંગો કાલ્પનિક રીતે ઉત્પન્ન કરવામા આવે છે. આ આખુયે કથન ખરેખર સંપ્રદાયદ્વેષના વિષનું વમન જ કહી શકાય

વાસ્તવિક રીતે પાટણ શહેરમાં શંકરાચાર્ય અને જૈન સાધુઓ વચ્ચે આવો પ્રસંગ કદી બન્યો જ નથી કોઈ પણ પ્રામાણિક ગ્રંથમાં આવો ઉલ્લેખ આવ્યો જ નથી ઘડીભર એમ થાય છે કે, લેખકને આમ કરવાનું પ્રયોજન શુ હશે ? જૈન સાધુઓને આટ–આટલા મલિન આચાર–વિચારવાળા ચિતરવામાં લેખકને શુ પ્રયોજન હશે, વારુ ? છતાં જૈન સાધુઓ કરતાં શંકરાચાર્યના જીવનને આ લખાણ દ્વારા લેખકે પોતાની કલમથી મલિન અને આચારહીન ચિતરેલ છે. એ તો ખરેખરે, પેટ ચોળીને શૂળ ઉત્પન્ન કર્યા જેવુ લેખકને માટે બન્યું છે. લેખક આગળ લેખમા જણાવે છે કે—

**'પછી શંકરાચાર્યે એક દિવસ માયા રચી નદીમાં પૂર આણ્યું અને બધા શેવડાઓને એકઠા કરી રાજાના મહેલમાં ઉપર ચડાવી સાતમા માળ ઉપર ચઢાવી દીધા તેમજ સાતમા માળ સુધી પાણી ઊંચું ચઢાવ્યું. ત્યારબાદ એક માયાવી વહાણ બનાવ્યું અને કહ્યું કે, વહાણમાં કૂદી પડી જે બેસશે તે જીવશે અને બીજા બધા ડૂબી જશે રાજા પોતે જાતે બેસવા ગયો, ત્યારે શંકરાચાર્યે તેને પકડી લીધો ને કહ્યું કે તમારા ગુરુને બેસવા દો, એમ કહી એક પછી એકને પડતા મુકાવ્યાં એમ બધા શેવડાઓના એ પ્રમાણે ચૂરેચૂરા કરી નાખ્યા.'**

'શંકરાચાર્ય'ના લેખકના માનસની આ કેટ–કેટલી નિકૃષ્ટ મનોદશા ! ઈતિહાસમાં કે કોઈ પણ તત્કાલીન પ્રામાણિક ગ્રંથમા જેનુ નામનિશાન નથી, તેવી આ હકીક્ત ઉપજાવી કાઢી જૈન સાધુઓની હીનતા કરનારુ લખાણ આજે વીસમી સદીના 'સર્વધર્મ સમન્વય'ના યુગમા પ્રસિદ્ધ કરવાનું દુઃસાહસ કરવામાં આવે છે એ ખરેખર અતિશય દુખજનક છે આ લખાણમા શંકરાચાર્યની મહત્તા સિદ્ધ થાય છે કે અલ્પતા ? જે શંકરાચાર્યે માયા રચી જૂઠું બોલીને પોતાના ધર્મવિરોધીઓનો વિનાશ કર્યો એ શંકરાચાર્યને કોઈ પણ ડાહ્યો વિચારક વિદ્વાન અથવા પવિત્ર પુરુષ તરીકે પણ સ્વીકારવા સમ્મત થાય ? વિરોધીઓનો વિનાશ કરવામા મહત્તા છે કે અલ્પતા ? 'પરમાર્થ'ના ઉદ્દેશને અનુરૂપ આ લખાણ નથી એમ 'પરમાર્થ'ના વાચકો તથા સંચાલકો સહેજે સમજી શકશે.

જે પાટણ શહેરનો રાજા લેખકના જણાવ્યા મુજબ—**'જૈન મતનો છે' તેજ રાજાને શંકરાચાર્ય કહે છે કે 'પહેલાં તમારા ગુરુને બેસવા દો ' અને એ રાજા પોતાના ગુરુને બેસવા દે છે.'**

આ બધુ કેટ–કેટલુ કાલ્પનિક અને અસંગત છે? ખરી હકીકત તો એ છે કે શંકરાચાર્ય ગુજરાતના પાટણ શહેરમા આવ્યા નથી, અને આવો કોઈ પ્રસંગ બન્યો જ નથી શંકરાચાર્યના દિગ્વિજયનો પ્રદેશ દક્ષિણ–પૂર્વ અને ઉત્તર ભારત હતો, અને મુખ્યત્વે તેમણે તે તે પ્રદેશોમા કેવળ રાજ્યાશ્રય મેળવીને બૌદ્ધોની સામે આંદોલનો ઊભા કરી તેમના ઉપર વિજય મેળવી હિંદુ રાજ્યોની સહાયથી બૌદ્ધોને ભારત બહાર કાઢી મૂકયા છે, એમ તેમના વિષેના ચરિત્રગ્રંથોમા ઉલ્લેખ આવે છે

આમ ઐતિહાસિક ઘટના હોવા છતાં 'પરમાર્થ'ના લેખકને તત્કાલીન ઇતિહાસનુ કશું જ જ્ઞાન નહિ હોવાથી બૌદ્ધોને સ્થાને શેવડા–જૈન સાધુઓને મૂકીને સમગ્ર લેખમા સ્થાને–સ્થાને કેવળ પોતાની અજ્ઞાનતા તથા જૈન ધર્મ પ્રત્યેનો સંપ્રદાય દ્વેષ વમ્યો છે. 'પરમાર્થ' જેવા સર્વ આસ્તિક ધર્મ–દર્શનોના ત્યાગ, વૈરાગ્ય ભક્તિ, જ્ઞાન, ઇત્યાદિ તત્ત્વોનો સમન્વય કરી, આજના મોહ–મૂઢ, અજ્ઞાન જીવોને સદ્બોધનો સંદેશ આપતા માસિકમાં આવા કલહકારી, કોઈ પણ ધર્મ સંપ્રદાય પ્રત્યે દ્વેષ વધારનારા લખાણો ન જ પ્રગટ થવા જોઈએ, એમ મારે તેના સંચાલકોને સ્પષ્ટ રીતે જણાવવુ જોઈએ

આશા છે કે 'શંકરાચાર્ય' લેખના લેખક પોતાની મહાન ક્ષતિઓને સમજી પોતાની અજ્ઞાન જન્ય સ્ખલનાઓનુ પરિમાર્જન કરે, અને ફરી આવુ કલહકારી લખાણ લખવાનું દુસાહસ ન કરે તેમજ 'પરમાર્થ'ના સંચાલકો પોતાના માસિકમાં પ્રસિદ્ધ થયેલા આ લેખને અંગે પોતાનું કર્તવ્ય સમજી આ પ્રત્યુત્તરને યોગ્ય સ્થાન આપી, પોતાની ક્ષતિઓને સુધારશે?

**તા. ક.** 'પરમાર્થ' માસિકમા પ્રસિદ્ધ કરવા માટે આ લેખ તા ૬–૯–૫૫ના મોકલેલ છે. છતાં હજુ તે પ્રસિદ્ધ થયો નથી

---

[ અનુસંધાન પૃષ્ઠ : ૩૨ થી ચાલુ ]

[ ૨ ]

અલાહાબાદનિવાસી મહામહોપાધ્યાય પં **ગંગાનાથ** એમ એ ડી એલ એલ લખે છે કે—

> **"જ્યારથી મેં શંકરાચાર્યદ્વારા કરાયેલા જૈન સિદ્ધાતનું ખંડન વાંચ્યું ત્યારથી જ મને વિશ્વાસ બેસી ગયો કે આ સિદ્ધાંતમાં ઘણું ઘણું છે, જેને વેદાંતના આચાર્યો સમજ્યા નથી અને હજી સુધી જેટલો જૈનધર્મને (તેમના જ ગ્રંથો દ્વારા) જાણી શક્યો છું તેટલાથી મારો એ વિશ્વાસ દૃઢ થઈ ગયો છે કે તેઓ (શંકરાચાર્ય) જૈનધર્મને તેના મૂળ ગ્રંથોમાં જોવાનું કષ્ટ ઉઠાવત તો તેમને જૈનધર્મ સાથે વિરોધ કરવાની કોઈ પણ વાત ન મળત.**

આમ છતા 'પરમાર્થ' માસિકના સંચાલકો અને 'શંકરાચાર્ય'ના લેખકે આવા લેખોદ્વારા હિંદુધર્મનો શો પરમાર્થ કરવા ધાર્યો છે એ તો તેઓ જાણે, પણ આવા લેખો આજના વિજ્ઞાન અને ઐતિહાસિક યુગની કસોટીમાં કેવળ હાસ્યાસ્પદ લાગ્યા વિના ન જ રહે. હા, જનતાને અંધશ્રદ્ધાના વમળમા ફસાયેલી રાખવા માટે જ તેમનુ આ લખાણ હોય તો અમારો એ સામે પ્રતિવાદ નથી પરંતુ જિજ્ઞાસુ વર્ગમા તો દર્શન, ઇતિહાસ અને લેખનશૈલીથી શૂન્ય આવા લેખોથી શંકરાચાર્ય જેવા વિદ્વાનની મહત્તા પ્રગટ થાય એમ અમે માનતા નથી આવી અનધિકાર ચેષ્ટા કરવા પહેલાં 'પરમાર્થ'ના સંચાલકો અને 'શંકરાચાર્ય'ના લેખક જૈનધર્મના ગ્રંથોનું અધ્યયન કર્યા પછી જ કંઈ પણ લખવા પ્રવૃત્તિ કરે એ ઈચ્છનીય ગણાય.



# શ્રી. શંકરાચાર્ય વિશે બે સમર્થ વિદ્વાનોના અભિપ્રાયો

(સંપાદકીય)

'**પરમાર્થ**' માસિકમાં પ્રગટ થયેલ 'શંકરાચાર્ય' શીર્ષક લેખ વિશે આ અંકમાં જ પૂ. પં. શ્રીકનકવિજયજી ગણિવર્યે તેની અનૈતિહાસિક અને અવ્યવહારુ હકીકતોનો સચોટ પ્રત્યુત્તર આપ્યો છે એટલે એ વિશે વધુ ન જણાવતાં 'પરમાર્થ'ના સંચાલકો અને 'શંકરાચાર્ય'ના લેખકને અમે શ્રી. શંકરાચાર્ય વિશે હિંદુધર્મના સમર્થ દાર્શનિક વિદ્વાનોના અભિપ્રાયો તરફ પણ ધ્યાન આપવા સૂચવીએ છીએ.

અલબત્ત, શ્રી શંકરાચાર્ય વેદાંત ધર્મના અદ્વૈતવાદના મહાન પુરસ્કર્તા તરીકે દાર્શનિક જગતમાં જાણીતા છે; પરંતુ અદ્વૈતવાદનું સમર્થન કરતાં તેમણે છયે દર્શનો સામેના પ્રતિવાદમાં જે પ્રતિભા બતાવી છે તેની તુલનામાં સ્યાદ્વાદ મત સામેના પ્રતિવાદમાં તો તેઓ હતપ્રભ થયેલા જોવાય છે.

શ્રી. વેદવ્યાસે રચેલા 'બ્રહ્મસૂત્ર'ના **नैकस्मिन्नसंभवात्** (પુ૦ ૨, પ્ર૦ ૨, સૂ૦ ૩૩) ઉપર શ્રી શંકરાચાર્યે જે ભાષ્ય રચ્યું છે તેમાં સ્યાદ્વાદ સિદ્ધાંતનું ખંડન કરવા તેમણે કલમ તો ઉઠાવી છે પણ એ ખંડન સ્યાદ્વાદના મંતવ્યનું મૂલગામી નથી. વસ્તુતઃ શ્રી. શંકરાચાર્યે સ્યાદ્વાદ જેવા ગહન સિદ્ધાંતનું ઊંડું અવગાહન કર્યું હોય એમ લાગતું નથી. એ વિશે અમે કંઈ પણ જણાવીએ એ કરતાં હિંદુધર્મના સમર્થ દાર્શનિક વિદ્વાનોએ શંકરાચાર્યે કરેલ સ્યાદ્વાદ સિદ્ધાંતના ખંડન માટે આપેલા બે અભિપ્રાયો જ અહીં પ્રસ્તુત કરીએ છીએ.

[૧]

કાશી-હિંદુ વિશ્વવિદ્યાલયના દર્શનશાસ્ત્રના મુખ્ય આચાર્ય શ્રીયુત **ફણિભૂષણ** અધિકારી એમ. એ. લખે છે કે—

"સ્યાદ્વાદનો સિદ્ધાંત ઘણો જ મહત્ત્વપૂર્ણ અને આકર્ષક છે. આ સિદ્ધાંતમાં જૈનધર્મની વિશેષતા સ્પષ્ટ થાય છે. આ 'સ્યાદ્વાદ' જ જૈનધર્મની અદ્વિતીય સ્થિતિ પ્રકટ કરે છે. છતાં કેટલાકોને 'સ્યાદ્વાદ' એ ગૂઢ શબ્દ માલૂમ પડે છે અને કેટલાક તેને હાસ્યાસ્પદ સમજે છે. પરંતુ જૈનધર્મમાં આ એક શબ્દ દ્વારા જે સિદ્ધાંત ઝળકી રહ્યો છે એને ન સમજવાથી જ કેટલાક લોકોએ તેનો ઉપહાસ કર્યો છે. આ અજ્ઞાનતાના કારણથી જ કેટલાક લોકોએ તેમાં દોષો તેમજ ભિન્ન ભિન્ન અર્થોનું આરોપણ કર્યું છે. હું તો ત્યાં સુધી કહેવાનું સાહસ કરું છું કે— **વિદ્વાન શંકરાચાર્ય સમાન પુરુષ પણ આ દોષથી બચી શક્યા નથી. તેમણે પણ આ સ્યાદ્વાદ ધર્મ પર અન્યાય કર્યો છે. સાધારણ યોગ્યતાવાળો જો આવી ભૂલ કરે તો તે માફ કરી શકાય પરંતુ મને સાફ કહેવા દેવામાં આવે તો હું કહીશ કે—'ભારતના એવા મહાન વિદ્વાન માટે આવો અન્યાય અક્ષમ્ય છે.' જો કે હું આ મહર્ષિને ખૂબ આદરભરી દૃષ્ટિએ જોઉં છું છતાં મારે એ સાફ કહેવું પડે છે કે—તેમણે 'વિવસન સમય' અર્થાત્ 'નગ્ન લોકોનો સિદ્ધાંત' એવું અનાદરસૂચક નામ જૈનધર્મનાં શાસ્ત્રો માટે આપ્યું છે તે કેવળ જૈન ગ્રંથોનું અધ્યયન ન કરવાનું જ પરિણામ છે.**

(જુઓ: અનુસંધાન પૃષ્ઠ: ૩૧)



# ક૦સ૦ આ૦ શ્રીહેમચંદ્રસૂરીશ્વરજીની

# દીક્ષા-કુંડલી

લેખક : પૂ૦ મુનિરાજ શ્રીદર્શનવિજયજી (ત્રિપુટી) સરચના

**કલિકાલસર્વજ્ઞ** આચાર્ય શ્રી હેમચંદ્રસૂરિજીનુ ચરિત્ર અનેક ગ્રથોમાં વિવિધ રીતે મળે છે. તેમાં તેઓના દીક્ષાસમય માટે ઉલ્લેખો પણ મળે છે પરતુ એ ઉલ્લેખો એવી શૈલીથી રજુ થયા છે કે-સામાન્ય પાઠક તો સહેજે શકામાં જ પડી જાય આ કારણે પૂ આચાર્યદેવની દીક્ષા-કુડલી માટે આજે વિસંવાદ ઊભો થયો છે

તેઓની દીક્ષા-કુડલી માટે નીચે મુજબ ખાસ બે ઉલ્લેખો મળે છે—

माघे सितचतुर्दश्यां, ब्राह्मे धिष्ण्ये शनेर्दिने। धिष्ण्ये तथाष्टमे धर्म–स्थिते चन्द्रे वृषोपगे ॥३१॥
लग्ने बृहस्पतौ शत्रु–स्थितयोः सूर्यभोमयोः ॥३२॥

સં. ૧૧૫૫માં મહા શુદિ ૧૪ બ્રાહ્મ ધિષ્ણ્યમાં, શનિના વારમાં, આઠમા ધિષ્ણ્યમાં, ધર્મના વૃષના ચદ્રમામાં (ચાંદ્રમાં), ગુરુવાલા લગ્નમા અને રવિ મંગલ છઠ્ઠાસ્થાનમાં

—(આ. પ્રભાચદ્ર કૃત-પ્રભાવક ચરિત્ર પ્ર ૨૨, સ. ૧૩૩૪)

अथ श्रीवर्धमानस्य, प्रासादे सादितांहसि। माघमासस्य धवले, पक्षे चतुर्दशेऽहनि ॥१६१॥
रोहिण्यां शनिवारे च, रवियोगे त्रयोदशे। सप्तग्रहबलोपेते, वृषलग्ने शुभेशके ॥१६२॥

ભગવાન શ્રીમહાવીરસ્વામીના દેરાસરમાં મ શુ ૧૪, શનિવાર, રોહિણી, તેરમો રવિયોગ, વૃષભલગ્ન, શુભઅંશ, અને બલવાન સાત ગ્રહો હતા ત્યારે

—(આ જયસિંહ કૃત-કુમારપાલચરિત્ર મહાકાવ્ય, સ. ૧૪૨૨)

ઉપર મુજબ બે ઉલ્લેખો દીક્ષા માટે મળે છે હવે જ્યોતિષના હિસાબે વિચારીએ તો તેમાં સામાન્ય રીતે નીચે મુજબ વિરોધ ઊઠી શકે છે

(૧) અહી બ્રાહ્મ અને આઠમુ એમ બે નક્ષત્રો બતાવ્યા છે. કોઈ પણ એક નક્ષત્ર હોવું જોઈએ.

(૨) મહા શુદિ ૧૪ ને દિવસે રોહિણી નક્ષત્ર હોય જ નહી

(૩) મહા મહિનામાં ધનિષ્ઠાનો અને કુભનો સૂર્ય હોય છે, તેથી તેરમો રવિયોગ પુષ્ય નક્ષત્રમાં આવે, રોહિણીમાં ૧૩મો રવિયોગ ન થાય

(૪) શુદિમા તેરશે કે કદાચ ચૌદશે તેરમો રવિયોગ બને છે

(૫) મહા શુદિ ૧૪ ને દિવસે પુષ્ય નક્ષત્ર હોય પણ તેમાં વિવાહ તથા દીક્ષાનો નિષધ છે

(૬) ધિષ્ણ્યનો અર્થ નક્ષત્ર થાય છે કદાચ ધિષ્ણ્યનો અર્થ મુહૂર્ત કલ્પવામાં આવે તો દિવસે ૮મુ મુહૂર્ત અભિજિત અને ૯મુ મુહૂર્ત રોહિણી છે રાતે ૮મુ મુહૂર્ત રોહિણી, ૧૧મુ પુષ્ય અને ૨૯મુ બ્રાહ્મ મુહૂર્ત આવે છે પરતુ ધિષ્ણ્યનો અર્થ મુહૂર્ત લેવા માટે પ્રમાણ જોઈએ.

(૭) વૃષભનો ચદ્ર લગ્નમા હોય પણ લગ્નનો ચદ્ર દીક્ષામા નેષ્ટ મનાય છે.

(૮) ચદ્ર લગ્નમા અને ધર્મમાં એમ બે સ્થાને હોય નહી.

(૯) મહા શુદિ ૧૪ રોહિણી નક્ષત્ર ન હોય, તેમ વૃષભનો ચંદ્ર પણ ન હોય.

(૧૦) છઠ્ઠા સૂર્યના હિસાબે ચંદ્ર લગ્નમાં કે ધર્મસ્થાનમાં આવે નહીં.

(૧૧) શુક્રનો વાર, રાશિ, લગ્ન, દૃષ્ટિ અને નવાંશ દીક્ષામાં નેષ્ટ મનાય છે.

(૧૨) **स्थिरराश्चापि वृषं विना ॥ २१ ॥**

દીક્ષામાં સ્થિર લગ્ન લેવુ પણ વૃષભ લગ્નનો ત્યાગ કરવો ( —આરંભસિદ્ધિ)

(૧૩) વૃષભ લગ્ન હોય ત્યારે કુંભનો સૂર્ય છઠ્ઠે સ્થાને આવે જ નહીં.

ઇતિહાસવિદો કહે છે કે—આવા આવા વિરોધો ઊભા હોય એ કુંડલીને સાચી કેમ માનવી ? એટલે પ્રથમ આનું સમાધાન મેળવવું જરૂરી છે.

કોઈ કોઈ વિદ્વાને તેના સમાધાન માટે પ્રયત્ન કરેલ છે. જેનો સાર નીચે મુજબ છે.—

**(૧) સમાધાન**

પૂ પંન્યાસજી શ્રી કલ્યાણવિજયજી મ. જણાવે છે કે—**माघे सितचतुर्दश्यां ब्राह्मे धिष्ण्ये शनेर्दिने**—મહા શુદિ ૧૪ શનિવાર અને રોહિણી નક્ષત્રમાં

**धिष्ण्ये तथाष्टमे**—આઠમા વિજય મુહૂર્તમાં. અહીં આઠમુ પુષ્ય નક્ષત્ર લેવાનું નથી, અહી આઠમુ પુષ્ય નક્ષત્ર વર્જિત છે, અને શનિ પુષ્યનો યોગ પણ સાથે હોતો નથી. જ્યારે શનિ રોહિણીનો ત્રિક યોગ સાથે બને છે એટલે અહી આઠમુ મુહૂર્ત સમજવું, તે સમયે ચૌદેક ઘડી જતા વૃષ લગ્નનો વૃષ નવમાંશ આવે છે જે વર્ગોત્તમ છે.

**धर्मस्थिते**—"ધર્મ એવા આઠમા મુહૂર્તમાં."

અહીં "ચંદ્રમા ધર્મસ્થાનમાં રહે છતે" એવો સીધો અર્થ થાય પણ એ અર્થ અહીં લેવો નહીં.

**चन्द्रे वृषोपगे लग्ने बृहस्पतौ**—વૃષ લગ્નમાં ચદ્ર અને ગુરુ રહે છતે

**शत्रु स्थितयोः सूर्यभोमयोः**—વૃષ લગ્ન લઈએ તો છઠ્ઠે સ્થાને કુભનો સૂર્ય આવે નહી માટે આ પાઠ અશુદ્ધ લાગે છે તેને બદલે—**शून्यस्थितयोः सूर्यबुधयोः** આવો પાઠ હોવાનુ કલ્પી લઈએ તો સૂર્ય અને મંગળ દશમા સ્થાનમાં હતા ત્યારે એવો અર્થ થાય.

આ પાઠમાં "બાકીનાં બુધ, ગુરુ, શુક્ર, શનિ, રાહુ અને કેતુના સ્થાન બતાવ્યા નથી"

**रवियोगे त्रयोदशे**—તે દિવસે ધનિષ્ઠાનો સૂર્ય છે તેથી રોહિણીમા તેરમો ન થાય, એટલે "તેરમો રવિયોગ હોવા સભવ નથી" "તેરમો તો નહી પણ નવમો રવિયોગ તે દહાડે હતો."

**सप्तग्रहबलोपेते**—તે વખતે મીનનો શનિ, તુલાનો રાહુ, મેષનો કેતુ, મીનનો બુધ, મકરનો શુક્ર હતા, એમ સમજવું અહી ૩૫–૩૬ શ્લોકનો પાઠ પણ તૂટે છે.

—(પ્રભાવક ચરિત્ર, પ્રબધ-પર્યાલોચન, પૃ ૯૫–૯૬–૯૭)

પૂ. પંન્યાસજી મહારાજનુ આ સમાધાન તાર્કિક સમાધાન છે, પણ તે શકાને દૂર કરવાને બદલે શકાને વધારે છે કેમકે –ગણિતથી તો મ શુ ૧૪ ને દિવસે રોહિણી નક્ષત્ર, વૃષનો ચંદ્ર અને ૯મો રવિયોગ કદાપિ આવે જ નહી છતા અહી રોહિણી નક્ષત્રને જ પ્રધાનતા આપી છે અને એના જ આધારે ત્રણ–ચાર પાઠોને જૂદા માનવાની હદે જવુ પડયુ છે તેમજ **चन्द्रे वृषोपगे लग्ने बृहस्पतौ** આવો ક્લિષ્ટ પાઠ ઊભો કરવો પડચો છે, આટલો ફેરફાર કરવા છતાય પૂરી દીક્ષાકુંડલી તો ઊભી થતી જ નથી

પુષ્ય નક્ષત્ર દીક્ષામા વર્જ્ય મનાય છે એ વાત સાચી છે. પરંતુ તે બીજા કામોમા સર્વોત્તમ મનાય છે. પુષ્ય નક્ષત્ર કામવર્ધક હોવાથી લગ્ન અને દીક્ષામા ગ્રાહ્ય મનાતુ નથી પણ કામવિજેતાને પુષ્ય અનુકૂળ બની જાય એ સ્વાભાવિક છે તેથી આ રત્નશેખરસૂરિએ 'દિન-શુદ્ધિ-પ્રકરણ'મા પુષ્યમાં દીક્ષા દેવાની આજ્ઞા આપી છે. ગણિતથી તપાસીએ તો મહા શુદિ ૧૪ ને દિવસે પુષ્ય નક્ષત્ર, વૃષભનો ચદ્ર અને ધનિષ્ઠાના સૂર્યથી પુષ્યનો ૧૩મો રવિયોગ એ પચાગસિદ્ધ વસ્તુ છે. શનિ-પુષ્યનો મિત્રયોગ થાય છે તે પણ ઉત્તમ છે, જ્યારે તે દિવસે રોહિણી નક્ષત્ર, વૃષનો ચદ્ર અને ૯મો રવિયોગ એ તો કલ્પના જ છે. અને તે રોહિણી નક્ષત્રના આધારે ઊભી કરેલી દીક્ષાકુંડલી નિષ્ફળ બની જાય છે. એટલે આ સમાધાન સર્વ-માન્ય થાય એવુ નથી.

**( ૨ ) સમાધાન**

પન્યાસજી શ્રી ધુરંધરવિજયજી મ૦ જણાવે છે કે—**माघे सितचतुर्दश्यां**—મહાસુદિ ૧૪ને દિવસે **ब्राह्मे धिष्ण्ये**—નવમા રોહિણી મુહૂર્તમાં. **शनेर्दिने**—શનિવારે. **धिष्ण्ये तथाष्टमे**—આઠમા પુષ્ય નક્ષત્રમાં

'દિનશુદ્ધિ પ્રકરણ'માં પુષ્ય નક્ષત્રમા દીક્ષા દેવાનુ વિધાન છે તે નક્ષત્ર ધનિષ્ઠાથી ૧૩મું છે, એટલે તે દિવસે પુષ્યનો ૧૩મો રવિયોગ થાય છે, પરતુ "ધનિષ્ઠાના સૂર્યને રોહિ-ણીના ચદ્ર સાથે ૧૩મો રવિયોગ કોઈ રીતે બની શકે નહી." "મહાશુદિ ૧૪ને દિવસે રોહિણીને ૧૩મો રવિયોગ એ બે એક બીજાનો વિરોધ બતાવે છે."

**रवियोगे त्रयोदशे**—"પુષ્ય નક્ષત્ર લેતાં ધનિષ્ઠાના સૂર્યથી ૧૩મો રવિયોગ ઘટે છે." "મહા શુદિ ૧૪ના દિવસે રોહિણી નક્ષત્ર ન હોય, ધનિષ્ઠાની સાથે રોહિણીનો નવમો રવિયોગ થાય એટલે ૧૩મો રવિયોગ ન ઘટે."

**धर्मस्थिते चन्द्रे**—ધર્મ શબ્દથી ૯મુ સ્થાન લેવાય છે, વૃષનું લગ્ન અને કર્કનો ચંદ્ર હોય ત્યારે ૯મા સ્થાને ચદ્ર ન હોય.

ધર્મ શબ્દનો અર્થ **સાધુતા** પણ થાય છે, જેનો સંબંધ ત્રીજા સ્થાન સાથે છે એ હિસાબે અહી ત્રીજા સ્થાનનો ચદ્ર એવો કરવો.

**धर्मे स्थिते** ને બદલે **धर्मदृश्ये** એવો પાઠ કલ્પી લઈએ તો ૯મા સ્થાનથી પૂર્ણ દૃષ્ટિવાળા સાતમા સ્થાનમાં એટલે ત્રીજા ભવનમાં ચદ્ર હતો એવો અર્થ ઘટાવી શકાય

**धर्मस्थिते** ને બદલે **हर्म्यस्थिते** કે **धामस्थिते** એવો અર્થ કલ્પીએ તો **स्वगृहि-चंद्र** કર્કનો ચંદ્ર એવો બધબેસતો અર્થ થાય પણ અહીં ચદ્રનુ ત્રીજું સ્થાન સમજવું.

**वृषोपगे लग्ने**—વૃષભ લગ્નમાં. **वृषलग्ने शुभेंशके**—વૃષ લગ્નના શુભ અંશમા જ્યારે રોહિણી મુહૂર્તનો સમય પણ હોય છે.

**लग्ने बृहस्पतौ**—વૃષલગ્નનો ગુરુ હતો

**शत्रुस्थितयोः सूर्यभोमयो.**—રવિ અને મગળ એ બન્ને પોતાના શત્રુ શનિગ્રહના ઘરમા કુભમાં હતા કેમકે શુક્ર અને શનિ એ બન્ને ગ્રહો રવિ અને મગળના શત્રુ છે.

આમાં બુધ, શુક્ર, રાહુ અને કેતુના સ્થાનો બતાવ્યા નથી

( શ્રીહેમદીક્ષા મુહૂર્ત મીમાસા, જૈન સત્ય પ્રકાશ ક્ર૦ ૧૩૪)

પંન્યાસજી મહારાજનું આ સમાધાન પણ છાણવીણ સાથે રજુ કરાયેલ છે. પરંતુ એથીય શંકાનુ પૂરુ નિરસન થતુ નથી. કેમકે **धर्मस्थिते धिष्ण्ये** તથા **शत्रुस्थितयोः** ના અર્થમાં કલ્પનાની પ્રધાનતા છે. તેમજ પૂરી દીક્ષાકુંડલી પણ ઊભી થતી નથી. એટલે આ સમાધાન આખરી સમાધાનનુ સ્થાન લઈ શકે તેમ નથી.

**(૩) સમાધાન**

ક૦ સ૦ આ૦ શ્રી હેમચંદ્રસૂરીશ્વરજીએ જગતને 'પરિશિષ્ટપર્વ'માં બહુમૂલો ઇતિહાસ આપ્યો છે આ૦ પ્રભાચંદ્રસૂરિએ 'પ્રભાવકચરિત્ર'મા તેની પછીની કડી જોડી દીધી છે. આ૦ પ્રભાચંદ્રસૂરિની બુદ્ધિ જેમા ખૂબ ચમકે છે.

તેઓએ આ૦ હેમચંદ્રસૂરીશ્વરજીની દીક્ષાકુંડલી બે શ્લોકોમાં રજુ કરી છે, જેમાં તિથિ, વાર, નક્ષત્ર, લગ્ન, અને ૭ ગ્રહોનાં સ્થાન ચોક્કસ રીતે જણાવ્યાં છે. પણ ખુબી એ છે કે તેઓએ તે રજુઆત શ્લોકમા દ્વિઅર્થી શબ્દો ગોઠવીને કરી છે. આથી અલ્પજ્ઞ વાચક તેના હાર્દને પકડી શકતો નથી અને પાઠભેદ કે અર્થભેદના વમળમા પડી નવનવી કલ્પના કરવા મડી પડે છે.

વાસ્તવિક રીતે જોઈએ તો એવી કલ્પના કરવાની જરાય જરૂર નથી. તેમણે પોતાના શ્લોકોમા જે જે વસ્તુ દર્શાવી છે તે અવિસવાદ છે, જે પરિશીલન કરવાથી સ્પષ્ટ થાય છે.

આ૦ જયસિંહસૂરિએ 'કુમારપાળ મહાકાવ્ય'ના 'પ્રભાવકચરિત્રનો આધાર લીધો છે. પરતુ તેઓએ **ब्राह्मे धिष्ण्ये** ને સ્થાને **रोहिण्यां** અને **शनेर्वारे** ને સ્થાને **शनिवारे** શબ્દ ગોઠવ્યો છે. એટલે દરેક વાતે મોટો ફરક પડી ગયો. 'પ્રભાવકચરિત્ર'ના દ્વિઅર્થી શ્લોકો સમજવામાં આવતાં આ વાત પણ સહેજે સમજાય તેવી છે.

એકદરે આ૦ હેમચંદ્રસૂરીશ્વરજીની દીક્ષાકુંડલી આ૦ પ્રભાચંદ્રસૂરિના શબ્દોમાં નીચે મુજબ સુરક્ષિત મળે છે.

**माघे सितचतुर्दश्यां**—મહા શુદિ ૧૪ના દિવસે.

(અહીં સભવ છે કે—સવારે ઉદય ૧૩ હોય અને દીક્ષા સમયે ૧૪ હોય એટલે મુહૂર્તની સૂક્ષ્મતાના હિસાબે ૧૪ લખી હોય.)

**ब्राह्मे धिष्ण्ये शनेर्दिने**—શનિનો વાર અને શનિગ્રહના રોહિણી ચારમાં એટલે કે શનિવારે તથા વૃષભનો શનિ હતો ત્યારે અહી વાર અને શનિનું સ્થાન એ બે વાતો સ્પષ્ટ કરી છે.

**धिष्ण्ये तथाष्टमे**—આઠમા નક્ષત્રમા તેમજ આઠમો શુક્ર રહેતા. એટલે પુષ્ય નક્ષત્રમાં કર્કનો ઉચ્ચ ચદ્ર હતો અને મૃત્યુ ભવનમા શુક્ર હતો ત્યારે.

**धर्मस्थिते चांद्रे वृषोपगे**—વૃષનો બુધ ધર્મમાં રહેતાં

એટલે કે—ચદ્રનો પુત્ર બુધ વૃષરાશિનો (ધર્મરાશિનો) અને નવમા ધર્મ ભવનમાં હતો ત્યારે પુષ્યનો ચદ્ર કર્કમાં ઉચ્ચનો છે ફરી તેના નિર્દેશની જરૂર રહેતી નથી. અને કુંડલીમાં બુધ માટે બીજું સૂચન નથી અહી બુધને જ ચાંદ્ર શબ્દથી લીધો છે. લેખનદોષથી **चांद्र** ને સ્થાને **चंद्र** શબ્દ બની જાય એ સ્વાભાવિક છે નવમું ધર્મભવન છે. વૃષનો અર્થ પણ ધર્મ છે. તેની સાથે બુધનો સબધ બતાવવો છે એ રીતે અહીં નવમા સ્થાનમાં વૃષ રાશિ અને બુધ બતાવ્યા છે એના આધારે કુંડલીનાં દરેક ભવનો તથા દરેક રાશિઓ

વ્યવસ્થિત થઈ જાય છે. એ હિસાબે ગોરજ સમયનુ કન્યાનુ લગ્ન આવે છે.

**लग्ने बृहस्पतौ**—લગ્નનો ગુરુ રહેતાં. એટલે કે—લગ્નમાં ગુરુ હતો ત્યારે

જો કે અહી ગુરુની રાશિ બતાવી નથી પણ નવમા ભવનમા વૃષનો બુધ અને છઠ્ઠા ભવનમા કુંભનો રવિ, એ બન્નેના હિસાબે કન્યાનુ લગ્ન આવે છે ગુરુ લગ્નમાં છે તો લગ્નમા કન્યાનો ગુરુ આવે છે.

**शत्रुस्थितयो सूर्यभौमयो**:—સૂર્ય અને મગળ શત્રુભવનમાં રહેતાં. એટલે કે છઠ્ઠા શત્રુભવનમા સૂર્ય અને મગળ હતા ત્યારે—(પ્રભાવકચરિત્ર)

ઉપર દર્શાવેલ ગ્રહસ્થાનોના આધારે નીચે મુજબ દીક્ષાકુડલી બને છે.




અહી દરેક ગ્રહો શુદ્ધ સ્થાનમાં છે.

ગુરુ—લગ્નમાં છે તે સર્વોત્તમ છે.

રવિ તથા મંગળ—શત્રુના સ્થાનમાં અને શત્રુના ઘરમાં છે તે સર્વ કામમાં વિજય સૂચવે છે, અને ઉગ્રતાનો અભાવ સૂચવે છે

શુક્ર—નબળા સ્થાનમાં છે દીક્ષામાં બલવાન શુક્ર વ્યામોહકર મનાય છે. તે અહીં નબળો છે. એટલે શુદ્ધ સમ્યક્ત્વગુણમા અને ચારિત્રધર્મમાં વ્યામોહનો અભાવ સૂચવે છે.

બુધ તથા શનિ—ધર્મસ્થાનમા છે ધર્મરાશિમાં છે. તે આદર્શ કવિત્વને તથા આદર્શ ચારિત્રબળને સૂચવે છે

ચદ્ર—આર્યભવનમાં છે, સ્વગૃહી ચદ્ર છે, તે સર્વોદયને સૂચવે છે

ક૦ આ૦ શ્રી હેમચદ્રસૂરીશ્વરની આ દીક્ષાકુંડલી છે

આવા યોગવાળો પુરુષ પ્રગટપ્રભાવશાળી, સાચો ત્યાગી, પ્રકાંડ જ્ઞાની, અને અદ્વિતીય મહાત્મા બને એ સહજ છે.

આ૦ પ્રભાચંદ્રસૂરિએ આ રીતે 'પ્રભાવકચરિત્ર'માં પૂર્ણાંગ દીક્ષાલગ્નકુડલી આપી છે. એમાં કોઈ જાતની ગડબડ નથી, ત્રૂટિ નથી વિદ્વાનોની ફરજ છે કે—ખૂબ પરિશીલન કરે, વાસ્તવિક સત્ય જાણે અને સ્વીકારે. એમ કરવાથી વિદ્વાનોમાં આ દીક્ષાકુંડલીને અગે જે શંકા કે વિસંવાદ છે; તે હંમેશને માટે દૂર થઈ જશે

⊙



# દશ આશ્ચર્યો

લેખક · પ્રો. શ્રીયુત હીરાલાલ ર. કાપડિયા, એમ. એ.

**આ દુનિયા** અજાયબીઓનો ભડાર છે.[1] સામાન્ય મનુષ્યને જેની કલ્પના પણ ન આવી શકે એવા બનાવો કેટલીક વાર બને છે એને 'આશ્ચર્ય' તરીકે ઓળખાવાય છે. 'આશ્ચર્ય' માટે પાઇયમાં 'અચ્છેરગ' શબ્દ વપરાય છે. આપણા આ દેશમા આ ચાલુ 'હુડા' અવસર્પિણી કાળમા દશ આશ્ચર્યો ઉદ્ભવ્યાં છે એમ ઠાણ નામના જૈન આગમમાં ત્રીજા અગમાં એના દશમા ઠાણ (સ્થાનક)માં સુત્ત ૭૭૭ મા ઉલ્લેખ છે. આ સુત્ત નીચે મુજબ છે:—

"दस अच्छेरगा पन्नत्ता, तं जहा—
उवसग्ग १ गब्भहरणं २ इत्थीतित्थं ३ अभाविया परिसा ४ ।
कण्हस्स अवरकंका ५ उत्तरणं चंदसूराणं ६ ॥१॥
हरिवंसकुलुप्पत्ती ७ चमरुप्पातो ८ त अट्ठसयसिद्धा ९ ।
अस्संजतेसु पूआ १० दस वि अणंतेण कालेण ॥२॥"

જે ઘટના, ભાગ્યે જ બને—સામાન્ય પરિસ્થિતિમાં ન જ બને તે 'વિરલ' ગણાય અને એવી ઘટના ઘણા લાબા સમયે ક્વચિત્ બનતી હોવાથી એ અનંતકાળે બની એવો સ્થૂલ ઉલ્લેખ થઈ શકે.

ઉપર્યુક્ત આગમ ઉપર નવાંગવૃત્તિકાર **અભયદેવસૂરિની** વિ. સં. ૧૧૨૦માં રચાયેલ ટીકા છે અને એ પ્રકાશિત પણ છે, પરંતુ આ પૂર્વે આ આગમને અંગે કોઈ વિવરણ રચાયુ હોય તો પણ તે હજી સુધી તો મળી આવ્યુ નથી

ઉપર્યુક્ત બે પદ્યો 'સમભાવવાળી' હરિભદ્રસૂરિએ **પંચવત્થુગ**મા ૯૨૬ મી અને ૯૨૭મી ગાથારૂપે રજૂ કર્યા છે અને એના ઉપરની **શિષ્યહિતા** નામની સ્વોપજ્ઞ ટીકા (પત્ર ૧૪૧ આ)માં સક્ષિપ્ત સ્પષ્ટીકરણ કર્યુ છે

**નેમિચન્દ્રસૂરિએ પવયણસારુદ્ધાર** (દાર ૧૩૮)મા આ બે પદ્યો ૮૮૫મી અને ૮૮૬ મી ગાથારૂપે રજૂ કર્યા છે. આ ગ્રથ ઉપર **સિદ્ધસેનસૂરિએ** વિ. સ. ૧૨૪૮માં વૃત્તિ રચી છે. એના પત્ર ૨૫૬ આ–૨૬૧ અ. મા આ બે ગાથા ઉપર વિસ્તારથી વિવેચન છે. એ **અભયદેવસૂરિની** ટીકાગત લખાણ સાથે સરખાવતા શબ્દ–સામ્ય અમુક અશે જોવાય છે અને એ ઉપરથી આ લખાણનો **સિદ્ધસેનસૂરિએ** ઉપયોગ કર્યો હોય એમ લાગે છે

ધર્મઘોષસૂરિના શિષ્ય અને વિક્રમની ચૌદમી સદીમાં થઈ ગયેલા **પ્રદ્યુમ્નસૂરિએ** રચેલા **વિયારસારપયરણ**મા આ બે પદ્યો ૪૬૪મી અને ૪૬૫મી ગાથારૂપે જોવાય છે.

---

૧ કેટલાક બાર અજાયબી ગણાવે છે, પણ બાગ્સો કરતાયે વધારેનો ઉલ્લેખ થઈ શકે તેમ છે. જુઓ "સસ્તુ સાહિત્યવર્ધક કાર્યાલય" તરફથી પ્રકાશિત **વિશ્વની વિચિત્રતાઓ.** આના સગ્રાહક શ્રી. છોટાલાલ માનસિગ કામદાર છે.

**પજ્જોસણાકપ્પની** કેટલીક ટીકાઓમા આ બે પદ્યો અપાયાં છે અને એનું વિવેચન પણ કરાયું છે. દા. ત. **વિનયવિજયગણિ**એ વિ સં ૧૬૯૬ માં રચેલી **સુબોધિકા** (પત્ર ૨૩ આ.–૨૬ અ, દે. લા જૈ. પુ સસ્થા તરફથી ઈ સ ૧૯૨૩ માં પ્રકાશિત આવૃત્તિ ).

આ પ્રમાણેનાં વિવિધ સાધનોમા હારિભદ્રીય ટીકા સૌથી પ્રાચીન છે, એટલે એમાં દર્શાવાયેલી બાબતો હુ સૌથી પ્રથમ રજૂ કરું છું:—

(૧) અ તિમ તીર્થ કર ( મહાવીરસ્વામી )ના ઉપસર્ગો, (૨) એમનું જ ( ગર્ભ– ) સંક્રામણ, (૩) **મલ્લિનાથ**ના તીર્થરૂપ સ્ત્રીતીર્થ, (૪) મહાવીરસ્વામીની અભવ્યપર્ષદા, (૫) **કૃષ્ણ**નુ અપર-કંકામાં ગમન, (૬) **મહાવીરસ્વામી**ના સમવસરણમાં ( મૂળ ) વિમાનો સહિત ચંદ્ર અને સૂર્યનુ અવતરણ, (૭) યુગલના અપહરણ દ્વારા ‘ હરિવંશ ’કુળની ઉત્પત્તિ, (૮) ‘ સૌધર્મ ’ માં ગમન-રૂપ **ચમર**નો ઉત્પાત, (૯) એક સમયમા ૧૦૮ નુ મોક્ષગમન, અને (૧૦) [1]ધિગ્વર્ણ વગેરે અસંયત જનોની પૂજા. આ દશે ભાવ અનતકાળે બને છે

આ પૂર્વે આ ટીકામાં નીચે મુજબની મતલબનો ઉલ્લેખ છે:—

અહીં **મરુદેવી**ના ચરિતનો ઉલ્લેખ નથી, પણ તે સમજી લેવાનો છે, કેમકે ઉપર્યુક્ત દશ આશ્ચર્યો તો ઉપલક્ષણરૂપ છે

સૂક્ષ્મ નિગોદમાંથી નીકળી વનસ્પતિકાયમા ઉત્પન્ન થઈ અને ત્યાંથી મનુષ્ય થઈ **મરુદેવી** મોક્ષે ગયાં એ પણ એક આશ્ચર્ય છે, કેમકે આવી ઘટના નિરંતર બનતી નથી, પણ અનંત-કાળે બને છે અને મે ( હરિભદ્રસૂરિએ ) એને ( ગા. ૯૨૫ માં ) આશ્ચર્યરૂપ કહી જ છે. **મરુદેવી** વનસ્પતિકાયમાંથી નીકળી અન્ય ત્રસ–કાય તરીકે ન ઉત્પન્ન થતાં—વિવિધ ભવો ન કરતાં, મનુષ્ય તરીકે ઉત્પન્ન થઈ મોક્ષે ગયાં એ વાત શાસ્ત્રમાં કહેલી છે.

દશ આશ્ચર્યો ઉપર પ્રકાશ પાડનારુ અને ઉપર્યુક્ત હારિભદ્રીય ટીકા પછીનુ મહત્ત્વનું સાધન **અભયદેવસૂરિ**કૃત **ઠાણ**ની ટીકા છે એટલે એના પ્રસ્તુત ભાગનો ગુજરાતી છાયાનુવાદ હુ આપું છું—

**‘ આશ્ચર્ય ’ શબ્દની સિદ્ધિ—“ आ विस्मयतश्चर्यन्ते–अवगम्यन्ते इत्याश्चर्याणि । इह च सकारः कारस्करादित्वादिति ।”** આમ અહીં ‘ આશ્ચર્ય ’ એટલે વિસ્મયપૂર્વક જે જાણી શકાય તે એમ કહ્યુ છે

(૧) **ઉપસર્ગ**—પ્રાણીને જે ધર્મ વગેરેમા ચલિત કરે–ક્ષોભ પમાડે તે ‘ ઉપસર્ગ ’ કહેવાય છે. આ ઉપસર્ગ દેવો, તિર્યંચો તેમ જ મનુષ્ય તરફથી કરાય છે આવા ત્રિવિધ ઉપસર્ગો શ્રમણ ભગવાન **મહાવીરસ્વામી**ને એમના છદ્મસ્થ–કાળમાં તેમજ કેવલિ–કાળમાં થયા આવુ ખરેખર પહેલા બન્યુ.ન હતુ, કેમકે તીર્થ કરો તો અનુપમ પુણ્યના સભારવાળા હોવાથી એમને ઉપસર્ગ થાય નહિ એઓ તો સર્વ મનુષ્યો, દેવો અને તિર્યંચોને હાથે સન્માન પામે તેમ છતાં આવી વિસ્મયકારી—અદ્ભુત ઘટના **મહાવીરસ્વામી**ને અગે બની એથી એની દશ આશ્ચર્યમાં ગણના કરાઈ છે

---

૧ બ્રાહ્મણ પાઇયમા ‘ ધિજ્જાઈ ’ શબ્દ છે એના ‘ દ્વિજાતિ ’ અને ‘ ધિગ્જાતિ ’ એમ બે સસ્કૃત રૂપાતરો **પાઇય સદ્દમહણ્ણવ** ( પૃ. ૬૦૨ )મા અપાયા છે એવી રીતે આ કોશમા ધિજ્જાઇય ’ અને ‘ ધિજ્જાઈય ’ માટે પણ બબ્બે રૂપાતરો—‘ દ્વિજાતિ ’ અને ‘ ધિગ્જાતીય ’ અપાયા છે

અહીં એ ઉમેરીશ કે **મહાવીરસ્વામીને**, છદ્મસ્થ-કાળમાં ગોવાળ, શૂલપાણિ યક્ષ વગેરે તેમજ સર્પ વગેરે દ્વારા ઉપસર્ગો થયા હતા. એમના કેવલિ-જીવન દરમ્યાન **ગોશાલકે** એમના ઉપર તેજોલેશ્યા મૂકી એ મનુષ્યકૃત ઉપસર્ગ છે. પ્રસ્તુત ટીકામા દેવ અને તિર્યંચ દ્વારા પણ એમને સર્વજ્ઞદશામાં ઉપસર્ગ થયો[1] એમ સૂચવાયું હોય એમ લાગે છે. જો તેમજ હોય તો એ ઉપસર્ગ કોણે ક્યારે કર્યા તે જાણવું બાકી રહે છે

**ગોશાલકે મહાવીરસ્વામીને** કેવલિ-દશામાં, ઉપસર્ગ કર્યાની વાત દિગંબરોને માન્ય નથી. એમના સાહિત્યમાં **ગોશાલક** વિષે કશો જ ઉલ્લેખ હજી સુધી તો મળી આવ્યો નથી, બાકી બૌદ્ધ સાહિત્યમાં તો **ગોશાલક** સબંધી થોડોક નિર્દેશ તો છે જ

**(૨) ગર્ભહરણ**—આનો અર્થ **અભયદેવસૂરિએ** નીચે મુજબ દર્શાવ્યો છે.—ઉદરમાં રહેલા જીવનું અન્ય ઉદરમાં સક્રામણ તે 'ગર્ભ-હરણ' છે. આને અગે એમણે પત્ર પ૨૩ આ.માં કહ્યું છે કે આ પણ તીર્થકરની અપેક્ષાએ અભૂતપૂર્વ છે અર્થાત્ આવું પહેલાં બન્યુ નથી. એ ભગવાન **મહાવીરને** અગે બન્યુ ઇન્દ્રની આજ્ઞાથી હરિણેગમેષી દેવે દેવાનદા નામની બ્રાહ્મણીના ઉદરમાંથી **મહાવીરસ્વામીના** જીવને ત્રિશલા નામની રાણીના ઉદરમાં સંક્રમાવ્યો. આ પણ અનંતકાળે થનારું હોવાથી આશ્ચર્ય જ છે.

અહીં એ ઉમેરીશ કે ગર્ભ-હરણની ઘટનાનો ઉલ્લેખ **આયાર** (સુય ૨, અ. ૧૫, સુત્ત ૩૯૯)માં **પજ્જોસવણાકપ્પ** (સુત્ત ૨૦)માં તેમજ **આવસ્સય**ના ભાસ (ગા. ૨૫૧-૩૫૩)માં છે, પરતુ દિગબરો આ ઘટના માનતા નથી. **વિવાહપણ્ણત્તિ** (સ૦ ૫, ઉ. ૩૩, સુત્ત ૩૮૧-૩૮૨)માં દેવાનંદાનો અધિકાર છે

**(૩) સ્ત્રી-તીર્થ**—તીર્થકર તરીકે સ્ત્રી ઉત્પન્ન થાય અને તેને હાથે તીર્થ સ્થપાય તેને 'સ્ત્રી તીર્થ' કહે છે. સામાન્ય રીતે પુરુષ તીર્થકર જ આ કાર્ય કરે છે, પરંતુ આ અવસર્પિણીમા આપણા આ દેશમાં 'મિથિલા' નગરીના રાજા કુંભકની પુત્રી નામે **મલ્લિએ** ઓગણીસમા તીર્થંકર બની તીર્થ પ્રવર્તાવ્યુ આવી ઘટના અનતકાળે બને-ભાગ્યે જ બને તેવી હોવાથી એ પણ આશ્ચર્ય ગણાય[4] છે દિગબરોને આ ઘટના પણ માન્ય નથી

**(૪) અભવ્ય પર્ષદા**—આ સબધમા **અભયદેવસૂરિએ** નીચે પ્રમાણેનુ સ્પષ્ટીકરણ **પત્ર ૫૨૪ અ**માં કર્યું છે —

અભવ્ય એટલે ચારિત્રધર્મ માટે અયોગ્ય પર્ષદ્(દા) એટલે તીર્થંકરના સમવસરણમાંના શ્રોતૃજનો (સાંભળનારાં) એમ સભળાય છે કે 'જૃભિકાગ્રામ' નગરની બહાર ભગવાન **વર્ધમાન** સર્વજ્ઞ બન્યા ત્યાર પછી એકત્રિત થયેલા ચાર પ્રકારના દેવોએ એમનુ સમવસરણ રચ્યુ. તેમ થતા, ભક્તિથી અને કુતૂહલથી આકર્ષાઈને અનેક મનુષ્યો, દેવો અને વિશિષ્ટ તિર્યંચો ત્યાં આવ્યાં. તે વેળા કલ્પ પાળવાની ખાતર જ, તિર્યચાદિકને પોતપોતાની ભાષામાં પરિણમનારા અને અતિશય મનોહર એવા મહાધ્વનિ વડે ધર્મકથા (દેશના) થઈ પરતુ

---

૧ **પવયણસારુદ્ધાર**ની વૃત્તિ (પત્ર ૨૫૬ આ)મા પણ આ જાતનો ઉલ્લેખ છે

૨-૩. જુઓ હારિભદ્રીય ટીકાવાળી આવૃત્તિ (પત્ર ૧૭૨ અ૦).

૪ **સુબોધિકા** (પત્ર ૨૮ આ)ના ટિપ્પણમાં આગમોદ્ધારકે કહ્યુ છે કે **મલ્લિનાથ** તીર્થકર બન્યાં એ આશ્ચર્ય હોવાથી એમની પ્રતિમા વગેરે સ્ત્રીરૂપે કરાતી નથી

કોઈએ વિરતિ (દીક્ષા) અંગીકાર ન કરી.[1] આવુ પહેલાના કોઈ તીર્થકરને અગે બન્યુ ન ન હતુ. એથી આ આશ્ચર્ય ગણાય છે.

અહી એ ઉમેરીશ કે **આયાર** (સુય ૨, અ ૧૫, સુત્ત ૪૦૨: પત્ર ૩૯૨ આ) પ્રમાણે તો કેવળ દેવો જ પ્રથમ દેશના વખતે હાજર હતા એટલે એ દેવો અવિરત હોઈ કોઈની દીક્ષા થઈ નહિ. આ પ્રમાણેની હકીકત **આયાર**મા હોવા છતાં[2] **અભયદેવસૂરિ**એ આ દેશના વેળા મનુષ્યો પણ હતા એમ જે કહ્યુ છે તે એમની સામે કોઈ અન્ય પરપરા હશે એમ સૂચવે છે.

દિગબરોના મતે **મહાવીરસ્વામી**એ સર્વજ્ઞ થતાવેત દેશના આપી નથી પરતુ ૬૬ દિવસ બાદ જ તેમ કર્યું છે અને એ દેશના તો નિષ્ફળ–ખાલી ગઈ નથી.

શ્વેતાંબરોની પેઠે દિગબરો પણ એમ માનતા હોય કે તીર્થકર સર્વજ્ઞ બને કે તરત જ એમણે દેશના આપવી જોઈએ તો ઉપર્યુક્ત દિગંબરીય માન્યતા વિચારતાં એમને માટે પણ અભવ્ય પરિષદ્ જેવી ઘટના **મહાવીરસ્વામી**ની દિવ્યધ્વનિ સમજી–સમજાવી શકે એવી વ્યક્તિ મળતાં જે ૬૬ દિવસો નીકળી ગયા એ ઘટના આશ્ચર્યરૂપ ગણાય અને એ હિસાબે અત્યાર સુધી મે જે ચાર આશ્ચર્યો ગણાવ્યાં છે તેમાંનું અતિમ આશ્ચર્ય તો કઈક રૂપાંતરથી દિગબરોને પણ માન્ય છે એમ કહેવાય

**(૫) કૃષ્ણનું અપરકંકામાં ગમન**—આને અંગે **અભયદેવસૂરિ**એ પત્ર ૫૨૪ અ માં નીચે મુજબનુ વક્તવ્ય રજૂ કર્યું છે:—

કૃષ્ણ એટલે નવમા વાસુદેવ 'અવ(પ)રકકા' એ રાજધાનીનુ નામ છે એમ સાંભળવામાં આવ્યુ છે કે **પાંડવો**ની પત્ની **દ્રૌપદી**નુ અપહરણ, દેવની મદદથી, 'ધાતકી' ખડમાંના 'ભરત' ક્ષેત્રની 'અપરકકા' રાજધાનીના નિવાસી **પદ્મરાજે** કર્યું. 'દ્વારકા'મા રહેનારા **કૃષ્ણ** વાસુદેવે **નારદ**ની પાસેથી આ વૃત્તાંત જાણ્યો અને એમણે 'લવણ' સમુદ્રના અધિપતિ **સુસ્થિત** દેવની આરાધના કરી. પછી એમણે પાંચે પાંડવોની સાથે બે લાખ યોજન જેવડા સમુદ્રને વટાવીને **પદ્મરાજ**ને યુદ્ધમાં જીતી **દ્રૌપદી**ને પાછી મેળવી તે વેળા ત્યા **કપિલ** વાસુદેવે (એ ક્ષેત્રમાંના) **મુનિસુવ્રત** તીર્થકર પાસેથી **કૃષ્ણ** વાસુદેવના આગમનના સમાચાર જાણ્યા અને એ વાસુદેવ **કૃષ્ણ**ના માનપૂર્વક દર્શન કરવા આવ્યા. એ વખતે **કૃષ્ણ** સમુદ્રનુ ઉલ્લઘન કરી રહ્યા હતા. તેથી કપિલે 'પાચજન્ય' શખ ફૂક્યો. **કૃષ્ણે** પણ તેમ જ કર્યું. એથી શખોના પરસ્પર શબ્દ (અવાજ) સંભળાયા.

અહી એ ઉમેરીશ કે આ ઘટના **નાયાધમ્મકહા** (સુય. ૧, અ. ૧૬, સુત્ત ૧૨૪) માં વર્ણવાઈ છે વાસુદેવ કૃષ્ણનુ ઈતર ખડમાં ગમન એ આશ્ચર્યનો વિષય છે

**(૬) ચન્દ્ર અને સૂર્યનું અવતરણ**—આ સબધમા પત્ર ૫૨૪ અ મા **અભયદેવ-સૂરિ**એ કહ્યુ છે કે ભગવાન **મહાવીર**ને વદન કરવા માટે, આકાશમાથી ચન્દ્ર અને સૂર્ય એમના શાશ્વત વિમાન સહિત, સમવસરણની ભૂમિમા ઊતરી આવ્યા એ આશ્ચર્ય છે.

આ ઘટનાને અગે **સ્થાનાંગ—સમવાયાંગ**ના ટિપ્પણમાં પૃ. ૮૯૫મા નીચે મુજબ ઉલ્લેખ છે:—

---

૧. જુઓ **આવસ્સયની** નિજ્જુત્તિ (ગા. ૫૩૯)ની હારિભદ્રીય ટીકા (પત્ર ૨૨૯ અ)

૨. **સિદ્ધસેનસૂરિ**એ પણ આમ કહ્યુ છે. જુઓ પત્ર ૨૫૭ અ

"ભગવાનની છદ્મસ્થાવસ્થામાં ચંદ્ર અને સૂર્ય બન્ને પોતાના વિમાન સાથે આવ્યા અને દર્શન કર્યાં, એ પણ એક આશ્ચર્ય ઘટના બની છે આ ઘટના કોશાંબીમાં બની હતી. આવશ્યક નિર્યુક્તિ ગા ૧૧૬"

અહીં જે છદ્મસ્થાવસ્થાનો ઉલ્લેખ છે તે ભ્રાંત છે, કેમકે હરિભદ્રસૂરિએ તેમજ અભયદેવસૂરિએ પણ સમવસરણની ભૂમિમાં આ ઘટના બન્યાનું કહ્યું છે અને સમવસરણની રચના તો તીર્થંકર સર્વજ્ઞ બન્યા બાદ જ થાય છે મને એમ લાગે છે કે મહાવીરસ્વામીની છદ્મસ્થાવસ્થામાં પણ ચન્દ્ર અને સૂર્યનું 'કોશાંબી'માં જે આગમન થયું હતું—એમના અગિયારમા ચાતુર્માસમાં જે ઘટના એમના ૨૩મા ચાતુર્માસ બાદ એટલે કે કેવલિ—જીવનના ૧૧મા વર્ષમા વિક્રમ સવતથી ૪૮૯—૪૮૮ વર્ષ પૂર્વે બનેલી ઘટના સાથે કેટલીક બાબતમાં સમાનતા ધરાવતી હોવાથી આ ભૂલ થઈ હશે

શ્રી ગોપાલદાસ પટેલે [1]**શ્રી મહાવીર કથા** (પૃ. ૩૬૦)માં આ ઘટનાને કેવલિ—જીવન દરમ્યાનની જ ઘટના તરીકે ઓળખાવી છે, અને એ જ સાચી બીના છે.

ચંદ્ર અને સૂર્ય કોઈક વેળા કોઈ કારણસર આ પૃથ્વી ઉપર ઉત્તર[2] વૈક્રિય વિમાન દ્વારા આવે એમા એ દેવો—ઈન્દ્રો હોવાથી આશ્ચર્ય જેવું નથી પરંતુ એઓ આકાશમા ફરતા દેખાતા એવા અને શાશ્વત ગણાતા એવા વિમાનોનો મૂળ વિમાનોનો એ માટે ઉપયોગ કરે એ નવાઇ જેવી વાત છે

દિવસને છેલ્લા પહોરે આ બે વિમાનો કૌશાંબીમાં નીચે આવતાં એનાથી દૂરના પ્રદેશમા અચાનક અંધકાર છવાઈ રહ્યો હશે આવો કોઈ બનાવ આજથી લગભગ ૨૫૦૦ વર્ષ ઉપર બન્યાની વાત કોઈ ખગોળશાસ્ત્રીએ વિચારી છે ખરી? કોઈ પ્રાચીન કે આધુનિક ખગોળશાસ્ત્રમાં આ જાતનો—આવો અનુમાન કરાવે તેવો નિર્દેશ છે?' [ચાલુ]

[ અનુસંધાન પૃષ્ઠ : ૪૪ થી ચાલુ ]

કર્મોનો ક્ષયોપશમ, ક્ષય કે ઉપશમ ભવિતવ્યતાને આધીન નથી કર્મનું બંધાવું તથા ઉદય તે કદાચ ભવિતવ્યતાને આધીન થઈ જાય પણ દર્શન, જ્ઞાન અને ચારિત્ર એ રત્નત્રયીની આરાધના, સંવર-નિર્જરાનું પોષણ, આશ્રવ-બંધનું શોષણ-આ તમામની ભવિતવ્યતા કરવાની નથી. ત્યાં તો આત્માએ પોતે પ્રયત્ન આદરવો પડશે. પ્રથમ કહેવાઈ ગયું છે કે ભવિતવ્યતાનું જોર યથાપ્રવૃત્તિકરણ સુધી છે, અપૂર્વકરણમા તો આત્માનો પુરુષાર્થ છે દેશવિરતિ, સર્વવિરતિ, ઉપશમશ્રેણી, ક્ષપકશ્રેણી યાવત્ મોક્ષગમન સર્વત્ર આત્માનો પુરુષાર્થ પ્રવર્તમાન છે. જો એકલી ભવિતવ્યતા ભાગ્યવિધાતા હોત તો તો મોક્ષ સુધી યથાપ્રવૃત્તિકરણ હોત પણ તેમ નથી ગ્રંથિભેદ પછી આત્માને વીર્યોલ્લાસ જોઈએ માટે આત્મકલ્યાણના સાધન તરીકે જે ભવિતવ્યતાને માને અને તેથી ઉદ્યમને દબાવી દે તો તે મિથ્યાત્વી જ છે. (ચાલુ)

---

૧. આના પૃ ૨૦૯ ઉપરના ટિપ્પણમા દશ આશ્ચર્યો પૈકી મહાવીરસ્વામીના જીવનને લગતા પાંચ આશ્ચર્યો વિષે સંક્ષિપ્ત નોંધ છે.

૨. જુઓ **પવયણસારુદ્ધાર**ની સિદ્ધસેનીય વૃત્તિ (પત્ર ૨૫૬ આ)

# કર્મ મીમાંસા

## [ લેખાંક–નવમો ]

લેખક : **માસ્તર ખુબચંદ કેશવલાલ,** સીરોહી ( રાજસ્થાન )

**ઉદ્વર્તન**–અપવર્તન–સંક્રમણ–ઉદીરણા અને નિર્જરાનુ સ્વરૂપ તે આત્માને પુરુષાર્થ પ્રેરક છે. શ્રી જૈન દર્શન કાર્યસિદ્ધિમા પાચ કારણોને માને છે તેમાં મુખ્યતા પુરુષાર્થની છે. શ્રી મહાવીરદેવે ફરમાવ્યુ છે કે ભવિતવ્યતા, સ્વભાવ, નિયતિ, કાલ અને પુરુષાર્થ એ કાર્ય-સિદ્ધિનાં પાચ કારણોમાં મુખ્ય પુરુષાર્થ છે દરેક પોતપોતાનુ કાર્ય કરનારા છે કાલ, સ્વભાવ કોઈના કર્યા થતા નથી પણ જીવ કરી શકે તો તે ઉદ્યમ છે માટે શ્રી મહાવીર ભગવાને સ્થલે સ્થલે કહ્યુ છે કે.—

જે જીવ પુરુષાર્થવાળો છે તે જ છેલ્લા પુદ્ગલપરાવર્ત સસારવાળો સમજવો. કર્મ જબરજસ્ત ચીજ છે, તેના ઉપર કાબૂ મેળવવો તે પુરુષાર્થ વિના શક્ય નથી કોઈ સ્થળે કાલ, સ્વભાવ કે ભવિતવ્યતાને અગે વિધાન નથી. વિધાન ફક્ત ઉદ્યમને અગે છે કર્મનો ક્ષય, ઉપશમ તથા ક્ષયોપશમ એ ત્રણ સાધ્ય છે એ ત્રણનુ નામ જ ધર્મ છે આત્માના ક્ષયોપશમ, ઉપશમ કે ક્ષયભાવે થતો આત્માનો ગુણ તેનુ નામ ધર્મ છે પારિણામિક કે ઔદયિકનું નામ ધર્મ નથી

આ ત્રણે ભાવો આત્માનું વીર્ય ફોરવાય ત્યારે બને છે. આત્મામા અનંત વીર્ય રહેલુ છે પરંતુ ઘર્ષણ વિના ઉદ્દ્યોત થતો નથી ઘર્ષણમા રહેલો અગ્નિ ઘર્ષણથી પ્રગટે છે આત્મામા અનંત શક્તિ–વીર્ય હોવા છતા ક્ષયોપશમનુ ઘર્ષણ ન થાય, તે ભાવોનો સબધ ન થાય ત્યાં સુધી વીર્ય પોતાનું કામ કરી શકે નહી.

જે આત્મા પોતાની જવાબદારી અને જોખમદારી ઉપર મજબૂત રહે, સ્વીકારે, તે જ મોક્ષને માટે લાયક બની શકે છે જે આત્મા જવાબદારી, જોખમદારી સુદૃઢપણે સ્વીકારે છે, તે કર્મને પોતાથી વધારે સમર્થ માનતા નથી કર્મથી વધારે સમર્થ પોતાને ( આત્માને ) અર્થાત્ પોતાના ( આત્મીય ) ઉદ્યમને માને છે

શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજ કહે છે કે. "જેઓ કર્મવાદી છે ( કર્મ આત્માથી વધારે સમર્થ છે એમ માનનારા છે ) તેમનો સસાર એક પુદ્ગલપરાવર્ત્ત કરતા વધારે હોય છે અને જેઓ પુરુષાર્થવાદી છે તેમનો સસાર એક પુદ્ગલપરાવર્ત્ત કરતા પણ ઓછો હોય છે "

પુરુષાર્થવાદી કદી પણ ' કર્મ કરે તે ખરુ, ભાગ્યમા હશે તે બનશે, ભાવિભાવ, જેવો ઉદય, અતરાય ઉદયમાં હશે તે બનશે ઉદ્વર્તન, અપવર્ત્તન, સંક્રમણ, ઉદીરણા, નિર્જરા આ બધુ ભાવિને આધીન છે વગેરે નિર્માલ્ય વચનો બોલે જ નહિ તીર્થકરો જન્મથી ત્રણ જ્ઞાન સહિત હોવાથી તેઓ જાણે છે કે પોતે તદ્ભવે જ મોક્ષગામી છે છતા કર્મક્ષયનો પુરુષાર્થ આદરે છે ભાવિ મોક્ષપ્રાપ્તિનુ છે એમ માની બેગી રહેતા નથી પુરુષાર્થ વિના સિદ્ધિ નથી વ્યવહારમા પણ જુઓ! પ્રયત્ન વિના પ્રાપ્તિ નથી સમ્યક્ત્વ પામીએ તે વખતે પામતા પહેલાના સમયે તો મિથ્યાત્વ હોય છે અનતાનુબધી કષાયોને તોડાય ત્યારે તે મિથ્યાત્વ જાય છે અને સમ્યક્ત્વ પમાય છે, કેવલજ્ઞાન પણ જ્ઞાનાવરણીયાદિ ઘાતી કર્મોને તોડીને ( ક્ષય કરીને ) મેળવાય છે મોક્ષ મેળવવા માટે પણ અવશેષ કર્મોનો ક્ષય કરવો પડે છે. પ્રયત્ન વિના કદી પ્રગતિ નથી. જૈનશાસ્ત્રનુ એ જ વિધાન છે જીવને પોતાના નિબિડ દુષ્કર્મથી

ઉત્પન્ન થયેલ, લાંબા કાળની ઊગેલ વાંસની ગુપ્ત ગાંઠ જેવી કઠોર, દુઃખે કરીતે ભેદી શકાય તેવી અને અત્યાર સુધી પૂર્વે કોઈ વખતે પણ નહિ ભેદેલી એવી રાગદ્વેષના નિબિડ પરિણામ રૂપી ગ્રંથિ છે. અનાદિકાળથી સંસારચક્રમાં પરિભ્રમણ કરનારો જીવ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવાદિની સામગ્રીના અનુસારે ભવ્યત્વ દશાનો પરિપાક થવાથી એવા પ્રકારના શુભ અધ્યવસાયોને પ્રાપ્ત કરે છે કે—જે અધ્યવસાયો વડે આત્મસત્તામાં રહેલ દીર્ઘ સ્થિતિવાળાં કર્મો અલ્પસ્થિતિવાળાં થઈ પલ્યોપમના અસંખ્યાતમા ભાગ વડે ન્યૂન એક કોડાકોડી સાગરોપમ પ્રમાણ સ્થિતિવાળા થાય છે. આ અધ્યવસાયોના સમૂહ વિશેષનું નામ **યથાપ્રવૃત્તિ** કરણ કહેવાય છે. એ રીતે નિકટ મોક્ષગામી કોઈ ભવ્ય જીવ દીર્ઘસ્થિતિનો નાશ અને અલ્પસ્થિતિનો બંધ કરવા રૂપ યથાપ્રવૃત્તિ કરણવડે ગ્રંથિસ્થાનની સન્મુખ આવે છે અભવ્ય જીવો પણ **યથાપ્રવૃત્તિ** કરણ વડે કર્મસ્થિતિની લઘુતા કરી રાગદ્વેષની ચિકાશરૂપી નિબિડ ગ્રંથિના સન્મુખ અનંતીવાર આવે છે પરંતુ સમ્યક્ત્વની પ્રાપ્તિ તો ગ્રંથિભેદ કરવાથી જ થાય છે. ગ્રંથિભેદ કરનાર અધ્યવસાયોના સમૂહનું નામ **અપૂર્વકરણ** છે. આ ગ્રંથિનો ભેદ કરવો તે અપૂર્વકરણનું ફલ છે. **યથાપ્રવૃત્તિ** કરણ એ ભવિતવ્યતાના યોગે થાય છે, પરંતુ ત્યારબાદ **અપૂર્વકરણ** કરવામાં પ્રયત્ન વિના ચાલે તેમ નથી. અપૂર્વકરણમાં અનંતાનુબંધીનો ભેદ થાય છે. એ અનંતાનુબંધીનો ભેદ ભવિતવ્યતાએ થતો નથી તે ભેદ તો અપૂર્વકરણદ્વારા—અત્યંત વીર્યોલ્લાસરૂપ અપૂર્વ પ્રયત્ન થાય ત્યારે જ બને છે. દેવ—ગુરુ અને ધર્મના સંયોગ છતાં પોતાના પ્રયત્ન (પુરુષાર્થ) વિના પરમાર્થ સાધી શકાય તેમ નથી ચોથા ગુણસ્થાનકથી ચૌદમા ગુણસ્થાનક સુધી, અરે છેલ્લે મોક્ષે જવામાં પણ પુરુષાર્થની જરૂર છે માટે સમજવું જરૂરી છે કે ભવિતવ્યતાનું કામ યથાપ્રવૃત્તિકરણ સુધી છેઃ પછી જેઓ પોતાનુ જીવન ભવિતવ્યતાને જ ભળાવી બેસી રહે તેઓને મોક્ષ મળવાનો નથી અને તેઓ કામભોગના કાદવમાં વધારે ખૂચવાના છે કામભોગમાં ખૂચનારાઓ જ માત્ર ભવિતવ્યતાના ભરોસે રહે છે જૈનો ભવિતવ્યતાને નથી માનતા એમ નથી· માને છે પણ વાસ્તવિક રીતિએ માને છે. જૈનોની ભવિતવ્યતાની માન્યતાનો ઉપયોગ સમજવો ખાસ જરૂરી છે. જ્યારે આત્મા સંકલ્પ વિકલ્પથી આર્ત્તરૌદ્ર ધ્યાનમાં જાય છે, ત્યારે તેને બચાવવા ભવિતવ્યતાનો સહારો આપવાનું જૈન દર્શનમા વિધાન છે ભવિતવ્યતા (બનવાનું બને છે) તરફ ખેચીને હેતુ તો તે આત્માને આર્ત્તરૌદ્ર ધ્યાનથી (તેનાથી થનાર કર્મબંધનથી—દુર્ગતિથી) બચાવવાનો છે. સમ્યક્દર્શનાદિ ધર્માનુષ્ઠાનમા ભવિતવ્યતાને આગળ કરવાનુ (ભવિતવ્યતાના બહાને ધર્મધ્યાનાદિથી પાછા હઠવાનુ—તે નહિ કરવાનુ) જૈનશાસનમા વિધાન નથી નિગોદના જીવો માટે ભવિતવ્યતાનો હવાલો અપાય કેમકે ત્યા ઉપાય નથી પણ શ્રીતીર્થંકર દેવનાં વચનામૃતો શ્રવણ કર્યા બાદ, પરિસ્થિતિ જાણ્યા બાદ પણ કર્મનુ કાસળ કાઢવામાં આળસ ન રખાય, ત્યાં બનવાનુ હશે તે બનશે એમ ભવિતવ્યતાનો ઉપદેશ નથી ત્યાં તો પુરુષાર્થ ફોરવવાનો સતત ઉપદેશ છે કે સાધકે કાર્યસિદ્ધિ માટે પરાક્રમ ઉપર જ મુસ્તાક રહેવુ પડશે. કર્મના ઉદય વખતે કર્મોને તોડવાની ખંત ધરાવ્યા વિના કર્મો તૂટતા જ નથી માટે સમજવું જોઈએ કે ભવિતવ્યતાની માન્યતા આર્ત્ત-રૌદ્રધ્યાનના પ્રસંગે સંકલ્પો વિકલ્પો રોકવા માટે છે પણ પ્રગતિના અંતરાય માટે નથી. જ્યાં સંવર-નિર્જરા માટે પ્રયત્નની જરૂર છે ત્યા ભવિતવ્યતાના ભરોસે રહેવું એ ભૂલ છે.

[ જુઓ : અનુસંધાન પૃષ્ઠ : ૪૨ ]



## क. सूरचंद्ररचित
# स्थूलभद्रचरित्र प्रशस्ति।

लेखक : श्रीयुत भंवरलालजी नाहटा

'जैन सत्य प्रकाश'के गत वर्षः १९ छठे अंकमें कविवर सूरचंद्रके 'पदैकविंशति ग्रंथ'का परिचय देते हुए उनके 'स्थूलभद्र महाकाव्य'के अपूर्ण प्रति-उपलब्धिका भी उल्लेख किया गया था। इस लेखके अंतमें लिखा था कि—"संयोगकी बात है कि कवि सूरचंद्रकी तीनो महत्त्व-पूर्ण रचनाओकी एक-एक प्रति ही और वह भी अपूर्ण प्राप्त है, अतः 'पंचतीर्थी श्लेषालकार स्तव, स्थूलभद्र गुणमाला चरित्र' और प्रस्तुत ग्रंथकी भी पूर्ण प्रतियोका पता लगाना आवश्यक है।"

हर्षकी बात है कि इसके बाद शीघ्र ही पं. अभयचंद्र भगवानदास गांधीसे मुझे सूचना मिली कि स्थूलभद्रचरित्रकी पूरी प्रेसकापी अन्य प्रतिसे कई वर्षों पूर्व प्रकाशनार्थ करवाई गई थी, वह उनके पास है। मैंने उन्हें ग्रंथकी अंतिम प्रशस्ति भेजनेके लिये लिखा तो उन्होंने कृपा करके मुझे भिजवा दी, जो इस लेखमें प्रकाशित की जा रही है। प्रशस्तिके अनुसार सं. १६८० में संग्रामपुर याने सांगानेरमें इसकी रचना महाराजा जयसिहके राज्यकालमें हुई। इस ग्रंथका परिमाण ३०९५ श्लोकोंका है।

इस ग्रंथकी प्रति मुझे जो प्राप्त हुई थी वह भी प्रायः पूर्ण ही है, पर उसके पत्रांक १, २ और २९ से ३२ ये छ पत्र उस प्रतिमें गायब होनेसे वह त्रूटित और ग्रंथ रचनाकी प्रशस्ति भी उसमें लिखी हुई नही है। यह प्रति जोधपुरके केसरियानाथके खरतरगच्छके भंडारमें दाबड़ा नं. १३ पोथी नं. २७ पत्र सं. ३ से ३३ की है।

प. अभयचंद्र गांधी द्वारा मुझे यह सूचना पाकर विशेष हर्ष हुआ कि आचार्य भक्ति-सूरिजी महाराज इस ग्रंथकी प्रेसकापीका अवलोकन कर रहे है। यथासंभव प्रकाशनकी व्यवस्था भी हो जायगी। पाठशुद्धिके लिये अन्य प्रतिकी आवश्यकता है। आशा है जिन्हें इस ग्रंथकी अन्य प्रतिका पता हो, सूचित करनेकी कृपा करेगे। यह काव्य बहुत ही उत्तम और प्रकाशन योग्य है। छ ऋतुओके वर्णन अलग-अलग किये गये है जो बहुत ही उत्तम है।

सूरचंद्रके पदैकविंशति और पंचतीर्थी श्लेषालंकार स्तवकी पूर्ण प्रतियोकी सूचना भी जिनकी जानकारीमें हो, आशा है शीघ्र ही प्रकाशमें लायेगे। कविके अन्य अज्ञात ग्रंथोंका भी जिन्हें पता हो सूचित करें।

## स्थूलिभद्र-गुणमालाचरित-महाकाव्यकी प्रशस्ति

यन्मे श्रीस्थूलभद्रस्य, गायतो गुणसंततिम् ।
योऽभूत् पुण्यभरस्तेन, सुखीभवन्त्वमी जनाः ॥ २९३ ॥

स्थूलभद्रं महर्षीन्द्रं, गायतामिष्टसिद्धयः ।
भवन्तु भविनां भूयो, भावभक्तिमतां सताम् ॥ २९४ ॥

पूर्णाष्ट-रस-चन्द्राब्दे (१६८०), पौषतृतीयिकादिने ।
पुष्यार्के पूर्णोऽयं ग्रंथो, मया देवगुरुस्मृतेः ॥ २९५ ॥

संग्रामनगरे तस्मिन्, जैनप्रासादसुन्दरे ।
काशीवत् कारा ये यत्र, गङ्गेव निर्मला नदी ॥ २९६ ॥

यत्र दानादिधर्माणां, भाति मूर्तिचतुष्टयी ।
चतुःप्रासादरूपेण, साक्षादक्षयसौख्यदा ॥ २९७ ॥

राज्ये श्रीजयसिंहस्य, मानसिंह[स्य] संततेः ।
महाराजाधिराजाख्याश्रितः साहिशासनात् ॥ २९८ ॥

श्रीमत्पद्मप्रवेशस्य, प्रासादासादनादयम् ।
प्रबन्धो बन्धुरः पूर्णो, भवत्सङ्गममंगलः ॥ २९९ ॥

श्रीदेवगुरुसच्छ्लोकदयाधर्मप्रसादतः ।
सुखिनः सन्तु सर्वोपि, जीवलोकनिवासिनः ॥ ३०० ॥

मेरुसागरभूशेषसूरचन्द्रकुलाचलाः ।
यावत् जयन्त्यमी तावद्, ग्रंथोऽयं नंदताद् भुवि ॥ ३०१ ॥

एवं श्रीस्थूलभद्रस्य, चरित्रवर्ण्यवर्णके ।
सूरचंद्रस्मृतेः सप्तदशः पूर्णोऽधिकारकः ॥ ३०२ ॥

इति श्रीबृहद्खरतरगच्छे श्रीजिनराजसूरिविजयिराज्ये श्रीसागरसूरियौवराज्ये वा. श्रीचारित्रोदयगणिशिष्यश्रीमत्पाठकश्रीवीरकलशगणिशिष्य वा. सूरचन्द्रविरचिते श्रीस्थूलभद्रस्य गुणमालानामनि चरिते वेश्याप्रतिबोधनश्राविकाकारणश्रीगुरुपादमूल—समागत-श्री स्थूलभद्रातिप्रशंसनातिरुष्टसिंहगुहावासिसाधुवेश्यावासवर्षावासागमनरत्नकम्बलानयनतत्प्रति-बोधनस्थूलभद्रस्वर्गमतगुणमालासमर्थनवर्गतो नाम सप्तदशोऽधिकारः सम्पूर्णः ।

तत्संपूर्णो हि संपूर्णमिदं श्रीस्थूलभद्रस्य गुणमालानामनि चरितं । तच्च वाच्यमानानन्द-दायि समस्तु ॥ ग्रन्थाग्र. सर्वाक्षरसंख्यया २०९५ श्लोकाः । श्रीरस्तु.



# मड्डाहडगच्छकी कालिकाचार्यकथा–प्रशस्ति।

लेखक श्रीयुत अगरचंदजी नाहटा

मड्डाहडगच्छकी परम्पराके सम्बन्धमें अपनी जानकारी मैने 'जैन सत्य प्रकाश' वर्ष २० अंक ५में प्रकाशित की थी। उसके अंतमें यह लिखा गया था कि 'खोज करने पर भी इस गच्छकी कोई प्रशस्ति व पुष्पिका लेख प्रकाशित हुआ, देखनेमें नही आया' पर उसके बाद अपने पिताश्रीकी स्मृतिमें स्थापित शंकरदान नाहटा कलाभवनमें प्रदर्शित प्रतियोंकी सूची बनानेका प्रसंग आया तो कालिकाचार्यकी सचित्र प्रतिके अंतमें मड्डाहड-गच्छकी नव श्लोककी एक प्रशस्ति देखनेको मिली। पूर्व लेख लिखते समय इसका ध्यान ही नहीं आया था। इसलिये अब इसे प्रकाशित की जा रही है।

इस प्रशस्तिमें मड्डाहडगच्छके कमलप्रभसूरिके शिष्य वाचनाचार्य गुणकीर्तिको कल्प-सूत्रके साथ इस कालिकाचार्य कथाको सिरोहीके श्रावक तिहुणा महणा द्वारा दिये जानेका उल्लेख है। तिहुणा महणाकी परंपरा बतलाते हुए उनको उपकेशवंशीय बहुरागोत्रीय सुश्रावक आभाक महिपालका वंशज बतलाया है। इन्होने शत्रुंजय तीर्थकी संघ सहित यात्रा की थी। सिरोहीमें लक्ष भूपतिके राज्यमें इस प्रतिको तिहुणा महणाने भावपूर्वक गुरुको दी। प्रशस्तिमें समयका निर्देश नही किया गया, पर सिरोहीके इतिहासके पृष्ठ १५७के अनुसार महाराव लाखा संवत् १५०९में गद्दीनशीन हुये थे, ये बड़े वीर प्रकृति राजा थे, संवत् १५४०में परलोकवासी हुए। सिरोहीके लिए प्रशस्तिमें 'सितरोहीपुर' शुद्धरूप प्रयुक्त किया गया है। देशी नामोको संस्कृतवाले इसी तरह मनमाने संशोधितरूप दिया करते है।

इस प्रशस्तिको प्रकाशित करने ही वाला था कि श्रीअचलमलजी मोदीका 'तीर्थ मडाहड' लेख 'जैन सत्यप्रकाश'में पढनेको मिला। उसमें सिरोहीके अनंतनाथ मंदिरमें इस गच्छके आचार्यने एक भद्रप्रासाद बनाया और श्री कमलप्रभसूरिने प्रतिष्ठा की, इस भाववाले शिलालेखका उल्लेख किया है, इससे मेरे संग्रहकी प्रकाशित की जानेवाली प्रशस्तिके कमल-प्रभसूरि भिन्न नही है, अतः उस लेखकी नकल भी श्री मोदीसे प्राप्त कर इसके साथ ही प्रकाशित की जा रही है। प्रशस्तिमें कमलप्रभसूरिको हरिभद्रसूरिका पटधर लिखा है, साथ ही संवत् १५२०में आचार्य धनप्रभसूरिके साथ होनेका भी उल्लेख किया है। मोदीजीने इस गच्छके दो और लेख भेजे है, उन्हें भी साथ ही दे रहा हूं।

## कालिकाचार्यकथा–प्रशस्ति।

विश्वावतंसे **उपकेशवंशे**, पुण्यैः पवित्रे **बहुरा**ख्यगोत्रे।
सुश्रावकौ धर्मधरावभूतां, **आभाक**नामा **महिपाल**कश्च ॥ १ ॥
जगत्प्रसिद्धो **महिपाल**पुत्रः, सुश्रावकोऽभूद् **मयी**ति नाम्ना।
तस्याऽभवच्च **म्पलदे**विपत्नी, सौभाग्यभाग्यादिगुणैरुपेता ॥ २ ॥
तन्नन्दनाः पञ्च बभूवुरेते, सत्पुण्यभाजा धुरि **धर्मसिंहः**।
**भ्यूडा**ख्य**सांगा**भिध **ऊंदिरा**ख्यस्तेषां कनिष्टो **वडूया**भिधानः ॥ ३ ॥
**सांगा**कपुत्राः सुगुणैः पवित्राः, **श्रृगारदेवी**वरकुक्षिजाताः।
**देवा**भिधानो गुरुदेवभक्तः, सुतोऽद्वितीयोऽजनि **राउला**ख्यः ॥ ४ ॥
पुण्यैकपात्रं **तिहुणा**भिधानो, बुद्धया निधानं **महणा**कनामा।
सद्बान्धवा बन्धुजनप्रियास्ते, पृथ्व्यां पुमार्था इव मूर्तिमन्तः ॥ ५ ॥
**महणा**कभार्या शुचिशीलयुक्ता, **माणिक्यदे**वीसुतरत्नखाणिः।
**हांसाक–हाजा**ऽभिध-**जीवराज-यशोधरा**वास्तनया गुणाढ्याः ॥ ६ ॥
**मड्डाहडा**धीश्वरसद्गुरूणां, सूरीश्वराणां **कमलप्रभाणां**।
तेषां च शिष्यो **गुणकीर्ति**नामा, स वाचनाचार्य इति प्रसिद्धः ॥ ७ ॥
सफलीकृतवित्ताभ्यां, श्री**शत्रुंजय**यात्रया।
संघाधिपाभ्यां भावेन, गुरूणां पुण्यहेतवे ॥ ८ ॥
**तिहुणामहणा**भ्यां च,प्रदत्तं कल्पपुस्तकम्।
श्री**लक्ष**भूपते राज्ये, **सितरोही**पुरे वरे ॥ ९ ॥

इति प्रशस्तिः।

श्रीअजितनाथजी महाराजके मंदिरमें श्रीचिंतामणिपार्श्वनाथ भगवानके गभारेमें मूलनायक-जी परके लेखकी नकल ––

(१) सर्वधात परिकर सहित पंचतीर्थी–मूलनायक पार्श्वनाथ भगवान।

संवत् १५२० वर्षे अषाढ सुदी २ गुरुदिने श्रीबृहद्गच्छीयमडाहडीयअवटांक श्रीचक्रेश्वरसूरिसंताने हरिभद्रसूरिपट्टे भ. श्रीकमलप्रभसूरिभिः आ. श्रीधनप्रभसूरिप्रमुख-परिवारयुतैः श्रीपार्श्वनाथपंचतीर्थी कारापितं (ता), प्र. भ. श्रीकमलप्रभसूरिभिः चिरवन्दना॥ 'सिरोहीनगरे — दे. श्रीलखमणविजयि। श्रीअजितनाथप्रासादे श्रीकमलप्रभसूरिकारितः (ते) भद्रप्रासादे श्रीपार्श्वनाथमूलनायक' (यह लेख परिकरकी दोनों तरफके काउस्सगियोंके नीचेकी जगहमें है।)

[ જુઓ, અનુસંધાન ટાઈટલ ત્રીજું ]

૨૧) પૂ૦ આ૦ શ્રીવિજયદર્શનસૂરીશ્વરજી મ૦ના સદુપદેશથી શ્રીજૈન સંઘ. મહુવા (સૌરાષ્ટ્ર)
૨૧) પૂ૦ મુનિરાજ શ્રીભવ્યાનંદવિજયજી મ૦ના સદુપદેશથી શ્રીતપાગચ્છ જૈન ઉપાશ્રય, પાલનપુર
૨૦) પૂ૦ પં૦ શ્રીસુમિત્રવિજયજી મ૦ના સદુપદેશથી શ્રીશાહપુર મંગળપારેખના ખાંચાના જૈન શ્વે૦ સંઘ ઉપાશ્રય. અમદાવાદ
૧૫) પૂ૦ આ૦ શ્રીવિજયસમુદ્રસૂરીશ્વરજી મ૦ના સદુપદેશથી શ્રીસાગર જૈન ઉપાશ્રય. પાટણ
૧૫) પૂ૦ આ૦ શ્રીરંગવિમલસૂરીશ્વરજી મ૦ના સદુપદેશથી શ્રીજૈન સંઘ. લોદ્રા
૧૧) પૂ૦ મુનિરાજ શ્રીલબ્ધિસાગરજી મ૦ના સદુપદેશથી શેઠ મીઠાભાઈ કલ્યાણચંદ્રની પેઢી. કપડવંજ
૧૧) પૂ૦ આ૦ શ્રીવિજયમેઘસૂરીશ્વરજી મ૦ના સદુપદેશથી શ્રીલુણસાવાડા—મોટી પોળ જૈન સઘ. અમદાવાદ
૧૦) પૂ૦ પ૦ શ્રીપ્રવીણવિજયજી મ૦ના અને પૂ૦ મુનિરાજ શ્રીમહિમાવિજયજી મ૦ના સદુપદેશથી શેઠ અમૃતલાલ પદમશી. અલાઉ
૫) પૂ૦ મુનિરાજ શ્રીચિદાનંદવિજયજી મ૦ના સદુપદેશથી શ્રીજૈન સંઘ. ભરૂચ
૫) પૂ૦ પ૦ શ્રીચરણવિજયજી મ૦ના સદુપદેશથી શ્રીજૈન સઘ. સરિયદ
૫) પૂ૦ મુનિરાજ શ્રીરુચકવિજયજી મ૦ના સદુપદેશથી શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી. લીંબડી (સૌરાષ્ટ્ર)
૫) પૂ૦ પં૦ શ્રીસુમતિવિજય મ૦ના સદુપદેશથી શ્રીજૈન સઘ રંઘોળા (સૌરાષ્ટ્ર)
૫) પૂ૦ પ૦ શ્રીદીપવિજયજી મ૦ના સદુપદેશથી શ્રીજૈન સઘ. ભનફરા (કચ્છ)

---

[ અનુસંધાન પૃષ્ઠ : ૪૮ થી ચાલુ ]

(२) श्रीथुंबमें चौवीसीके ऊपर—

संवत् १४५३ वर्षे वैशाख सुदि २ शनौ प्राग्वाटज्ञातीय व्य. वहंडाभार्या माल्हदे सुतगेहाकेन भार्या·································पितृमातृश्रे. श्रीआदिनाथचतुर्विंशतिजिनपद(:) का. प्रति. मडाहड्डगच्छे श्रीमाणदेवसूरिपट्टे श्रीसोमचंदसूरिभिः रि(ऋ)द्धि-वृद्धिर्भवतः।

(३) म्युजियममें—

सं. १४५८ वर्षे फागुण वदि २ शुक्रवार प्रा. व्य. रामा भार्यारामादे पु० जैसाकेन पु० बिल्हू भा० जसमादेनिमित्तं बिबं कारितं. प्र. मडाहडीय श्रीमुनिप्रभसूरिभिः।

मड्डाहडगच्छकी परम्परा जो अभी विद्यमान है उसको देखते हुए उनकी विस्तृत पट्टावली भी मिलनी चाहिए। मैने इसके लिये श्रीमोदीजीको लिखा है। मिलने पर प्रकाशित की जायगी। मोदीजीने सूचित किया है कि इस गच्छके आचार्योंका सिरोही राज्यसे भी अच्छा संबंध रहा है। राजाओंने उन्हें कुछ पट्टे परवाने भी दिये होंगे, उनको भी प्रकाशमें लाना चाहिए। उससे जैन इतिहासका गौरव बढेगा। इस गच्छके महात्माओंके पास जैन जातियोके इतिहासकी भी सामग्री है उसे प्रकाशमें लाना चाहिये।

# શ્રી જૈન સત્ય પ્રકાશ
## અંગે સૂચના



### યોજના

૧. શ્રી. જૈનધર્મ સત્ય પ્રકાશક સમિતિ દ્વારા 'શ્રી. જૈન સત્ય પ્રકાશ' માસિક ૧૯ વર્ષ થયાં પ્રગટ કરવામાં આવે છે.

૨. એ સમિતિના આજીવન સંરક્ષક તરીકે રૂા. ૫૦૦) આ૦ દાતા તરીકે રૂા. ૨૦૦) આ૦ સદસ્ય તરીકે રૂા. ૧૦૧) રાખવામા આવેલા છે. આ રીતે મદદ આપનારને કાયમને માટે માસિક મોકલવામાં આવે છે.

### વિનંતિ

૧. પૂજ્ય આચાર્યાદિ મુનિવરો ચતુર્માસનુ સ્થળ નક્કી થતાં અને શેષ કાળમાં જ્યા-વિહરતા હોય એ સ્થળનું સરનામું માસિક પ્રગટ થાય એના ૧૫ દિવસ અગાઉ મોકલતા રહે અને તે તે સ્થળે આ માસિકના પ્રચાર માટે ગ્રાહકો બનાવવાનો ઉપદેશ આપતા રહે એવી વિનંતિ છે.

૨. તે તે સ્થળોમાંથી મળી આવતાં પ્રાચીન અવશેષો કે ઐતિહાસિક માહિતીની સૂચના આપવા વિનંતિ છે.

૩. જૈનધર્મ ઉપર આક્ષેપાત્મક લેખો આદિની સામગ્રી અને માહિતી આપતા રહે એવી વિનંતિ છે.

### ગ્રાહકોને સૂચના

૧ "શ્રી જૈન સત્ય પ્રકાશ" માસિક પ્રત્યેક અંગ્રેજી મહિનાની ૧૫મી તારીખે પ્રગટ થાય છે.

૨ આ માસિકનુ વાર્ષિક લવાજમ રૂા. ૩) ત્રણ રૂપિયા રાખવામાં આવ્યું છે.

૩ માસિક વી. પી. થી ન મંગાવતાં લવાજમના રૂા. ૩) મનીઑર્ડરદ્વારા મોકલી આપવાથી અનુકૂળતા રહેશે.

૪. આ માસિકનું નવું વર્ષ દિવાળીથી શરૂ થાય છે પરતુ ગ્રાહક ગમે તે અંકથી બની શકાય

૫. ગ્રાહકોને અંક મોકલવાની પૂરી સાવચેતી રાખવા છતાં અંક ન મળે તો સ્થાનિક પોસ્ટ ઑફિસમા તપાસ કર્યા પછી અમને સૂચના આપવી.

૬. સરનામુ બદલાવવાની સૂચના ઓછામાં ઓછા ૧૦ દિવસ અગાઉ આપવી જરૂરી છે

### લેખકોને સૂચના

૧. લેખો કાગળની એક તરફ વાંચી શકાય તેવી રીતે શાહીથી લખી મોકલવા.

૨. લેખો ટૂંકા, મુદ્દાસર અને વ્યક્તિગત ટીકાત્મક ન હોવા જોઈએ.

૩. લેખો પ્રગટ કરવા ન કરવા અને તેમા પત્રની નીતિને અનુસરીને સુધારોવધારો કરવાનો હક તંત્રી આધીન છે.

મુદ્રક : ગોવિંદલાલ જગશીભાઈ શાહ, શ્રી શારદા મુદ્રણાલય, પાનકોર નાકા, અમદાવાદ.
પ્રકાશક : ચીમનલાલ ગોકળદાસ શાહ.
શ્રી. જૈનધર્મ સત્ય પ્રકાશક સમિતિ કાર્યાલય. જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ—અમદાવાદ.

# विषय दर्शन



## નવી મદદ

૨૦૧) પૂ. મુનિરાજ શ્રી પુણ્યવિજયજી મહારાજશ્રીના સદુપદેશથી શ્રી જૈન સોસાયટી જૈન સંઘ, એલિસબ્રીજ, **અમદાવાદ**

૫૧) પૂ. મુનિરાજ શ્રી નિત્યપ્રભવિજયજી મહારાજશ્રીના સદુપદેશથી શ્રી શાહીબાગ–ગિરધરનગર જૈન શ્વે૦ મૂ૦ શ્રી સંઘ, **અમદાવાદ**

૨૫) પૂ. ઉપા૦ શ્રી દેવેન્દ્રસાગરજી મહારાજશ્રીના સદુપદેશથી શ્વે૦ મૂર્તિ૦ પૂ૦ સુધારાખાતાની પેઢી, **મહેસાણા**

૨૫) પૂ૦ આ૦ શ્રી વિજયઅમૃતસૂરીશ્વરજી મહારાજશ્રીના સદુપદેશથી શ્રી શાંતિનાથજી મહારાજ જૈન દેરાસર પેઢી, **દાદર (મુંબઈ)**

૨૫) પૂ. પં૦ શ્રી તિલકવિજયજી મહારાજશ્રીના સદુપદેશથી શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી, **વીરમગામ**

૨૫) પૂ. મુનિરાજ શ્રી રંગવિજયજી મહારાજશ્રીના સદુપદેશથી શ્રી જૈન મંદિર સસ્થાન પેઢી, **પાચોરા**

૧૫) પૂ૦ ઉપા૦ શ્રી ધર્મવિજયજી મહારાજશ્રીના સદુપદેશથી શ્રી જૈન તપગચ્છ શ્રી સંઘ, **વાંકાનેર**

૧૧) પૂ૦ પં૦ શ્રી કનકવિજયજી મહારાજશ્રીના સદુપદેશથી શ્રી શ્વે૦ મૂ૦ પૂ૦ સંઘ, **મોરબી**

૧૧) પૂ૦ મુનિરાજ શ્રી ઈંદ્રસાગરજી મહારાજશ્રીના સદુપદેશથી શ્રી જૈન શ્વે૦ મૂ૦ સંઘ, **ડીસા**

૧૧) પૂ૦ આ૦ શ્રી વિજયશાંતિસૂરીશ્વરજી મહારાજશ્રીના સદુપદેશથી શા. ભૂરમલ અમીચંદજી, **જાવાલ**



॥ ॐ अर्हम् ॥

अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक

मुनिसम्मेलन संस्थापित

श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र

जेशिंगभाईनी वाडी : घीकांटा रोड : अमदावाद (गुजरात)

તંત્રી ચીમનલાલ ગોકળદાસ શાહ

| वर्ष : २१ | વિક્રમ સં. ૨૦૧૨ : વીર નિ. સં. ૨૪૮૧ : ઈ. સ ૧૯૫૫ | क्रमांक |
|---|---|---|
| अंक : ३ | માગશર સુદ ૧ ગુરુવાર : ૧૫ ડિસેમ્બર | २४३ |




# યૌવન

લેખક પૂજ્ય મુનિરાજ શ્રીચંદ્રપ્રભસાગરજી

**યૌવન**ના ઓ સારથી! તું વિચારી જો, તારી પાસે યૌવનનો કેવો મસ્ત સાગર છે! એ સાગરના તળિયે જીવનનાં અનંત મોતી ઝળહળી રહ્યાં છે. એને શોધવા તું ડૂબકી માર. આમ કિનારે બેસી બગાસાં ખાધે અને ચેનચાળા કરે મોતી નહિ લાધે. મોતીને પામવા અતળ ઊંડાણમાં ડૂબકી મારવી પડશે, અનંત વારિને વીંધવાં પડશે, તો જ તે અમૂલ્ય મોતી તને લાધશે. અત્યારે તારી પાસે શક્તિ છે, શૌર્ય છે ને સામર્થ્ય છે. શક્તિ ક્ષીણ થતાં તું પ્રયત્ન કરીશ તોયે નહીં પામી શકે. સામર્થ્યહીનનાં સ્વપ્નો કદી ફળતાં જ નથી. તારી પાસે સામર્થ્ય છે, એટલે જ તો હું તને વિનવું છું. આ પળ–આવી પળ–ફરી નહિ આવે. આજનું યૌવનફૂલ કાલે કરમાઈ જશે આજનું ઊછળતું યૌવન આવતી કાલે સ્વપ્ન બની જશે. માટે મારા યુવાન મિત્ર! આજ–ના,–અત્યારે જ ઊભો થા. જીવનના કોઈ ઉદાત્ત હેતુ માટે કાર્યમાં અવિરત લાગી જા. વિલાસ એ કાર્ય નથી, પણ વિકૃતિ છે, વૈભવ એ સુખ નથી, વાસના છે. સંયમનું સામર્થ્ય જ ઉન્નતિનું શિખર છે.

જીવન તો કાર્ય માગે છે. એવું કાર્ય કે જેમાંથી સમાજનો ઉદ્ધાર થાય અને તું અમર થઈ જાય. આવાં કાર્યો માટે યુવાન! તારા કરતાં કોણ વધારે અધિકારી છે? આવા ઉત્સાહભર્યાં કાર્ય માટે તારાથી વધુ ઉત્સાહ કોની પાસે છે? અને તારાથી વધારે સામર્થ્ય પણ કોની પાસે છે? વૃદ્ધ પાસે અનુભવ છે પણ ઉત્સાહ નથી, મન છે પણ મર્દાનગી નથી, ભાવના છે પણ ભવ્યતા નથી. તારી પાસે તો ઉત્સાહ છે, મર્દાનગી છે અને ભવ્યતા પણ છે. ભૂતકાળના જીવન

પાસેથી તું અનુભવ લઈ ઉત્સાહી બન, મન દઈ મર્દ બન અને ભાવના લઈ ભવ્ય બન.

આજ તો મારા મિત્ર, તારો દિવસ છે. આવતી કાલ એ તારી નથી. 'આજ' જ તારી છે. આવતી કાલનું પ્રભાત કેવું ઊગશે તે તું જાણતો નથી. એ સુવર્ણપ્રભાતને તું જોવા હયાત હોઈશ કે નહિ એનો પણ વિશ્વાસ નથી, પણ 'આજ' તો તારા હાથમાં છે ને! તો આજનો તું ઉપયોગ કર. પણ તું તો વિલાસનાં નૃત્ય જોવામાં મગ્ન બન્યો છે. વિલાસ તને વહાલો લાગે છે, પણ જીવનના મર્મ આ બે ઘડીના વિલાસની ક્ષુદ્રતામાં નથી. જીવનનો મર્મ સંયમની ભવ્યતામાં છે. તું ક્ષુદ્ર હાસ્યમાં અને સુંવાળી વાતોમાં તારી ભવ્યતાને ન ગુમાવ. યૌવનના ચાહક! યૌવનને દિપાવ કવિઓ પણ તારા યૌવનનાં કાવ્ય ગૂંથે એવું તારા યૌવનને ભવ્ય બનાવ.

કેવું તારું સૌભાગ્ય છે! તને એ યૌવન સાંપડ્યું છે, જે ગયેલા યૌવનને પામવા વૃદ્ધો પોતાની સઘળી વસ્તુઓ આપવા તૈયાર છે, પણ તેમને તે મળે? એ તો ગયું. હવે હજારો પ્રયત્ને પણ હાથમાં ન આવે, જ્યારે તારા તો હાથમાં એ યૌવન–કુસુમ છે. તું એને અકાર્યથી નષ્ટ કાં કરે? યૌવનના ફૂલને સંયમ અને શિસ્તથી એવું વિકસાવ કે જેની સુવાસ અને સુંદરતા માનવ–હૈયામાં અવિસ્મરણીય રહી જાય!



[ અનુસંધાન પૃષ્ઠ : ૫૨ થી ચાલુ ]

છેવટે પંન્યાસજીએ જણાવ્યુ છે કે બૌદ્ધોના સ્થાને શેવડાઓને મૂકીને લેખકે ઇતિહાસનું અજ્ઞાન પ્રદર્શિત કર્યું છે તેમજ જાણ્યે અજાણ્યે જૈનધર્મના સાધુઓ પ્રત્યે દ્વેષબુદ્ધિ ઊભી થાય તેવો લેખ લખ્યો છે.

**તંત્રી નોંધ:—**

શ્રી "શંકરાચાર્યજી" અંગેના લેખમા જૈન સાધુઓ પ્રત્યે દ્વેષ બુદ્ધિ થાય તેવું લખાણ પ્રગટ થવા બદલ અમે દિલગીર છીએ 'પરમાર્થ'નો હેતુ કોઈ પણ સંપ્રદાય પ્રત્યે અભાવ ઊભો કરવાનો હરગીજ નથી ત્યાગ, વૈરાગ્ય, જ્ઞાન, તપ ઈત્યાદિ ઉત્તમ તત્ત્વોને પ્રગટ કરનાર લેખો લેવાનો જ પરમાર્થનો ઉદ્દેશ છે.

આ અંગે અમે ફરીથી ક્ષમાપના યાચીએ છીએ

[ પરમાર્થ, નવેમ્બર, ૧૯૫૫, વર્ષ ૩, અંક ૧, પેજ ૨૯ ]



# જૈન મુનિનો વેશ ફિલ્મના પરદા પર

લેખક . શ્રીયુત જયભિખ્ખુ

**સામાન્ય** રીતે આજ સુધી જૈન મુનિનો વેશ ફિલ્મના પરદા પર આવ્યો નથી. આ મર્યાદા પાળવા અંગે સમાજે પોતાનું અણનમ વલણ દાખવ્યું છે: ને આજસુધી આ મર્યાદા પાળવામાં આવી છે.

તાજેતરમાં એક ફિલ્મમાં જૈન મુનિરાજનું પાત્ર રજૂ કરવામાં આવ્યું છે. એ ફિલ્મનું નામ 'જગદ્ગુરુ શંકરાચાર્ય' છે. એના નિર્માતા છે એસ. ફતેલાલ. ને એ ચિત્રપટમાં મશહૂર નટ અભિભટ્ટાચાર્ય શ્રી. શંકરાચાર્ય તરીકે કામ કરે છે.

આ ચિત્રપટમાં પ્રસંગ એવો લેવામાં આવ્યો છે, કે શ્રી શંકરાચાર્ય બનારસના રાજાના દરબારમાં આવે છે. ત્યાં બૌદ્ધ આચાર્ય, જૈન આચાર્ય, કાપાલિક ગુરુ વગેરે અન્ય અન્ય મતોના વિદ્વાનો ને સાધુઓ મૌજુદ છે. દરેક પોતપોતાના ધર્મનું પ્રતિપાદન કરે છે અને પોતાનું શ્રેષ્ઠત્વ સાબિત કરવા મથે છે.

આ ચર્ચા–વિવાદ ચાલે છે, એ પ્રસંગે એક સ્ત્રી પોતાના મૃત બાળકને લઈને આવે છે, ને સહુને ચેલેંજ કરે છે, કે જેના ધર્મમાં તાકાત હોય તે આને સજીવન કરે. કોનો ધર્મ સાચો એનું અહીં પારખું થશે.

આ વખતે બૌદ્ધ સાધુ, જૈન સાધુ ને અન્ય સાધુ એક બીજા સામે જોઈ રહે છે. કોઈ કંઈ કરી શકતા નથી. ને શ્રી. શંકરાચાર્ય એ બાળકને સજીવન કરે છે. રાજા તેઓને પોતાના સિંહાસન પર બેસાડે છે. સિંહાસન પર બેસીને શ્રી. શંકરાચાર્ય જે રીતે ધર્મની વિશાળ વ્યાખ્યા રજૂ કરે છે: તે ખરેખર આજના યુગની દેણગી છે.

અંતમાં શ્રી. શંકરાચાર્ય જ્યારે રવાના થાય છે. ત્યારે બૌદ્ધ સાધુ, જૈન સાધુ વગેરે તેમને વળોટાવા જાય છે આમાં જૈન મુનિને પ્રથમ બેઠેલા બતાવ્યા છે, ને મુહપત્તી વારંવાર મુખ આગળ ધરતા દેખાડ્યા છે દિગ્દર્શકે પૂરતી મર્યાદા પાળી છે.





# એક આવશ્યક ખુલાસો

[ અમે ગતાંકમા 'પરમાર્થ' માસિકમાં પ્રગટ થયેલ 'શંકરાચાર્ય' શીર્ષક લેખનો પૂ. પં. શ્રીકનકવિજયજી ગણિનો પ્રતીકારાત્મક લેખ પ્રસિદ્ધ કર્યો છે, તેના જવાબરૂપે 'પરમાર્થ' માસિકના તંત્રીએ નીચે મુજબનો ખુલાસો આપ્યો છે, જે પ્રતીકારની દિશામાં સફળ પુરાવો નોંધાવે છે. જેઓ જૈનધર્મ વિશે તદ્દન અજ્ઞાત છે તેમને આ માસિક દ્વારા પ્રતીકારપૂર્વક સાચો ખ્યાલ આપવાનો ઉદ્દેશ સિદ્ધ થયો છે એટલે આપણા જૈન ભાઈઓ આવા ખુલાસાથી અને '**પરમાર્થ**'ના '**તંત્રીની નોંધ**'થી સંતોષ મેળવશે એવી આશા રાખીએ છીએ **સંપા૦** ]

**'પરમાર્થ'ના** જૂન ૧૯૫૫ના અંકમા પાના ૫ તથા ૬ ઉપર 'શંકરાચાર્ય' નામનો જે લેખ પ્રસિદ્ધ થયો છે, તેમાં કેટલીક અપ્રસ્તુત તથા અતથ્ય હકીકતો આવી હોવાનુ જણાવીને શ્રીકનકવિજય ગણિ સાહેબે એક ખુલાસો લખી મોકલ્યો છે.

આ ખુલાસામા વિસ્તૃત રીતે મજકુર લેખમાં જૈનધર્મના સાધુઓ વિશે જે કેટલીક ઉપજાવી કાઢેલી હકીકતો આવેલ છે તે અંગે નિર્દેશ કરતા પં. કનકવિજયજી ગણિ સાહેબ જણાવે છે કે પ્રસ્તુત લેખમાં શંકરાચાર્ય જ્યારે બાળક હતા ત્યારે બ્રાહ્મણો શેવડાની પ્રબળતાની બીકથી કાંઈક પૂજા તથા રસોઈ કરવાને વનમા આવ્યા હતા એમ જે જણાવે છે તે બરાબર નથી. શંકરાચાર્યના સમયમાં શેવડા ( પ્રસ્તુત લેખમા જૈન સાધુ માટે વપરાયેલ કટાક્ષ-પૂર્ણ શબ્દ ) ગણાતા જૈન સાધુઓનુ પરિબલ એ રીતનુ ન હતુ જેના યોગે બ્રાહ્મણોને નગર મૂકી ને વનમાં જવું પડે. જૈન સાધુઓએ કોઈ પણ કાળે કોઈ પણ દેશમાં ધર્મ–ઝનૂન વધારીને અન્ય ધર્મીઓ ઉપર આક્રમણ કર્યુ હોય એવું કદી ભૂતકાળમાંયે બન્યુ નથી.

આ ઉપરાંત પં શ્રીકનકવિજયજી ગણિએ, શંકરાચાર્યજીના મુખમા કેટલાંક કાલ્પનિક વિધાનો મુકવામા આવ્યાં છે, તેનો પણ રદિયો આપેલ છે વધુમા તેઓ જણાવે છે કે જૈન-ધર્મમાં આ પહેલા ૨૩ તીર્થંકરો થયા હતા તે બધા પણ જૈનધર્મના પ્રચારક તરીકે પ્રખ્યાત છે. જૈનધર્મ તો અનાદિનો છે. તેના સ્થાપક કોઈ નથી

વિશેષમાં પ્રસ્તુત લેખમાં પાટણની ઘટના બાબતનો જે ઉલ્લેખ છે, તેમાં શંકરાચાર્યજી પરકાયાપ્રવેશ વિદ્યાના બળે રાજાના શરીરમા દાખલ થયા વગેરે જે હકીકત આવેલ છે અને શેવડાઓની શાસ્ત્રાર્થની બીના રજુ થયેલ છે તે આખીયે ઘટના વાચકના મનમા દુર્ભાવના જાગ્રત કરનારી તથા જૈનધર્મ પ્રત્યે દ્વેષ ઉત્પન્ન કરનાર કહીને પંન્યાસજી મહારાજ જણાવે છે કે આ સમગ્ર હકીકત કાલ્પનિક અને અજ્ઞાનતા ભરેલી છે શંકરાચાર્યજી પાટણમાં આવ્યા જ ન હતા આ પ્રસંગની મૂલ જે ઘટના છે તે બીજી જ છે અને તેમા મંડનમિશ્રના પરાભવની કથા આવે છે.

નદીમા માયા દ્વારા પૂર લાવવાની વાતનો તેમજ શેવડાઓને ડુબાડી દીધાની જે હકીકત છે તેનો પણ પંન્યાસજી મહારાજે રદિયો આપ્યો છે અને લખેલ છે કે આ હકીકત પણ ઉપજાવી કાઢેલ છે.

[ જુઓ : અનુસંધાન પૃષ્ઠ : ૫૦ ]



# દીક્ષાનો પ્રશ્ન સામાજિક નહિ કિન્તુ શુદ્ધ ધાર્મિક જ છે.

## દીક્ષાથી બાળક કે યુવાનનું નૈતિક શોષણ વગેરે થતું કહેવું તે સૂર્યથી અંધકાર મળતો હોવાનું કહેવા બરાબર છે. દીક્ષામાં બાળકની કુમળી વયનો ગેરલાભ નહિ પણ સદુપયોગ કરાય છે.

લેખક : પૂજ્ય આ. શ્રીવિજયજંબૂસૂરિજી

[ લેખાંક : ૧ ]

**શ્રી પ્રભુદાસ બી.** પટવારીજી તરફથી એક બાલસન્યાસ દીક્ષાપ્રતિબંધક ખરડો મુંબઈ વિધાનસભામાં રજુ કરવામા આવેલો તે મુંબઈ સરકારના પ્રકાશનખાતા તરફથી તા. ૨૧-૯-૫૫ ના રોજ પ્રગટ કરવામાં આવેલી યાદી અનુસાર ચાર મહિના માટે હાલ જાહેર પ્રજાના અભિપ્રાય અર્થે મૂકવામાં આવેલ છે. તેની મુદ્દત તા ૧૨-૧-૫૬ ના રોજ પૂરી થાય છે તે પહેલા જાહેર પ્રજાએ આ ખરડાની તરફેણ કે વિરુદ્ધમાં પોતાનો મત બહુ વિચાર કરીને આપવાની જરૂર છે.

આ ખરડાના જન્મદાતા શ્રીયુત પટવારીજી આદિ કેટલાક સભ્યોના ભાષણો સામે વડા-પ્રધાન શ્રી. મોરારજીભાઈ આદિએ ઘણાં સારાં મન્તવ્યો રજુ કર્યાં હતા. આપણે હવે ખરડાના સમર્થકોની દલીલો કેટલી પોકળ છે તે તપાસીએ—

(૧) તેઓ કહે છે કે—' સગીર ઉમરના બાલકોને દીક્ષા આપનારા એમની કુમળી વયનો ગેરલાભ ઉઠાવે છે ' આપણે જાણીએ છીએ કે લોહીનો વેપાર કરતી ટોળીઓ અને ગુંડાઓ, કે જેઓ બાલક-બાલિકાઓને ફસાવી ઉઠાવી જઈ, લલચાવી અનેક દુષ્કૃત્યો કરે છે તેઓ તેમની કુમળી વયનો જરૂર ગેરલાભ ઉઠાવે છે દીક્ષા આપનારા ત્યાગી ઉપકારપૂત સાધુ-મહાત્માઓ માટે આવો કોઈ આક્ષેપ કરવો તે સરાસર જૂઠો છે.

સૌરાષ્ટ્ર રાજ્યમા બાળ નવસસ્કરણ ખાતાના ડિરેક્ટર ડૉ જ્યોત્સ્ના શાહે **"નાજુક ભય સ્થાનો"** શીર્ષક લેખમા આલેખતા નીચે પ્રમાણે જણાવ્યુ છે તે તરફ ધ્યાન આપવા જેવું છે—

> "લોહીનો વેપાર કરતી ટોળીઓ દ્વારા ઉઠાવી જવાતી યુવાન કન્યાઓ અને બાલ ભિખારીઓનો પ્રશ્ન તો રોજ આપણી સમક્ષ આવે છે. ગુંડાઓની ટોળીઓ વ્યવસ્થિત રીતે બાલકોને હાથા બનાવીને પોતાની તરકીબો અજમાવે છે આવી ટોળીઓની જાળ ખાસ કરીને શાળાએ જતા નિર્દોષ બાલકોમાં પાથરવામાં આવે છે. પૈસા ધીરીને સિનેમા કે સહેલગાહના ખર્ચ ઉઠાવીને બાલકોને હેરવવામાં આવે છે,

અને એકવાર ઉપકાર નીચે આવેલા બાલકોને દયાણુ લાવીને ઉઘાડા પડવાના ભયે આ ગુંડાઓ ફાવે તેવાં દુષ્કૃત્યો પડદા પાછળ રહીને કરાવે છે."

(જન્મભૂમિ—તા. ૨૩-૧૦-૫૫)

બાળકોની કુમળી વયનો લાભ ઉઠાવનારાં આ ખરાં ભયસ્થાનો છે, આમાં જો સાધુઓ તે પ્રકારના હોત તો જરૂર તેનો ઉલ્લેખ પણ આમા થયો હોત. બાળકોની કુમળી વયનો ગેરલાભ ઉઠાવનારાં આ ભયસ્થાનો સરકારને અને સમાજને મૂંઝવણમાં નાખનારાં છે દીક્ષાના માર્ગે વળનારા બાળકો, તેમાં સહમત થનારાં માબાપો અને તેનો ઉદ્ધાર કરનારા સાધુ મહારાજો તો સરકાર તથા સમાજ-ઉભયને આ મૂઝવણમાથી ઉગારી લે છે એ દીવા જેવી સ્પષ્ટ હકીકત છે.

(૨) બીજી દલીલ તેઓ એ કરે છે કે—"નાના બાલકોને દીક્ષાની સમજણ હોતી નથી, દીક્ષાથી તેઓનું જીવન રૂંધાઈ જાય છે, આ તેઓની ભૌતિક ત્યક્તદશા અને નૈતિક શોષણમાંથી તેઓને રક્ષણ મળવું જોઈએ" આ દલીલમાં દીક્ષાના આદર્શને ઉતારી પાડી ભદ્ર સમાજને ભોળવી નાખવાની કહો કે ગેરસમજના માર્ગે દોરવાની આ એક તેઓની માયાવી તરકીબ જેવું છે

દીક્ષા જે સંસારત્યાગનુ વ્રત છે તે આઠ વર્ષની નાની ઉમરનુ બાળક હજી ન સમજી શકે એ માની લઈએ પરતુ આઠથી ઉપરની ઉમરવાળો ન સમજી શકે એ બિલકુલ માની શકાય તેમ નથી અને સિદ્ધાંતકારોએ આઠથી નાની ઉંમરના બાલકને તો દીક્ષાના અધિકારી ગણ્યા પણ નથી. આઠથી અધિક ઉમરના બાલકને અધિકારી ગણ્યા છે, પછી અણસમજનો સવાલ રહે છે જ ક્યાં ?

આજનાં કેટલાંક ચપલ બાલકો ચોરી કરવામાં, ખીસ્સાં કાતરવામાં, જૂઠું બોલવામાં, જૂઠી ભીખ માગવામાં, વ્યભિચાર સેવવામાં, ખૂન કરવા વગેરેમાં પણ જો અમુક વાતાવરણની અસર નીચે સમજી શકનારાં હોય છે તો સારા વાતાવરણની અસર નીચે દીક્ષાપાલનમાં પણ કેમ સમજી શકે નહિ? આજનાં એવાં બાળકોનું ચિત્ર જોવુ હોય તો જુઓ આ રહ્યું:—

### "આજનાં બાળકો"

"કોઈ બાળક ન સમજાય તેવાં કારણોને લીધે નાની મોટી ચોરી કરે છે, અને અનિચ્છનીય સોબત બાલકોને ભગાડી જઈ શકે છે, જૂઠુ બોલાવી શકે છે, આજ તો આવા બાળગુનેગારોની મડલીઓમાં ફરતાં એમ જોવા મળે છે કે બાળકો ભીખ માગે છે, જુગાર રમી શકે છે, દારૂ ગાંજો પી શકે છે, અશ્લીલ બોલવુ કે અશ્લીલ ચિત્રામણ કરવુ એ તો આજના કુમારનો જાણે કે એક વ્યવસાય બની ગયો છે. ૧૩-૧૪ વર્ષની ઉમરનુ બાળક વ્યભિચાર સેવી શકે છે અને અત્યાચાર પણ કરી શકે છે. એ જ ઉમરનુ બાળક બીજાનો જાન લેવાનો પ્રયત્ન કરે અને આપઘાત કરવાની કોશિશ કરે છે આજના નાટક સિનેમાઓ ઠીક અંશે બાલકના મનને ગુનાહિત બનાવી શકે છે. આપણી હોટેલો, રેસ્ટોરા ઘણી વખત ગુનો કરવાની પૂર્વ ભૂમિકાની ગરજ સારનાર હોય છે સમાજની જીવનનીતિની દૃષ્ટિએ કનિષ્ટ ગણાતા વ્યવસાયો પણ બાળકોને અનિષ્ટ માર્ગે દોરી જવામાં કારણભૂત બની શકે છે આજના સામયિક પ્રકાશનો દ્વારા અને અનેક પ્રકારના વાચન સાહિત્ય

દ્વારા બાળકને ગુનાની ઉત્તેજના આપવાનું કામ ન દેખી શકાય તેવી રીતે ચાલી રહ્યું હોય છે ”

( **શ્રી હરભાઈ ત્રિવેદી** તા ૨૩-૧૦-૫૫ ના ‘જન્મભૂમિ’ મા ઉલ્લેખ કરે છે. )

શ્રી. પ્રભુદાસ પટવારીએ વસ્તુત ઉપર્યુક્ત જવાબદાર ગણવામા આવેલા આજના નાટક, સિનેમા, હોટેલ-રેસ્ટોરા, કનિષ્ટ વ્યવસાયો તથા સામયિક પ્રકાશનો સામે પ્રતિબધ લાવવાની તેમણે ભારતના કલ્યાણ રાજ્યમા કોશિશ કરવી જોઈએ, નહિ કે પવિત્ર દીક્ષા સામે દીક્ષા તો બાળકોનુ જીવન સુધારનારી છે, ઉપરના પતન માર્ગોથી બચાવી લેનારી છે સસારત્યાગની દીક્ષામા સસારીઓ સાથેના મોહસબધનુ સ્થાન સારાયે જગત સાથેનો ધર્મસબધ ગ્રહણ કરે છે, આખુ જગત એનુ કુટુબ બને છે, તેથી દીક્ષિતને કચન-કામિની વિના પણ ખાન-પાન, દવા, વસ્ત્રપાત્ર, વસતિ, અભ્યાસના સાધન આદિ ચારિત્રકાયાના રક્ષણ-વર્ધન માટે જોઈએ તે મળે છે અને અહિસા, સત્ય, સદાચાર, પરોપકાર આદિ નૈતિક સપત્તિના તો તેઓ લોકોત્તર સ્વામી બને છે નથી આમા ભૌતિક ત્યક્તદશા કે નથી નૈતિક શોષણ, બાળકોના આ કલ્યાણમાર્ગને જ પ્રતિબધિત કરવાની જે મહાશયો આટલી બધી જે વિઘાતક ઝૂબેશ ચલાવે છે, તે તેઓના હૃદયમાં ઠાસી ઠાસીને ભરેલો આધ્યાત્મિક ત્યાગભાવ સામેનો કેવલ દ્વેષભાવ જ સૂચવે છે

અને દીક્ષાજીવન એ એક ઉચ્ચ કોટિનુ પ્રતિજ્ઞાબદ્ધ જીવન છે. એ જીવન માટે માન ઊપજવુ જોઈએ તેને બદલે બાળકનુ જીવન રૂધાઈ જતુ કહેવુ એ કેટલી બેહુદી વાત છે? એનો અર્થ એ જ છે કે આવુ કહેનારાઓને માત્ર પશુ જેવુ સ્વેચ્છાચારી જીવન જેટલું પ્રિય છે તેટલુ સયમના ઉચ્ચ આદર્શવાળુ જીવન પસદ નથી. જગતમાં જેમણે મહાન્ સ્થાન શોભાવવું છે તેમને માટે સ્થાનના મોભાનુસાર નિયમોના બધન તો રહેલાં જ છે. એમ તો આપણા રાષ્ટ્રપ્રમુખો કે પ્રધાનો કે ન્યાયમૂર્તિઓ આદિ માટે પણ બધનો કયા નથી? અને નિશાળ, કોલેજ કે દવાખાનામાં દાખલ થનાર નાના મોટા માણસ માટે પણ શુ નિયમનો નથી હોતા? આવા નિયમોથી શુ જીવન રૂધાઈ જાય છે કે વિકાસ પામે છે? ઇગ્લડના રાજકુટુબના પ્રણાલિકાગત રહેલા બધનોનો જ એ પ્રતાપ કહેવો પડશે કે માજી રાજા એડવર્ડને રાજગાદી છોડવી પડી જ્યારે વર્તમાનમા રાજકુમારી માર્ગરેટને છૂટાછેડા લીધેલા પોતાના સામાન્ય પ્રેમી સાથે લગ્ન કરવાનો વિચાર છોડી દેવો પડયો જેઓને આર્યદેશની નૈતિક સભ્યતા તથા આધ્યાત્મિક સસ્કૃતિનુ મૂલ્ય આકવાની સાચી દષ્ટિ છે તેઓ બાળકોના પવિત્ર દીક્ષા-જીવનનો વિરોધ સુદ્દલ કરી શકે નહિ અને તેથી જ સગીર દીક્ષાને પ્રતિબધિત કરવાની અનર્થકારી કલ્પના સરખી પણ કરી શકે નહિ સદર દીક્ષાપ્રતિબધક બીલની રજુઆત સમય મુબઈ રાજ્યના વડાપ્રધાન **શ્રી મોરારજીભાઈ**એ સાચુ કહ્યુ છે કે—

> “ આ દેશની સભ્યતા અને સસ્કૃતિ ત્યાગ ઉપર આધારિત છે અને ત્યાગની ભાવના ધર્મ સાથે જોડાયેલી છે ધર્મ માનવજીવનનો સાર છે, નો ૨૧ વર્ષની ઉપરનો જ તે માટે યોગ્ય હોઈ શકે એવુ કશુ નથી ૭ કે ૮ વર્ષનો પણ હોઈ શકે તે પૂર્વ જન્મના સંસ્કારને લીધે પૂરી સમજણવાળો હોય અને દીક્ષા લેવા માગતો હોય તો તેને હુ કેમ રોકી શકુ ? ”



# મડાહડા ગચ્છ

લેખક : પૂજ્ય મુનિરાજ શ્રીદર્શનવિજયજી ( ત્રિપુટી ), મુ૦ સરધના



**પુરાતત્ત્વના** અભ્યાસી શ્રી અગરચંદજી નાહટા તથા શ્રી અચલમલજી મોદીએ 'જૈન સત્ય પ્રકાશ' ક્રમાંક. ૨૩૩, ૨૩૮, ૨૪૨મા 'મડાહડા ગચ્છ' માટે સુંદર પ્રકાશ પાડ્યો છે અને એ અંગે વધુ પ્રકાશ પાડવો જરૂરી પણ છે.

આચાર્ય શ્રીવાદિદેવસૂરિની જન્મભૂમિ મડાહડા છે અને મડાહડા ગચ્છના ઉલ્લેખો ત્યાર બાદના શિલાલેખોમાં મળે છે એટલે મને તો વિશ્વાસ હતો કે આ ગચ્છ આ૦ વાદિદેવસૂરિથી નીકળ્યો છે, અને મે અચલમલજી મોદીને એક પત્રમાં એવો ઈશારો પણ કર્યો છે. પરતુ આજે આ માન્યતામાં ખાસ પલટો આવ્યો છે.

વિ. સ ૧૦૦૦ થી ૧૨૨૫નો સમય જૈનો માટે ઉન્નતિનો કાળ છે, તે સમયની સર્વ ઘટનાઓને ઈતિહાસરૂપે સંકલિત કરવામાં આવે તો મોટો દલદાર ગ્રથ થાય એવો એ કાળ છે. "**જૈન પરંપરાનો ઇતિહાસ**"ના પ્રથમ ભાગમાં વિ. સ ૧૦૦૦ સુધીનો ઈતિહાસ અમે આપ્યો છે. બીજા ભાગમા આ ૨૫૦ વર્ષનો ઇતિહાસ લેવાનો છે. આ કારણે તે સમયના ઈતિહાસનુ અમારું પરિશીલન ચાલુ છે તેમાં આ૦ વાદિદેવસૂરિ અને તેમની શિષ્યપરપરાના પરસ્પર અંકોડા મેળવતાં આ૦ વાદિદેવસૂરિની પરપરામાં વડગચ્છ, નાગોરીગચ્છ, નાગોરી તપાગચ્છ, આરાસણસત્ક, ભિન્નમાલ ગચ્છ વગેરે નામો મળે છે, પણ મડાહડાગચ્છનું નામ મળતું નથી. એટલે ચોક્કસ છે કે, મડાહડાગચ્છ આ૦ વાદિદેવસૂરિથી નીકળ્યો નથી. આથી મડાહડાગચ્છનું મૂળ શુ છે? એ તપાસવાનું બાકી રહે છે. એટલે આ લેખમા એ વિચારો રજુ કરવામા આવે છે

મડાહડા ગચ્છ મડાહડાથી નીકળ્યો છે એ વાત નિર્વિવાદ છે એ વટેશ્વરગચ્છનો નહીં કિન્તુ વડગચ્છનો પેટાગચ્છ છે અને તેના આદિ આચાર્ય ચક્રેશ્વરસૂરિ છે.

આપણે એ ત્રણ બાબતોને બરાબર તપાસીએ તો એમાથી મડાહડા ગચ્છનું મૂળ મળી આવે છે

૧ મડાહડાનું વર્તમાન નામ મડાર છે. મધુવાજી નહી, કેમકે મધુવાજી એ ફિલણીનું નામાતર છે. મડાર એ આ૦ વાદિદેવસૂરિની જન્મભૂમિ છે તેમજ સભવે છે કે, આ૦ દેવ-ગુપ્તસૂરિ (સં. ૧૪૮૬) અને આ ચક્રેશ્વરસૂરિની પણ એ જન્મભૂમિ હશે કેમકે શિલાલેખોમાં એ આચાર્યોને પણ **મડ્ડારીય** અને **મડાહડીય** બતાવ્યા છે

૨. બૃહદ્‌ગચ્છની સ્થાપના આ ઉદ્દ્યોતનસૂરિએ વિ સ ૯૯૫મા કરી છે, તેઓની પરપરા "વડગચ્છ" તરીકે ઓળખાય છે જે નીચે પ્રમાણે મળે છે:

[ જુઓ : અનુસંધાન પૃષ્ઠ : ૬૮ ]

---

મહો૦ ધર્મસાગર ગણીએ 'તપગચ્છ પટ્ટાવલી'મા પટ્ટધરોનો જે ક્રમાંક આપ્યો છે. તે જ ક્રમાંક અમે '**જૈન પરંપરાનો ઇતિહાસ**'મા રાખ્યો છે. આ લેખમાં એ જ ક્રમાંકો આપ્યા છે. વાચકો એના આધારે આગળ પાછળની પરપરાઓનો સબધ સહેલાઈથી મેળવી શકશે.



# પ્રતિક્રમણસૂત્ર–પ્રબોધટીકાની
# શુદ્ધિ–વિચારણા

લેખક : પં. શ્રીયુત લાલચંદ્ર ભગવાન ગાંધી

●

'**જૈન સત્ય પ્રકાશ**'ના વર્ષ ૨૧ના અંક : ૧ ઈ સન ૧૯૫૫ના તા. ૧૫ ઓકટોમ્બર-ના અંકમાં પં. શ્રીકલ્યાણવિજયજી મહારાજનો એક લેખ પૃ. ૯ થી ૧૬મા પ્રકટ થયો છે, તેનુ મથાળું "**આપણા 'આવશ્યક-સૂત્ર'માં ચાલતી અશુદ્ધિઓ**" એવુ છે, પરતુ તેમનું મુખ્ય સૂચન, પ્રતિક્રમણસૂત્ર–પ્રબોધટીકાને ઉદ્દેશીને છે, સાથે તેના ટીકાકાર, સંપાદક, સંશોધકોને ઉદ્દેશીને પણ છે. મહેસાણા–સંસ્કરણ સાથે પ્રબોધટીકા–સંસ્કરણની તેમણે માનેલી ૬૩ જેટલી અશુદ્ધિઓનું શુદ્ધિપત્રક પણ ત્યાં દર્શાવ્યુ છે, પરતુ તેમ માનવામા કયાં પ્રમાણો, હેતુ, યુક્તિ કારણો છે તેનું ત્યાં સ્પષ્ટીકરણ નથી તે ટીકાના એક નમ્ર સંશોધક તરીકે મારા પર પણ તેના પ્રતીકારની જવાબદારી છે, એથી એની શુદ્ધિ–વિચારણા કરવાની મારી ફરજ બજાવું છું આથી વિચારક વિદ્વાનો વાસ્તવિક શુદ્ધિ કેવી છે એ વિચારી શકશે. આપણે પ્રથમ **બૃહચ્છાન્તિ**ના પાઠો વિચારીએ :—

શ્રી ક. વિ. ની માન્યતા પ્રમાણે '**तित्थयरमाया**' પાઠ અશુદ્ધ છે અને '**गोवालयमाया**' પાઠ શુદ્ધ છે; પરંતુ પ્રાચીન પ્રતિઓમાં અને તેની વ્યાખ્યામાં '**गोवाल माया**' પાઠને શુદ્ધ માની તેનું સમર્થન કરેલુ જોવાય છે. બૃહચ્છાન્તિની અવચૂરિ–ટીકા–વૃત્ત સં. ૧૬૫૬ માં પોષ વદિ ૪ના લખેલી મળે છે જે નાગપુરીય **તપોગણરાજ** શ્રી ચન્દ્રકીર્તિસૂરિના શિષ્ય **શ્રી હર્ષકીર્તિસૂરિએ** રચેલી છે*, જેની પ્રતિ, વડોદરામા શ્રી આત્મારામજી જૈન જ્ઞાનમંદિરમા પણ છે, તે ૯ પત્રવાળી ત્રિપાઠી પ્રતિમાં છેલ્લા પત્રમાં '**अहं तित्थयरमाया**' ગાથા–પાઠ છે પ્ર કાં. શાસ્ત્રસંગ્રહ (નં. ૧૯૧૭) અને તેની વ્યાખ્યામાં આવો ઉલ્લેખ મળે છે—

" श्री**ने**मिनाथस्य माता **शिवादेवी** ब्रूते–**अहं 'तीर्थङ्करमाता'** श्रीनेमिनाथस्य जननी **शिवादेवी** इति नाम्नी युष्मन्नगरनिवासिनी अस्मि-युष्माकं नगरे निवसामीति युष्मन्नगरनिवासिनी युष्मन्नगर-स्थायिनी अस्मि-युष्माकं सांनिध्यकरा अस्मि । ततोऽस्माकं शिवं-कल्याणं भवतु । **शिवादेव्या** नामोच्चारणमात्रेण युष्माकमपि शिवं-कल्याणं भवतु । " વગેરે.

---

* " **नागपुरीयतपोगणराजा**', श्री**चन्द्रकीर्तिसूरिवराः** ।
तच्छिष्यह**र्षकीर्तिसूरि**रकार्षीदिमा **टीकाम्** ॥ १ ॥
विरचितमङ्गलपङ्क्तेर्जाग्रत्शक्ते. प्रदत्तसवित्ते ।
**शान्तिजिनसुप्रसत्तेर्वृत्ति**र्विहिता **बृहच्छान्तेः** ॥ २ ॥
**षट्पञ्चाशत्**–समधिक–**षोडशशत**वत्सरेषु विक्रमतः ।
पोषवहुलचतुर्थ्यां, पुष्यार्के विलिखिता चेयम् ॥ ३ ॥
इति श्री**बृहच्छान्तेरवचूरिः** ससूत्र–वृत्तेः ग्रन्थाग्र २४५ "

—એ જ પોથીમાં (પત્ર ૮માં) **राजाधिप°, गोष्ठिकपुर°, राजाधिपानां, राजसंनिवेश°** વગેરે પાઠો દર્શાવેલા છે, જે પ્રતિ० પ્રબોધટીકા પુસ્તકમાં પ્રકાશિત છે, તેને વિદ્વાન્ શોધક ક. વિ. મહારાજે અશુદ્ધ જણાવ્યા છે, પરંતુ લગભગ સાડા ત્રણસો વર્ષો પૂર્વે થયેલા ઉપર્યુક્ત પૂર્વાચાર્યે તે પાઠોનું સમર્થન કરતી વ્યાખ્યા આ પ્રમાણે દર્શાવી છે—

" श्रीसंघ–पौर–जनपद–**राजाधिप–राज**–सन्निवेशानां व्याहरणैर्नामग्रहणैः कृत्वा, पुन-**र्गोष्ठिक**–पुरमुख्याणां च व्याहरणैर्नामग्रहणैश्च शान्तिं व्याहरेदुद्घोषयेत् कथयेदित्यर्थः ।.... .. 'राजानश्च ते अधिपाश्च **राजाधिपाः,** तेषां श्री**राजाधिपानां** शान्तिर्भवतु । श्रीराज-सन्निवेशानां–सन्निविशन्त्यत्रेति सन्निवेशाः–उपविशनस्थानानि 'संस्थानं संनिवेशः स्याद्' इति हैमः, तेषां....श्री**गोष्ठिकानां**' **गोष्ठी**–पर्षत् अत्र तु प्रस्तावाद् धर्मसभैव **गोष्ठी,** तस्यां साधवो **गोष्ठिकाः** तेषां .. ' " (લિ પ્રતિમાં °ष्ठी, °ष्ठि° છે )

—આ સ્થળે અમારે સૂચિત કરવું જોઈએ કે, વાદિવેતાલીય ( શાંતિવેતાલિય ) પર્વ-પંજિકા જે 'જિનાભિષેક' નામથી પ્રકાશિત થનારા ગ્રંથની તાડપત્રીય પ્રતિ અમને મળી છે, જેની કોપી શ્રી. ધી. ટો શાહે વિદ્વાન્ મુનિરાજ ક. વિ ને વાચવા મોકલાવી હતી, તેમા (પત્ર ૮૦માં) બૃહચ્છાન્તિની પૂર્વોક્ત ગાથાનો આવો પાઠ જોવામાં આવે છે—

" श्रीसंघ–जगज्जनपद–**राजाधिपराज्य**–सन्निवेशानाम् ।
**गोष्ठी**–पुर–मुख्यानां व्याहरणैर्व्याहरेच्छांतिं ॥ १० ॥

તેની પંજિકામાં–शांतिं व्याहरेत् । केषां ? श्रीसंघादीनां । कथं ? **गोष्ठी** च **पुरं** च तयो-र्मुख्यास्ते आदिर्येषां ग्राममुख्यादीनां ये **गोष्ठी**–पुरमुख्यादयः, तेषां व्याहरणानि तैरिति । **इदमुक्तं** भवति–**गोष्ठी–पुरमुख्याय शांतिर्भवत्येवं** श्रीसंघाय इत्यादि । "

—એવી રીતે પાઠાંતર જોવામાં આવે છે, ત્યાં સંપૂર્ણ બૃહચ્છાન્તિ–પાઠ નથી, શ્રી**હર્ષકીર્તિ**સૂરિવાળો પૂર્વોક્ત પાઠ વર્તમાન સંઘ–સમાજમાં પ્રચલિત છે, પાછળનો પાઠ પ્રચારમાં આવ્યો નથી, તેને માન્ય રાખવામા બીજું કેટલુંક પરિવર્તન કરવું પડે–એથી બૃહચ્છાન્તિના **વ્યાખ્યાશુદ્ધ** પાઠને પ્રકાશિત કરવામા આવ્યો છે, તે અશુદ્ધ કહી શકાય નહિ

'**शाम्यन्तु २**' આવો પાઠ, પ્રાચીન પોથીમા મળ્યો, તે પ્રકાશિત કર્યો છે, શ્રી હર્ષકીર્તિસૂરિની વ્યાખ્યામાં જણાવ્યું છે કે–'**अत्र शाम्यन्तु इति क्रियापदं डमरुकमणि-न्यायेनोभयत्रापि योज्यम्** એ રીતે **पापानि शाम्यन्तु दुरितानि**' આવો પાઠ અશુદ્ધ ન ગણાય, ૨ સંખ્યાથી તેનું સમર્થન થાય છે

'**अस्मिंश्च भूमण्डले आयतन°**' આવા પાઠને ક વિ એ અશુદ્ધ જણાવેલ છે, '**भूमण्डलायतने**' પાઠને શુદ્ધ માનેલ છે, પરંતુ તે યથાયોગ્ય નથી, કારણ કે તેની વ્યાખ્યામા આવો ઉલ્લેખ છે—

" अस्मिन् मही-भूपीठे, आयतनेषु–स्वस्वस्थानेषु निवासिनो ये साधवो मुनिवराः.... "

—વિચાર કરતાં જણાશે કે પ્ર પ્રબોધટીકાવાળા પુસ્તકના પાઠ શુદ્ધ છે (ક્રમશ.)



ઠક્કર ફેરુ રચિત

# ગણિતસારકૌમુદી

## એક અદ્વિતીય જૈન ગ્રંથ

—— x ——

લેખક: પૂજ્ય મુનિરાજ શ્રી કાંતિસાગરજી

'ગણિતસાર-કૌમુદી' નામક ગ્રથનો વિષય તો નામથી જ સ્પષ્ટ છે છતાંયે એમાં જે વિષયોનો સમાવેશ કરવામા આવ્યો છે, તેનુ મહત્ત્વ કેવળ ગણિતશાસ્ત્રની દૃષ્ટિએ જ નહી, પરંતુ કૃષિ, શિલ્પ અને વ્યાપાર આદિ અનેક દૃષ્ટિકોણોથી અદ્વિતીય અને અભૂતપૂર્વ છે. આજ સુધી એવો કોઈ મૌલિક ગ્રથ અમારા અવલોકનમા આવ્યો નથી, જે આ વિષયો પર અધિકારપૂર્વક પ્રકાશ નાખી શકે એ કાર્ય પણ સરળ તો નથી કે ગમે તે કરી શકે ફેરુ જેવા પ્રતિભાસપન્ન અને સર્વ સાધનોની પ્રાપ્તિ જેને હોય તે જ કઈ કરી શકે.

આદિ ભાગ—

नमिऊण तिजयनाहं, लच्छीस गिरीस सयलदेवज्जं ।
लेहण गणण पाडीयुव्वारि एहि जह वुत्ता ॥ १ ॥
तत्तोवि किंचि गहियं, किंचिवि अणुभूय किंचि सुणिऊणं ।
तं सयलं लोयहेऊ, फेरू पभणेइ चंदसुओ ॥ २ ॥

અંતિમ ભાગ—

उद्देस पंचगमिमं, चंदासुयफेरुणा अओ भणियं ।
जह देसकरुप्पत्ती, चट्टिय समए मुणिज्जेइ ॥

इति उद्देसपंचमं सम्मत्तं ।

इति श्रीपरमजैनश्रीचन्द्राङ्गज-ठक्कुरविरचित-गणितसारकौमुदीपाट्यां सूत्रं समाप्तः(प्तम्) । सर्वः वस्तुबन्धस्तथा गाथामिश्रित. ॥ ३११ ॥

**ભાવાર્થ:**—લક્ષ્મીશ, ગિરીશ આદિ સમગ્ર દેવોના પૂજ્ય એવા ત્રણ જગતના નાથને નમસ્કાર કરીને પૂર્વાચાર્યોએ જેવુ કહ્યુ છે, તેમાંથી કઈક લઈ ને, કઈક સાભળીને અને કઈક અનુભવ કરીને સર્વ જનહિતાર્થ **ચંદ્રના** પુત્ર ફેરુ લેખન અને ગણિતની પરિપાટીનુ કથન કરે છે.

આ પ્રકારે ચદ્રના પુત્ર ફેરુએ આ પાચમો ઉદ્દેશ વર્ણવ્યો, જેનાથી દેશની કરોત્પત્તિનુ સારું જ્ઞાન થઈ શકશે આ પ્રકારે ચંદ્રના પુત્ર ફેરુએ રચેલા **'ગણિતસાર-કૌમુદી'** પરિપાટીનાં સૂત્રો સમાપ્ત થયા આમા વસ્તુબધ અને ગાથામિશ્રિત છદ છે, જેનો ગ્રથાગ્ર ૩૧૧ શ્લોકપ્રમાણ છે

વિદ્વાન ગ્રંથકારે જે પ્રકારે પોતાના 'જ્યોતિષસાર' આદિ ગ્રંથમા તદ્વિષયક પ્રાચીન ગ્રથોના રચયિતાઓનાં નામોનો ઉલ્લેખ કર્યો છે, જેનાથી અનુસધાન કરનારાઓને ગ્રથની મૂળ વિચારધારા અને શૈલીના અભ્યાસમાં સુવિધા રહે છે સાથોસાથ એ વાતનો પણ પત્તો લાગે

છે કે, લેખકે એ સમસ્ત ગ્રંથગત મહત્ત્વાપૂર્ણ આવશ્યક સર્વ વિષયોને અતિ સક્ષેપરૂપે લિપિબદ્ધ કર્યો છે, તે પણ પોતાની મૌલિકતાની સાથે જ. એ જ પ્રકારે અલોચ્ય ગ્રથમાં ઠક્કર ફેરુએ તેમના પૂર્વવર્તી સાહિત્યકારોનાં શુભાભિધાનોનો ઉલ્લેખ કર્યો નથી. આથી તલસ્પર્શી જ્ઞાન વિના સમીચીનરૂપે કહેવુ કઠણ થશે કે પ્રકૃત ગ્રંથનો મૂલાધાર શો હોઈ શકે છે. એ એક મનાયેલુ સત્ય છે કે, પ્રત્યેક શતાબ્દીના સાહિત્યિકો અને ઐતિહાસિક ગ્રથોના રહસ્યનું સૂક્ષ્મતર પરિજ્ઞાન ઘણાખરા અંશોમાં પૂર્વકાલીન સાહિત્ય વિષયક વિચારધારાઓના ગભીર અવલોકન અને મનન પર અવલબિત છે એમ કર્યા વિના, ન તો ગ્રંથનું મૌલિક તત્ત્વ સમજવામાં આવે છે અને ન આત્મસતોષ પણ થાય છે

## લીલાવતી અને ગણિતસારકૌમુદીની તુલના—

ઉપર્યુક્ત પંક્તિઓ અનુસાર અમે 'ગણિતસાર કૌમુદી'ના બીજોની યથામતિ શોધ કરી છે અમને એમા ક્યાં સુધી સફળતા મળી છે, તેનો નિર્ણય પાઠકો પર નિર્ભર છે. ભાસ્કરાચાર્ય ભારતીય જ્યોતિષ, ગણિતશાસ્ત્રના ઉત્કૃષ્ટ વિદ્વાન ગ્રથકારોમાં પોતાનુ ઉચ્ચ સ્થાન રાખી રહ્યા છે. તેમના આલોચનાત્મક ગ્રથો પ્રાચીન હોવાની સાથોસાથ પોતાની શૈલીમાં અનોખા હોવાના કારણે આજે પણ આપણા માટે જ્ઞાનવર્ધક અને પથપ્રદર્શક છે. એના અધ્યયન વિના આ વિષયનુ—ખાસ કરીને ગણિતનું ગભીર જ્ઞાન અપૂર્ણ જ રહી જશે '**લીલાવતી**' એમનો અતિપ્રસિદ્ધ અને ઉપયોગી ગ્રંથ છે. ગણિતશાસ્ત્રની દૃષ્ટિએ એનું સ્થાન અજોડ છે.

પ્રસ્તુત 'ગણિતસાર કૌમુદી'ના રચનાક્રમ, પ્રકરણવિન્યાસ અને વિષય આદિ દૃષ્ટિઓથી અવલોકન કર્યા પછી અમે એ મત પર આવ્યા છીએ કે, ઠક્કર મહોદયે 'લીલાવતી'નુ ગભીર અધ્યયન-મનન કર્યું હતું. કેમકે ઉભય ગ્રથોમાં ઘણુ સામ્ય છે. જેમ કે—પરિભાષા, શ્રેઢીવ્યવહાર (ભારતીય ગણિતનો એક પ્રકાર), ક્ષેત્રવ્યવહાર, મિશ્રવ્યવહાર, ખાત્તવ્યવહાર, ચિતિવ્યવહાર, રાશિવ્યવહાર, છાયાવ્યવહાર.

જે પ્રકારે 'લીલાવતી'મા પ્રકરણવિભાજનની વ્યવસ્થા છે, બરાબર એ જ પ્રકારની વ્યવસ્થા ફેરુએ પણ 'ગણિતસાર કૌમુદી'મા રાખી છે. ઉપર્યુક્ત પ્રકરણાન્તર્ગત વિષયસૂચક શીર્ષક અને વિષયપ્રતિપાદન શૈલીનુ યદિ ગંભીર અધ્યયન કરવામાં આવે તો સ્પષ્ટ માલૂમ પડશે કે ફેરુએ 'લીલાવતી'ને જ પોતાનો આદર્શ બનાવ્યો હતો. અમે ગ્રંથોના કેટલાયે ભાગો અને વિષયોનુ સતુલન કર્યું અને ઘણી સમતા જોવામા આવી. ક્યાંઈ ક્યાંઈ તો આ ગ્રથકારે 'લીલાવતી'ના શ્લોકોનો જેવો ને તેવો સસ્કૃતથી પ્રાકૃતમા અનુવાદ જ કરી નાખ્યો છે, અમે અહીં ઉદાહરણાર્થ ઉભય ગ્રથોના આદિ ભાગની કેટલીક પક્તિઓ ઉપસ્થિત કરીએ છીએ, જેથી પાઠક જાણી શકશે કે કેટલી છાયા—પ્રતિછાયાનો પ્રભાવ છે!—

**લીલાવતી—આદિ ભાગ—**

वराटकानां दशकद्वयं (२०) यत्, सा काकिणी ताश्च पणश्च तस्तः ।[१]
ते षोडश द्रम्म इहावगम्यो, द्रम्मैस्तथा षोडशभिश्च निष्कः ॥ २ ॥

---

१ षोडशपण. पुराण, पणो भवेत् काकिणीचतुष्केण ।
पञ्चाहतैश्चतुर्भिर्वराटकैः काकिणी चैका ॥ —શ્રીધરાચાર્યકૃત 'ગણિતસાર'

तुल्या यवाभ्यां कथिताऽत्र गुञ्जा, वल्लस्त्रिगुञ्जो धरणं च तेऽष्टौ ।
गद्याणकस्तद्द्वयमिन्द्रतुल्यै(१४)र्वल्लैस्तथैको घटकः प्रदिष्टः ॥ ३ ॥
दशार्धगुञ्जं प्रवदन्ति माषं, माषाह्वयैः षोडशभिश्च कर्षम् ।
कर्षैश्चतुर्भिश्च पलं तुलज्ञाः, कर्षं सुवर्णस्य सुवर्णसंज्ञम् ॥ ४ ॥
यवोदरैरङ्गुलमष्टसंख्यैर्हस्तोऽङ्गुलैः षड्गुणितैश्चतुर्भिः ।[3]
हस्तैश्चतुर्भिर्भवतीह दण्डः, क्रोशः सहस्रद्वितयेन तेषाम् ॥ ५ ॥
स्याद् योजनं क्रोशचतुष्टयेन, तथा कराणां दशकेन वंशः ।
निवर्त्तनं विंशतिवंशसंख्यैः, क्षेत्रं चतुर्भिश्च भुजैर्निबद्धम् ॥ ६ ॥
हस्तोन्मितैर्विस्तृतिदैर्घ्यपिण्डैर्यद् द्वादशास्रं घनहस्तसंज्ञम् ।
धान्यादिके यद् घनहस्तमानं, शास्त्रोदिता मागधखारिका सा ॥ ७ ॥

× × × ×

एकदशशतसहस्रायुतलक्षप्रयुतकोटयः क्रमशः ।
अर्बुदमब्जं खर्वनिखर्वमहापद्मशङ्कवस्तस्मात् ॥ २ ॥
जलधिश्चान्त्यं मध्यं, परार्धमिति दशगुणोत्तराः संज्ञाः ।
संख्यायाः स्थानानां, व्यवहारार्थं कृताः पूर्वैः ॥ ३ ॥

**ગણિતસાર કૌમુદી–આદિ ભાગ—**

पडिकाइणि तह काइणि, पडिविस्संसा तहेव विस्संसा ।
जाव य होंति विसोवा, वीसउण कमेण नायव्वा ॥ ३ ॥
वीसि विसोइहि दम्मो, पंचासि टकऊ-इक्को ।
वीस कम दोह वित्थरी, अहकं विसद्दि विसगहउ ॥ ४ ॥

---

કાકિણી નામનો સિક્કો એ દિવસોમા ભારતમા વિખ્યાત હોય એમ જણાય છે, આચાર્ય ભાસ્કર પછી શ્રીહેમચન્દ્રસૂરિજીએ પોતાના 'દ્વ્યાશ્રય કાવ્ય'મા પણ આનો ઉલ્લેખ કર્યો છે.

૨. 'विजयनगर साम्राज्यका इतिहास' પૃષ્ઠ ૧૮૬મા ઉપર્યુક્ત શ્લોકનું બીજુ ચરણ, જેવુ છે તેવો જ પાઠ કોઈ પણ પ્રકારના પરિવર્તન વિના 'शिवतत्त्वरत्नाकर'માં મળી આવ્યાનો ઉલ્લેખ કરવામા આવ્યો છે અમારા ધ્યાનમા છે કે, મૂળ પાઠ ભાસ્કરાચાર્યનો જ હોવો જોઈએ.

૩ તુલના કરો—

हस्तोङ्गुलविंशत्या, चतुरन्वितया चतुष्करो दण्ड ।
तद्द्विसहस्र क्रोशो, योजनमेकं चतुःक्रोशम् ॥ —શ્રીધરાચાર્ય રચિત 'ગણિતસાર'

આ પ્રકારે ઘણાયે શ્લોકો તુલના માટે આપી શકાય

पव्वंगुलि चउवीसिहि, बत्तीस करंगुलीय विन्नेया ।
अट्ठि जवि तिरिय गेहं, पव्वंगुलि इक्कु जाणेह ॥ ५ ॥

चउवीसंगुल हत्थो, पंडिय चउहत्थि हवइ डंडुइगो ।
विहुसहसि दंडि कोसो, चहु कोसिहि जोयणो इक्को ॥ ६ ॥

इह भणियं सरहत्थं, विक्खंभायामगुणिय पडहत्थं ।
वित्थारहु उदयगुणं, तं घणअत्थं वियाणाहि ॥ ७ ॥

चहुं कर पुडेहि पाई, चहुं पाई एगुमाणओ भणिओ ।
चहुमाणेहि विसेई, सोलस सेई भवे पत्थो ॥ ८ ॥

छहि गुंजि मासओ हुइ, तेहिवि चहुं टंकि दसहि पलो ।
छहि पल्लिहि इक्कु सेरो, सेरेहि चालीसि इक्कु मणो ॥ ९ ॥

जवि सोलसेहि मासऊ, तेहिवि चहुं टंकु तोलओ तिउणो ।
सोलहि जवेहि वन्नी, बारहि वन्नी महाक्रणउ ॥ १० ॥

सट्ठी पलीए घडिया, घडिया सट्ठि इगु दिणु रयणी ।
दिणि रयणि तीसि मासो, बारहि मासंमि वरिसु इगो ॥ ११ ॥

एगं दह सयसहस्सं, दससहस्सलक्खं तहेव दसलक्खं ।
कोडित दहसकोडी, अव्वं दस अव्व जाणेह ॥ १२ ॥

खव्वं तह दसखव्वं, संख दससंख पउम दसपउम ।
नीलं तह दसनीलं, नीलसयं नीलसहसं व ॥ १३ ॥

दससहस्स नील तह पुण, नीलं लक्खो वि नीलदसलक्खं ।
तह कोडि नील इच्चाइ, संखं अंकाइं नामाइं ॥ १४ ॥

પાઠક જોઈ શકશે કે, ફેરુએ આ પ્રકરણમા પોતાના સમયના કેટલાક અનુકૂળ વિચારોને પણ સ્વતંત્રરૂપે લખ્યા છે. સમયના પ્રભાવથી કોઈ બચી શકતુ નથી. બને ગ્રથોની સદર્ભ-પક્તિઓ અનુસાર આગળ પણ ઘણીખરી સમાનતા જોવામા આવે છે પરતુ સ્થાનાભાવે એ બધી પક્તિઓ અમે અહી ઉદ્ધૃત કરતા નથી. 'લીલાવતી'મા ક્ષેત્રવ્યવહારના માપોને સ્પષ્ટ કરવા માટે આવશ્યક વિવિધ પ્રકારના યત્રો આપવામા આવ્યા છે તેમ ફેરુએ પણ પોતાના વિષયને અધિક સુગમ બનાવવાના હેતુથી મોટી સખ્યામા યત્રો આપેલાં છે 'આ યત્રોની અમે તુલના પણ કરી હતી, પરતુ એમા કઈક મતવૈષમ્ય હોવાનુ જણાય છે. આપણે ધ્યાનમાં રાખવુ જોઈએ કે, ઉપર્યુક્ત બને લેખકોનો અસ્તિત્વસમય પણ જુદો જુદો છે. આથી ૧૪ મી શતાબ્દીના કેટલાક પ્રાંતીય પરિવર્તનોનો સગ્રહ ફેરુએ કર્યો હોય તો આશ્ચર્ય

ન કહેવાય આ ગ્રંથના વાસ્તવિક રહસ્યને સમજવામાં જૈનાચાર્ય શ્રીમહાવીરાચાર્ય કૃત '**ગણિતસાર**' પણ ઓછો મદદગાર નથી

આ ગ્રંથમાં ફેરુની ઐતિહાસિક મનોવૃત્તિની ઝળક સ્પષ્ટ છે આથી કહેવું જોઈએ કે, જો કે ફેરુ ભાસ્કરાચાર્યથી અવશ્ય પ્રભાવિત હતા, છતાં કેટલાયે વિષયોમા તેઓ સ્વતંત્ર પણ છે અને પોતાના મૌલિક વિચારો, જે ઇતિહાસ અને વિજ્ઞાનની દૃષ્ટિએ અત્યંત મૂલ્યવાન છે, તેને લિપિબદ્ધ કર્યા છે, જેનો ઉલ્લેખ સુદ્ધા 'લીલાવતી'માં નથી જેમ કે—દેશાધિકાર, વસ્ત્રાધિકાર, તાત્કાલિક ભૂમિ-કર, ધાન્યોત્પત્તિ વગેરે આ પ્રકરણો નાનાં છે પરંતુ આમાં ઘણી મહત્ત્વપૂર્ણ સામગ્રી વિદ્યમાન છે જ્યાં સુધી અમારો અનુભવ છે ત્યાં સુધી તો આ વિષયો પર એ સમયે કોઈ પણ વિદ્વાને લેખિની ચલાવી નથી આ સંબંધમા ફારસી તવારીખો પણ મૌનાવલંબન કરી રહી છે અલ્લાઉદ્દીન અને કુતુબુદ્દીન બાદશાહોના સમયની સાંસ્કૃતિક અને સામાજિક સ્થિતિનું જ્ઞાન આ પ્રકરણોના સૂક્ષ્મતમ અધ્યયન પર નિર્ભર છે. એમાં વસ્ત્રોનો હિસાબ, સીમિત ભૂમિમાં કેટલુ અનાજ થતુ હતુ અને તેના ઉપર સરકારી કર કેટલો લાગતો હતો વગેરે વિષયો વર્ણવ્યા છે

સંસારનો અકાટ્ય નિયમ છે કે, સમયની ધારાનો પ્રભાવ સાહિત્ય અને કળા પર અવશ્ય જ પડે છે આ કથન ફેરુ પર પણ સોળે આના ચરિતાર્થ થાય છે

'ગણિતસાર કૌમુદી'માં બીજા ગ્રંથોની અપેક્ષાએ તાત્કાલિક લોકભાષાના શબ્દોનો વ્યવહાર ગ્રંથકારે વિશેષરૂપે કર્યો છે, જે ભાષાવિજ્ઞાનની દૃષ્ટિએ મહત્ત્વપૂર્ણ છે આથી અમે તો એ અનુમાન કરવાને પ્રસ્તુત છીએ કે, ફેરુને કેટલાક સમય સુધી કસ્ટમ—ચુંગી—દાણના અધિકારમાં પણ કામ કરવુ પડ્યુ હોય તો તે અસંભવિત નથી, કેમકે જે કંઈ પણ તેમણે વર્ણન કર્યું છે તે પ્રત્યક્ષ અનુભવીને જ સંભવિત છે

ગ્રંથમાં વિષયયંત્રના પ્રકરણમા કેટલાક એવા શબ્દો આવ્યા છે, જે અંક સંખ્યાસૂચક હોવાથી અમે અહીં આપીએ છીએ—" ખ (૦), કર (૨), અગ્ગિ (વહ્નિ ૩), રસ (૬), હિય (૫), જુગ (૪), ઈસર-ઈશ્વર-રુદ્ર (૧૧), નિહિ-નિધિ (૯), ઉવહી-ઉપધિ (૭), વસુ (૮), તિહિ-તિથિ (૧૫), કલા (૧૬), દિસિ (૧૦), સસિહર-શશધર (૧), દંત (૩૨), સુર (૩૩), સર-શર (૫), મુણિ-મુનિ (૭), ગુણ (૩), ગહ-ગ્રહ (૯), લોયણ-લોચન (૨), હુયયણ (૩), ઈંદિય-ઈંદ્રિય (૫) "

પ્રાચીન સંસ્કૃત પ્રાકૃત અને પ્રાંતીય ભાષાઓના ગ્રંથરચયિતાઓએ રચનાકાળ સ્પષ્ટતઃ સંખ્યામા ન લખતા આ શબ્દોમા લખેલો છે. ફેરુએ સ્વયં ગ્રંથરચના કાળને અંકોમાં ન લખતા આ શબ્દોનો જ ઉપયોગ કર્યો છે આ પ્રથા બહુ પ્રાચીન તો નથી જણાતી પરંતુ મધ્યકાળમા એનો પ્રચાર વિશેષ થયેલો જોવામા આવે છે આજકાલ જે 'એન્ટ્રીઝ' ચાલે છે, તેમા આ શબ્દોથી ભારે સહાયતા મળી શકે છે આ યંત્રનિર્માણ માટે જ લખવામાં આવ્યા છે.

**ધાન્યોત્પત્તિ પ્રકરણ—**

ધાન્યોત્પત્તિ પ્રકરણ અસંત આવશ્યક હોવાથી અમે જેમનુ તેમ અહીં ઉદ્ધૃત કરીએ છીએ—

खित्तस्स दीह वित्थर, विग्गयहा गुणिय हवंर भूसंखा,
वीस कमि दीह वित्थरि, अह कंविय सट्ठि विगहओ ।

अन्नस्स फलं जायइ, निप्पन्ने वीस वीसु वीगओ,
सट्ठिं[1] मण धन्न कुद्दवं[2], चउवीस मउट्ठं[3] जाणेह ।

चउलाँ[4] मण बावीसं, तिल सोलस मुग्गं[5] मास अट्ठारं,
वीसकं गुणिय चीणयं[6], पनरह करी सवाई ।

सोलस मण कप्पासाँ[7], चालीस जुवारो[8] दसमणी तहय,
इक्खु[9] सवाणिय साहा, इत्तो आसाढियं जाण ।

गेहूवं[10] पणयालीसं[11], कसांवं[12] मस्सूरं[13] चणयं[14] बत्तीसं,
जवं[15] छप्पन्न मणाइं, सरिसमं[16] अलसी[17] इकरऽदंस ।

वट्टुला तोरी[18] कुलत्थां[19], चउदस मण होति सव्व कण तुलिया,
जीरा धणिया दसमण, परसिक्कय मज्झि गणयंति ।

सव्वे वि वेसवारा, हालिम मत्थीय सग्ग वत्तीय,
कार धन्नाइ सक्केय, सउदम्म करस विग्गहए ।

इति धान्योत्पत्ति ।

અહી એક વાતનો ઉલ્લેખ કરવો અનિવાર્ય જણાય છે કે, શ્રીધરાચાર્ય રચિત 'ગણિતસાર'[20] ઉપર નિર્માણ કરેલ ટબો, જેની એક પ્રતિ વિ. સં ૧૪૪૯ વૈશાખ વદિ ૧૧ ને રવિવારે લખેલી તે વડોદરા, ઓરિયંટલ સેન્ટ્રલ લાયબ્રેરીમા વિદ્યમાન છે તેમાં ફેરુના કેટલાક સિદ્ધાંતોનુ અનુસરણ કરેલુ જોવામા આવે છે, જે ગણિત અને મધ્યકાલીન ભારતીય તોલ-માપોની દૃષ્ટિએ ગ્રંથ મૂલ્યવાન છે 'લીલાવતી' અને ફેરુએ જે પરિભાષાઓ આપી છે, તેને જ મળતાઝુલતા કેટલાક શ્લોકો આમા જોવામાં આવે છે. જેનો ઉલ્લેખ યથાસ્થાન અમે આ નિબંધમા કર્યો છે. ઠક્કર ફેરુએ અન્ય ગ્રથો અનુસાર આમાં રચનાકાળનુ સૂચન કર્યું નથી પરતુ એમા સદેહ નથી કે, તેમણે આ ગ્રથનુ નિર્માણ વિ૦ સ૦ ૧૩૭૨ થી ૧૩૮૦ ના વચગાળાના કોઈ વર્ષમાં કર્યું હશે. આ વિષય ઉપર તુલનાત્મક દૃષ્ટિએ ભવિષ્યમા વિસ્તારથી પ્રકાશ પાડવાની અમારી ઇચ્છા છે એટલે અહીં વધુ લખવુ અપ્રાસગિક થશે

---

૧ સાઠ ૨ કોદરા, ૩ મઠ, ૪ ચોખા, ૫ મગ, ૬ ચણા, ૭ કપાસ, ૮ જુવાર, ૯ શેરડી, ૧૦ ઘઉ, ૧૧ એતાલીસ, ૧૨ ધાન્યવિશેષ, ૧૩ મસૂર, ૧૪ ચણા ૧૫ જવ, ૧૬ સરસવ, ૧૭ અલસી, ૧૮ તુવેર, ૧૯ કુલથી, ૨૦ અમારા પરિચિત પ્રો૦ શ્રી ભોગીલાલ સાંડેસરાએ આ વિષય ઉપર એક નિબધ ગુજરાતી સાહિત્ય સમ્મેલન, ૧૨ મા અધિવેશનમાં અમદાવાદમા વાચ્યો હતો. તેમાં તેમણે આ વિષય પર આથીયે વધુ વિસ્તારથી ચર્ચા કરી છે.



# मदन रचित सीमंधर स्तवनमें ऐतिहासिक उल्लेख

सपा० · श्रीयुत अगरचंदजी नाहटा

**मध्य कालसे** जैन कवियो और लेखकोकी ऐतिहासिक दृष्टि बहुत ही उल्लेखनीय एवं महत्त्वपूर्ण है। उन्होने प्राचीन इतिहासके संरक्षणका प्रयत्न करनेके साथ साथ समकालीन वृत्तांतोका भी बहुत अच्छा उल्लेख किया है। बहुतसे आचार्यो व श्रावको तथा तीर्थो संबंधी रास, चरित, गीत, तीर्थमाला, चैत्यपरिपाटी आदिकी रचना करनेके साथ साथ ग्रंथोकी रचना व लेखनप्रशस्तियो तथा मंदिर एवं मूर्तियोके लेखोमें इतिहासकी जो प्रमाणिक व महत्त्वपूर्ण सामग्री अंकित की है वह जैन इतिहासके लिये ही नहीं, अपितु सारे भारतके इतिहासके लिये भी बड़े कामकी है। विगत २५, ३० वर्षोमें ऐसे ऐतिहासिक ग्रंथो, प्रशस्तियो, लेखोको प्रकाशित करनेका अच्छा प्रयत्न हुआ है फिर भी सामग्रीकी विशालताको देखते हुए अभी इस दिशामें बहुत बड़ा काम करना है।

इस लेखमें **मदन** नामक ओसवाल श्रावककी रचित "सीमंधर स्तवन"के अंतिम कुछ पद्य दिये जा रहे है। जिनमें संवत १७८२ तथा ८३ में गुजरातमें जो अत्याचार हुए उनका महत्त्वपूर्ण उल्लेख है। इस संबंधमें अन्य ऐतिहासिक साधनो द्वारा विशेष प्रकाश डाला जाना आवश्यक था, पर आवश्यक सामग्री व समयके प्रभावमें वैसा हो नहीं पाया। आशा है, अन्य विद्वान इस संबंधमें अपनी जानकारी शीघ्र ही प्रकाशमें लायेंगे। इस स्तवनका पहला पत्र जिसमें कि २९ पद्य है वह मुझे प्राप्त नहीं है। अतः किसीके पास भी हो तो प्रकाशमें लायें।

## सीमंधरस्वामी स्तवन

### ( मदन रचित सं० १७८३ )

**सतरै सै रे त्यासी** वरसै फागुणौ, सुदि पांचमि रे **सीधपुरइ** थयां सांभलौ।
दक्षिणी दल रे कदम काठो लेई ऊतरचो, कौल देई रे पतली नइ बेटी वल्यो ॥ ९३ ॥
बेटी वल्यो त्रिशना तणै वस, पापनो डर नवि करचौ।
लाख धन लेई करी वली, ओल पकडी नीसरचो ॥ ९४ ॥
**दिलीपति** सुलतांण **महंमद, सिर बिलंद** गुजर थकां।
देश दंड कीधा ओल लीधा, तेह वारी नवि सक्या ॥ ९५ ॥

**भाद्रव** गांमै रे, मुंकी निज थांनक गया। मन माहे रे खिर मातर नाणी दया।
नही पासै रे किहां थकी धन आपीयै। मुंक्या ऊपर रे नित नित जन संतापीयै ॥९६॥
संतापीयै सहु लोक नै तिहां, लंड अधिकारी कीया।
लांच लेई धीग काढ्या, भला नर ओलइ दीया ॥ ९७ ॥
तेह पासै नही अधिक धन, देवा लेवा किहां थकी।
दीठा बहु जन पीडता त्यांरे, मै जाण्यौ करता नथी ॥ ९८ ॥
होवै करता रे अै दुख किम सांखी सकइ, हुं जाणूं रे करम तणै चढिया धकै।
ते माटै रे आपणा पाप आलोचीय, दुख पांमी रे करम कर्या सोचीयइ ॥ ९९ ॥
सोचीयइ करणी आपणी, तेमैं अमे पिण भेला हुता।
**लालजी** साटै गृही दीधा, पापीयां **वेला**मै हता ॥ १०० ॥
मन मांहे खेद पांम्यो, पिता परलोक थयो सुण्यौ।
दुखभंजन सुखरंजन, स्वामि**सीमंधर** थुण्यो ॥ १०१ ॥
**सतर सै रे त्रयासीयै** मौन एकादशी, गुरु अश्विनी रे वार जोग वेला तिसी।
जोग गुर नौ रे शास्त्र तणौ न हुतो कनइं, कालावाला रे आवडता ताजि सुनइ ॥१०२॥
जेह माहरी मति प्रसंगइ, ऊपनौ तिम उच्चर्यो।
पंडित प्रीछी सुध करज्यो, रखे मुझ हासी करौ ॥ १०३ ॥
तपगच्छ श्री**विजयक्षमासूरि**, तास श्रावक परणम्यो।
कहे **मदन ओसवाल** ज्ञानी, वीसविश्वा जिन नम्यौ ॥ १०४ ॥
सीमंधर रे वीनतडी अवधारीयइ, सुखदीजइ रे भव भव दुष्कृत वारीयइ।
तरणतारण रे विरूद धरावौ जै तुमे, झाझूं स्यू रे प्रभु प्रतइ कहियइ अमे ॥ १०५ ॥
झाझं प्रभुजी किसूं कहीयइ, सरणागत प्रतिपालीयइ।
सुखकारक दुखवारक सेवकजन संभारीयइ ॥ १०६ ॥
इहलोक सुख परलोक साधन, दुकृत हरि भव भव जनां।
भणै गुणै नइ साभलइ, गुणस्तवै **सीमंधर**तणा ॥ १०७ ॥

कलश—पूरव दिश ईसाणो महाविदेहे, पुंडरीकिणी नयरी।
सीमंधर जिनदेवो, विहरमांणो नमंसामि ॥ १०८ ॥

॥ इति सीमंधर स्वामी स्तवनं ॥ ढाल १५, गाथा १०८ ॥

( पद्य ४ प्रति, प्रथम पत्र नहीं मिला )



# નાગોર—નવ જિનમંદિર સ્તવન

સંપાદક · શ્રીયુત ભંવરલાલજી નાહટા

'શ્રી જૈન સત્યપ્રકાશ'ના વર્ષ ૧૨, અંક ૪મા 'નાગોર-ચૈત્યપરિપાટી' શીર્ષક અમારો લેખ પ્રકાશિત થયો છે, તેમાં સાત જૈન મંદિરોનો ઉલ્લેખ હતો હાલમાં મને એક બીજુ સ્તવન મળ્યું છે, જે સં ૧૬૭૮ના માગશર વદિ ૧૩ના રોજ **શ્રીપુણ્યરુચિએ** નાગોરમાં બનાવ્યું છે તેમાં ત્યાંનાં નવ જૈન મંદિરોનો ઉલ્લેખ છે વર્તમાનમાં નાગોરમાં માત્ર પાંચ મંદિરો છે અને 'ચૈત્ય પરિપાટી' તેમજ **શ્રીવિમલચારિત્રના 'અંજનાસુંદરી ચોપાઈ'** માં સાત જૈન મંદિરોનો જ ઉલ્લેખ છે, જે સં ૧૬૬૩માં રચાયેલ છે આ લેખ સાથે પ્રકાશિત થતા સ્તવનથી એક મહત્ત્વપૂર્ણ હકીકતનો પત્તો મળે છે કે, સ. ૧૬૬૩થી સં. ૧૬૭૮ના ગાળામાં બે બીજા મંદિરો બંધાઈને પ્રતિષ્ઠિત થયાં, જેમાં એક શ્રીમુનિસુવ્રત-સ્વામીનુ અને બીજુ શ્રી આદિનાથ ભગવાનનુ હતુ

નાગોર ઘણુ પ્રાચીન શહેર છે અને તેમાં જૈનધર્મનો પ્રભાવ સારા પ્રમાણમા રહ્યા કર્યો છે વચ્ચે મુસલમાની શાસનકાળ અને બીજાં યુદ્ધો વગેરેના કારણે પ્રાચીન મંદિરો, મૂર્તિઓ તેમજ જ્ઞાનભંડારો નષ્ટ થઈ ગયા નાગોરના મંદિરોની મૂર્તિઓના લેખો શ્રીહરિસાગરજી અને શ્રી વિનયસાગરજીએ લીધા હતા તેમાંથી જે અપ્રકાશિત હોય તે જલદીથી પ્રકાશમાં લાવવા જોઈએ હીરાવાડીનો લેખ ૧૨મી શતાબ્દીનો છે, જે મે સ્વયં લીધો છે, તેની નકલ હાથ લાગતાં અમે પ્રગટ કરીશું.

## નાગોર—જિનમંદિર સ્તવન

**સકલ સૂરિમાં** દીપતઉ, શ્રી નિ........રિંદોજી,
તસ પદપંકજ વંદીનઈ, ગાઉં શ્રીજિનચંદોજી. ૧
અરિહંત દેવ આરાહુ... ... .. . .... તિ દાતારોજી,
કર્મ ખપી મુગતિ ગયા, પામ્યઉ ભવનઉ પારોજી. ૨
નગર ગ્ર.........  ........, નાગોર નીકઓ નામોજી;
નવ સંખ્યાઇં તિહાં ભલા, જિનમંદિર અભિરામોજી અરિ૦ ૩
( પહિલ ? ) ઇ જિનમંદિર જાઈ, ભેટું ઋષભ (૧) જિણંદોજી;
પાપ સવે દૂર ગયું, પામું પરમાણંદોજી અરિ૦ ૪
મુનિસુવ્રત જિન (૨) વીસમઉ, બીજઇં જિનપ્રાસાદોજી;
બઈ કર જોડી તે નમું, થુણુસ્યું નવલઈ નાદોજી. અરિ૦ ૫
દુ:ખ દાલિદ દૂરિં ગમઈ, શાંતિ જિનેસર (૩) દેવોજી,
મોહન મૂરતિ દીપતી, સુરનર સારઈ સેવોજી અરિ૦ ૬
આદિ જિનેસર (૪) પૂજીઇં, હીરાવાડીમાયોજી,
ભવિયણ ભાવઇ જે નમઈ, તસ ઘરિ નવ નિધિ થાયોજી અરિ૦ ૭
મસ્તકિ મુગટ વિરાજતો, કુંડલ કાને સારોજી;
વીર જિનેસર (૫) નિત નમઉ, જિનગુણ ન લહુ પારોજી. અરિ૦ ૮

છઠ્ઠઇં નઇં વલી સાતમઈં, મરુદેવીનઉ નંદોજી (૬-૭);
　　ત્રિભુવન રૂપિં મોહીયો, વારઈ દોહગ દંદોજી. અરિ૦ ૯
આઠમઇં જિનહર પાસજી (૮), નીલવરણ તનુ ચંગોજી;
　　પરતિખ મહિમા જાગતઉ, પૂજ કરું મન રંગોજી. અરિ૦ ૧૦
નઉમઇં જિનમંદિર જાઈ, વાંદુ શ્રીજિન વીરોજી (૯)
　　ત્રિસલા રાણી જનમીયો, એ જિન સાહસધીરોજી. અરિ૦ ૧૧
પ્રહ ઊઠીએ નરનારી, પહરી સબ સિણગારોજી;
　　જિનવર મુખ એ દેખસ્યઈ, ભરસ્યઈ સુકૃત ભંડારોજી. અરિ૦ ૧૨
સંવત સોલઅઠોતરઈ, નાગોર નયર મઝારોજી;
　　મગશિર વદિ તેરશ દિને, થુણીઆ જિન જયકારોજી. અરિ૦ ૧૩
કવિકુલમાંહે કેસરી ઉદયરુચિ રાયોજી;
　　પુણ્યરુચિ ભાવિતા નમીઈ, જિન નામિ બહુ થાયોજી. અરિ૦ ૧૪

ઇતિ શ્રી નાગોર જિનમંદિર સ્તવનમ્. । પંડિત શ્રી પૂ શ્રી સુમતિરુચિ ગ૦ શિષ્ય વિદ્યારુચિલિખિતમ્ ॥ (પત્ર ૧ કિનારાથી પત્ર કંઈક તૂટેલ છે)

આ સ્તવનનુ પત્ર કિનારેથી કંઈક ખડિત હોવાથી કેટલાક પાઠ ત્રુટિત રહી જાય છે, પરંતુ એથી મંદિરોનાં નામો જાણવામાં કોઈ અડચણ પડતી નથી.

[ અનુસંધાન પૃષ્ઠ : ૫૬ થી ચાલુ ]

A. ૩૫–આ૦ ઉદ્દ્યોતનસૂરિ (સં. ૯૯૫), ૩૬. આ૦ સર્વદેવસૂરિ (સં. ૧૦૨૦), ૩૭ આ૦ દેવસૂરિ (સં ૧૧૨૦), ૩૮ આ૦ સર્વદેવસૂરિ (સં ૧૧૨૯), ૩૯ આ૦ નેમિચંદ્રસૂરિ (સ ૧૧૩૯), ૪૦. આ૦ મુનિચંદ્રસૂરિ (સ્વ સં ૧૧૭૮), ૪૧ આ. અજિતદેવસૂરિ, આ૦ વાદિદેવસૂરિ (સ્વ. સં ૧૨૨૬)

B ૩૫–આ૦ ઉદ્દ્યોતનસૂરિ (સ ૯૯૫), ૩૬ આ પ્રદ્યુમ્નસૂરિ, ૩૭–આ૦ અજિતદેવસૂરિ, ૩૮ શ્રી યશોદેવગણી તેમણે 'રયણચૂડકહા' લખી, અને આ૦ અભયદેવસૂરિને નવાંગી વૃત્તિઓમા મદદ કરી (સ ૧૨૨૦, સ ૧૨૨૮)

C ૩૫ આ૦ ઉદ્દ્યોતનસૂરિ, ૩૬ આ૦ માનદેવસૂરિ, ૩૭ ઉપા જિનદેવગણી, ૩૮ આ૦ હરિભદ્રસૂરિ, તેમણે 'પ્રાચીન કર્મ ગ્રંથની ટીકા' વગેરે બનાવ્યાં (સ. ૧૧૭૨ થી ૧૧૮૫)

D ૩૫ આ૦ ઉદ્દ્યોતનસૂરિ ૩૬ આ૦ વર્ધમાનસૂરિ (સ્વ સં ૧૦૮૮), ૩૭ આ૦ જિનેશ્વરસૂરિ (સ્વ સ ૧૧૧૦ લગભગ), ૩૮ નવાંગીવૃત્તિકાર આ૦ અભયદેવસૂરિ (સ્વ૦ સ ૧૧૩૯) વગેરે

૩. આ૦ ચક્રેશ્વરસૂરિ વડગચ્છના હતા (સ ૧૧૮૭), જે આ૦ વાદિદેવસૂરિના આચાર્યપદ સ. ૧૧૭૪)ના સમકાલીન આચાર્ય છે

આ રીતે મડાર, વડગચ્છ અને આ૦ ચક્રેશ્વરસૂરિજી (સ ૧૧૭૪) એ ત્રણ બાબતો પર વિચારપરિશીલન કરવાથી મડાહડા ગચ્છનું મૂળ બરાબર મળી આવે છે તો હવે આપણે એ પર આગળ વિચાર કરીશુ.



# ક૦ સ૦ આ૦ શ્રીહેમચંદ્રસૂરીશ્વરજીની દીક્ષા કુંડલીમાં સુધારો

લેખક : પૂજ્ય મુનિરાજ શ્રીદર્શનવિજયજી (ત્રિપુટી)

'**જૈન સત્ય પ્રકાશ**' ક્રમાક ૨૪૨ મા ઉપરના શીર્ષકવાળો મારો લેખ છપાયો છે, તેમાં પૃ૦ ૩૬ માં મેં લખ્યુ છે કે—

**धर्मस्थिते चांद्रे वृषोपगे**—વૃષનો બુધ ધર્મમાં રહેતા એ રીતે અહી નવમા સ્થાનમાં વૃષ રાશિ અને બુધ બતાવ્યા છે

કપડવજથી કાવ્યમાર્તડ મુનિ શ્રીમાનતુગવિજયજી જણાવે છે કે, 'આ કુડલીમાં બુધનુ સ્થાન બરાબર નથી વગેરે' મુનિશ્રીની આ સૂચના સાચી છે એટલે બુધ સબધી ફરી વિચાર કરવાનો રહે છે

મુદ્રિત 'પ્રભાવક ચરિત્રો'મા ઉક્ત શ્લોકમાં **चांद्रे** શબ્દ છે, પરતુ મહા શુદિ ૧૪ ના દિવસે પુષ્ય અને કર્કનો ચદ્ર હોય, રોહિણી અને વૃષભનો ચદ્ર ન હોય, તેમજ આ શ્લોકોમા બુધ માટે બીજો કોઈ નિર્દેશ નથી એટલે અહી **चांद्रे** શબ્દ રાખી એ પાઠનો સરળ અર્થ "નવમા સ્થાનમા વૃશ રાશિનો બુધ" બતાવ્યો છે પરતુ સૂર્ય છટ્ઠા સ્થાનમા છે તેથી બુધ નવમા સ્થાનમાં નહી કિન્તુ છટ્ઠા, સાતમા કે આઠમા સ્થાનમાં રહેવો જોઈએ

એટલે આપણે હવે એ શ્લોકાંશનો બીજો અર્થ વિચારીએ

**वृष** શબ્દથી વૃષભરાશિ અને ધર્મભવન લેવાય છે **धर्म** શબ્દનો અર્થ ધર્મ અને નીતિ થાય છે. ધર્મનું ભવન નવમુ છે જ્યારે નીતિનુ ભવન પાંચમું છે

'જાતકાભરણ'મા ઉલ્લેખ છે કે-**गर्भस्थितिर्नीतिसंस्था। सुताभिधाने भवने** એટલે કે પાંચમુ ભવન નીતિનુ સ્થાન છે

બીજુ **धर्मस्थिते** ને બદલે **धर्म्यस्थिते** પાઠ હોવાનુ માની લઈએ તો **धर्म्य**નો અર્થ ન્યાય, નીતિ, અને ઔચિત્ય વગેરે હોવાથી પાંચમુ સ્થાન જ નક્કી થાય છે અને એ રીતે બુધને માટે યોગ્ય ભવન મળી આવે છે

આ અપેક્ષાએ શ્લોકનો અર્થ કરીએ તો મકરનો બુધ પાંચમા ભવનમા આવશે

**धर्मस्थिते चांद्रे वृषापगे**—બુધ (૧) **वृष**-ધર્મથી પુષ્ટ, **धर्म**ની-તિના સ્થાનમા રહેતાં, (૨) **वृष**-વૃષભ રાશિથી ૯મા ધર્મસ્થાનમા રહેતા, (૩) વૃષભરાશિથી ધર્મભાવમા રહેતાં (૪) **वृष**-ધર્મથી પુષ્ટ, **धर्म्य**-ઉચિત સ્થાનમા રહેતા (સૂર્યની પાસેની રાશિમા રહેતા) (૫) **वृषोपगे**-વૃષભરાશિમા રહેલ શનિથી પુષ્ટ (શનિના ઘરમા) નવમા ભવનમાં રહેતા વગેરે અર્થો થાય છે.

મકરનો બુધ પાંચમા ભવનમાં હોય તો તે બુદ્ધિ, સંતતિ, વિદ્યા, શિષ્ય અને નીતિને પોષે છે મનુષ્યને અત્યત સુખી, રાજમાન્ય, કલાનિષ્ણાત અને ધર્મી બનાવે છે.

આ રીતે ક સ આ શ્રી હેમચદ્રસૂરીશ્વરજીની દીક્ષા કુડલીમાં બુધ મકરરાશિનો બને છે અને પાંચમા ભવનમા આવે છે તે પણ ઉત્તમ છે.



# દશ આશ્ચર્યો

લેખક : પ્રો૦ શ્રીયુત હીરાલાલ ર. કાપડિયા, એમ. એ.

[ ગતાંકથી ચાલુ ]

(૭) **'હરિવંશ' કુળની ઉત્પત્તિ**—આના સ્પષ્ટીકરણરૂપે **અભયદેવસૂરિએ** નીચે મુજબનુ (પત્ર ૫૨૪ અ—૫૨૪આ મા) કથન કર્યું છે:—

હરિ એટલે પુરુષવિશેષ, વંશ એટલે પુત્ર, પૌત્ર વગેરેની પરંપરા 'હરિવંશ' એ એક કુળનું નામ છે. એમ સાભળવામા આવ્યુ છે કે 'ભરત' ક્ષેત્રની અપેક્ષાએ ત્રીજુ એવુ જે 'હરિવર્ષ' નામનુ યુગલિકોનુ ક્ષેત્ર છે ત્યાંથી (ઉપાડીને) એક યુગલને, એના પૂર્વ ભવના કોઈ વેરી વ્યતરદેવે 'ભરત' ક્ષેત્રમા મૂકી દીધુ. એ યુગલને પુણ્યના પ્રભાવે રાજ્ય મળ્યુ. હરિવર્ષમાં ઉત્પન્ન થયેલા 'હરિ'[1] નામના પુરુષનો આદ્યવંશ તે (હરિવંશ કુળ)

અહી એ ઉમેરીશ કે 'હરિવંશ' કુળની ઉત્પત્તિ વિષે **વસુદેવહિણ્ડી** (ભાગ ૨, લંભક ૨૪, પૃ. ૩૫૬–૩૫૮)મા વિસ્તૃત નિરૂપણ છે. એનો સારાશ હુ અહી આપુ છું:—

'વત્સા' નામના જનપદની 'કૌશાંબી' નગરીમા **સંમુખ** નામે રાજા હતો. એ રાજાએ **વીરક** નામના વણકરની અતિશય રૂપાળી પત્ની નામે **વનમાલાનુ** હરણ કર્યું. એથી વિલાપ કરતો અને ગાડો બની ગયેલો એ **વીરક** બાલતપસ્વી (તાપસ) બન્યો.

એક વેળા **વનમાલાની** સાથે ગોખમા બેઠેલા **સંમુખે વીરકની** દયાજનક અવસ્થા જોઈ વિચાર્યું કે મે ખોટું કાર્ય કર્યું છે. **વનમાલાને** પણ આવો વિચાર આવ્યો એવામાં એ બંને ઉપર વીજળી પડી અને તેઓ 'હરિવર્ષ'માં યુગલિક તરીકે ઉત્પન્ન થયાં.

આ તરફ પેલો **વીરક** કાલધર્મ પામીને 'સૌધર્મ' દેવલોકમાં ત્રણ પલ્યોપમની સ્થિતિવાળો કિલ્બિષિક દેવ થયો પેલા યુગલનુ એક કરોડ પૂર્વનુ આયુષ્ય બાકી હતુ તેવામા એ દેવને એ યુગલિકો સાથેનુ વેર સાભર્યુ અને એણે એ બનેનુ આયુષ્ય ઘટાડીને એક લાખ વર્ષનુ બનાવી દીધુ

(ભરતક્ષેત્રમા) ચંપામાં 'ઇક્ષ્વાકુ' કુળનો **ચદ્રકીર્તિ** રાજા અપુત્રીઓ મરણ પામ્યો. નગરજનો રાજાની શોધમાં હતા ત્યા એ દેવ, આ યુગલ ભલે નરકે જાય એમ વિચારી 'હરિવર્ષ'માંથી એ યુગલને ઉપાડી લાવ્યો 'હરિવર્ષ'ના 'ચિત્રરસ' નામનાં વૃક્ષો ત્યા લાવી પેલા દેવે નગરજનોને કહ્યુ કે આ વૃક્ષના ફળોને માંસનો રસ લગાડી આ યુગલને ખાવા આપજો. દિવ્ય પ્રભાવ વડે એ દેવે આ યુગલની—બને જણની કાયા સો ધનુષ્ય જેટલી ઊંચાઈવાળી બનાવી

એ યુગલનો પુરુષ **હરિના** નામથી અને સ્ત્રી **હરિણીના** નામથી પ્રસિદ્ધિ પામ્યાં એ રાજા–રાણીને **પૃથ્વીપતિ** નામે પુત્ર થયો અને આગળ જતા આ વંશ–'હરિવંશ' ખૂબ ફાલ્યો-ફૂલ્યો એ વંશમાં **યદુ, કૃષ્ણ** અને **નેમિનાથ** થયા.

---

૧ "ततो हरिवर्षजातहरिनाम्नो पुरुषाद्यो वंश स तथेति" એમ વૃત્તિમાં પાઠ છે, તે તો અશુંદ્ધ જણાય છે. એટલે મે ઉપર મુજબ કામ ચલાઉ ઉત્તર આપ્યો છે.

**સ્થાનાંગ-સમવાયાંગ**ના ટિપ્પણ ( પૃ ૮૯૬ )માં તેમજ **સુબોધિકા** (પત્ર ૨૫-આ)માં **વીરક** વ્યંતર દેવ થયાનો ઉલ્લેખ છે, તો શું આ અન્ય કોઈ પરંપરાને આભારી છે ?

(૮) **ચમરનો ઉત્પાત—ચમર** એ અસુરકુમારનો ઇન્દ્ર થતો હતો એણે ઊર્ધ્વગમન કર્યું. તે 'ઉત્પાત' ગણાય છે આને અંગે **અભયદેવસૂરિએ** ઉપર્યુક્ત ટીકા ( પત્ર ૫૨૪-આ) માં નીચે પ્રમાણે કથન કર્યું છે :—

એમ સાંભળવામાં આવ્યું છે કે 'ચમરચચા' રાજધાનીના નિવાસી **ચમર** ઇન્દ્રે ઉત્પન્ન થતાં અવધિજ્ઞાન વડે ઊંચે જોયુ તો 'સૌધર્મ'માંના **શક્ર** ઇન્દ્રને પોતાના માથા ઉપર રહેલો જોયો એથી એ માત્સર્યથી ધમધમી ગયો. **શક્ર**નો તિરસ્કાર કરવાની બુદ્ધિથી એ અહીં 'સુસુમાર' નગરના ઉદ્યાનમાં એક રાતની પ્રતિમાને ધારણ કરીને રહેલા, છદ્મસ્થ-જીવન ગાળતા ભગવાન **મહાવીર**ની પાસે આવ્યો અને એણે આદરપૂર્વક એમને વંદન કર્યું, પછી હે પ્રભુ! દુશ્મન વડે પરાજિત થયેલા એવા મને તમારા ચરણકમલનું શરણ હોજો એમ મનમાં બોલી ભયંકરરૂપ ધારણ કરી, એક લાખ યોજનનું શરીર બનાવી, [1]પરિઘ-રત્ન-રૂપ આયુધને ચારે બાજુ ભમાડતો તેમજ ગર્જના અને આસ્ફોટન કરતો એ દેવોને ખિવડાવવા લાગ્યો. 'સૌધર્માવતંસક' વિમાનની વેદિકા ઉપર પગ મૂકી એણે **શક્ર**નો આક્રોશ કર્યો એથી ગુસ્સે થયેલા **શક્રે** એની સાથે જાજ્વલ્યમાન અને અનેક તણખામાથી વ્યાપ્ત એવા વજ્રને મૂક્યુ **ચમર** ભયભીત બની પાછો ફર્યો અને **મહાવીરસ્વામી**ને શરણે ગયો. **શક્રને** અવધિજ્ઞાનથી આ બાબત જણાતા, તીર્થંકરની આશાતનાની બીકે એણે વજ્ર લઈ લીધુ અને એ બોલ્યો: ભગવાનની કૃપાથી હું તને છોડી દઉં છું મારી બીક રાખીશ નહીં.

અહીં એ ઉમેરીશ કે આ ઘટનાનું વર્ણન **વિવાહપણ્ણત્તિ** (સ. ૩, ઉ ૨, સુત્ત. ૧૪૪-૪૫ )માં છે.

એવી ઘટના અનંત કાળે એકાદ વાર બને. એ ઊર્ધ્વ અસુર 'સૌધર્મ' સુધી જાય ગમનમાં તીર્થંકર જેવાના શરણની આવશ્યકતા રહેતી હશે એથી આ ચમરના ઉત્પાતને આશ્ચર્ય કહ્યુ છે

(૯) **એક સો આઠ સિદ્ધ**—આ સબધમા **અભયદેવસૂરિએ** શબ્દાર્થ સિવાય વિશેષ કશું કહ્યુ નથી **સ્થાનાંગ-સમવાયાંગ** ( પૃ ૮૯૬ )મા ટિપ્પણરૂપે નીચે મુજબ ઉલ્લેખ છે —

" ભગવાન ઋષભદેવની સાથે ઉત્કૃષ્ટ ૫૦૦ ધનુષ્યની અવગાહનાવાળા ૧૦૮ જણાએ સિદ્ધિગમન કર્યું આ પણ એક આશ્ચર્ય જ છે આ ઘટના આશ્ચર્યકર મનાય છે

પણ આવશ્યક નિર્યુક્તિમાં ( ગા [2]૩૩૩ અને [3]૪૩૪ ) ઋષભે દશ હજાર સાથે નિર્વાણગમન કર્યું એમ કહ્યુ છે તેની સગતિ શી ? "

---

૧ ઉત્તમ ભૂગળ.

૨ હારિભદ્રીય-ટીકાવાળી આવૃત્તિ પ્રમાણે જો આ ગાથાક હોય તો એ ગાથા અપ્રસ્તુત છે અન્ય કોઈ આવૃત્તિ પ્રમાણેનો આ ગાથાક હોય તો તે વિચારવુ બાકી રહે છે, નહી તો આ ગાથાક ખરો નથી એમ માનવુ પડે

૩ ' अट्ठावयम्मि सेले चउदसभत्तेण सो महरिसीण ।
दसहि सहस्सेहि सम निव्वाणमणुत्तर पत्तो ॥ ४३४ ॥

અહીં જે સંગતિનો પ્રશ્ન ઉઠાવાયો છે તે અસ્થાને છે—એ ગેરસમજનું પરિણામ છે. એના સમર્થનાર્થે હું ઉપર્યુક્ત સિદ્ધસેનીય વૃત્તિ (પત્ર ૨૬૦–આ)માં **સંઘદાસગણિકૃત** [1]**વસુદેવ ચરિત** (લંભક : ૫)માંથી જે અવતરણ અપાયુ છે તે રજૂ કરું છુઃ—

"भयवं उसभसामी जयगुरू पुव्वसयसहस्सं वाससहस्सूणयं विहरिऊण केवली अट्ठावयपव्वए सह दसहि समणसहस्सेहिं परिनिव्वाणमुवगओ चउद्दसमेणं भत्तेणं माघबहुले पक्खे तेरसीए अभीइणा नक्खत्तेणं। एगूणपुत्तसएणं अट्ठहिय नत्तुएहि सह एक्कसमएणं निव्वुओ। सेसाण वि अणगाराणं दससहस्साणि अट्ठसयऊणगाणि सिद्धाणि तंमि चेव रिक्खे समयंतरेसु बहुसु।"

આનો હું ગુજરાતીમાં અનુવાદ કરુ તે પૂર્વે સિદ્ધસેનીય વૃત્તિ (પત્ર ૨૬૦–આ) માંથી બે બાબત નોંધીશ:—

(૧) ઋષભદેવના નિર્વાણ સમયે ૧૦૮ એક સમયમાં સિદ્ધ થયા.

(૨) આ આશ્ચર્ય ઉત્કૃષ્ટ (૫૦૦ ધનુષ્યની) અવગાહનાની જ અપેક્ષાએ સમજવાનું છે, બાકી મધ્યમ અવગાહનવાળી ૧૦૮ વ્યક્તિઓ તો અનેક વાર (એક જ સમયમા) મોક્ષે જાય છે એ કાંઈ આશ્ચર્યરૂપ નથી

ઉપર્યુક્ત અવતરણનો અનુવાદ હુ નીચે મુજબ કરું છું :—

ભગવાન જગદ્ગુરુ ઋષભસ્વામી એક લાખ પૂર્વમાં એક હજાર ઓછાં વર્ષ સુધી કેવલી તરીકે વિહરીને [2]ચતુર્દશ ભક્તનો ત્યાગ કરી [3]માહ માસમાં કૃષ્ણ પક્ષમાં તેરસે 'અભિજિત્' નક્ષત્રમાં, 'અષ્ટાપદ' પર્વત ઉપર દશ હજાર શ્રમણો [4]સહિત પરિનિર્વાણને પામ્યા. એઓ એમના ૯૯ પુત્રો અને [5]આઠ પૌત્રો સહિત એક જ સમયમાં નિર્વાણ પામ્યા. દશ હજાર અનગારો (શ્રમણો)માંથી ૧૦૮ ઓછા (એટલે કે ૯૮૯૨) અનગારો તે જ નક્ષત્રમાં અન્ય બહુ સમયોમા સિદ્ધ થયા.

આ ઉપરથી નવ બાબતો તારવી શકાય છેઃ—

(૧) ઋષભદેવનો છદ્મસ્થ–પર્યાય એક હજાર વર્ષનો હતો

(૨) એમનો કેવલિ–પર્યાય એક લાખ પૂર્વમાં એક હજાર વર્ષ જેટલો ન્યૂન હતો

(૩) એમનો દીક્ષા–પર્યાય એક લાખ પૂર્વનો હતો.

(૪) એમનું નિર્વાણ 'અષ્ટાપદ' પર્વત ઉપર થયુ હતુ.

(૫) એમના નિર્વાણની તિથિ માહ વદ તેરસ છે.

(૬) એમના નિર્વાણ વખતે [6]'અભિજિત્' નક્ષત્ર હતુ.

---

૧. આ મહાકાય અને મહામૂલ્યશાળી ગ્રથ **વસુદેવહિંડી** તરીકે સુપ્રસિદ્ધ છે એમાં પૃ. ૧૮૫મા જે પાઠ છે તેમા કેટલાક શાબ્દિક ફેર છે, પરતુ એ અર્થદૃષ્ટિએ તો ભિન્ન નથી.

૨ છ ઉપવાસ ૩. ગુજરાતની અપેક્ષાએ પોષ વદ તેરસે ૪ આથી દસ હજાર ને એકમાથી ગયા એવું ધ્વનિત થાય છે તો તે વિચારવું ઘટે. ૫ ભરતના આઠ પુત્રો જુઓ **સુબોધિકા** (પત્ર ૨૬–અ)

૬. **ત્રિષષ્ટિશલાકા પુરુષ ચરિત્ર** (પર્વ ૧, સર્ગ, ૬, શ્લો. ૪૮૪)મા અભિચ ઉલ્લેખ છે. આથી 'અભીચિ' એ 'અભિજિત્'નુ નામાતર છે એમ માનવુ ઘટે પરતુ એ માટે કોઈ કોશનો આધાર મળે છે ખરો.

(૭) એમની સાથે એક જ સમયમાં ૧૦૭ જણુ **ભરત** સિવાયના એમના ૯૯ પુત્રો અને આઠ પૌત્રો મોક્ષે ગયા. આમ એક જ સમયમાં ઉત્કૃષ્ટ અવગાહનાવાળા ૧૦૮ શ્રમણોનું નિર્વાણ થયું.

(૮) **ઋ**ષભદેવના નિર્વાણ બાદ, પરંતુ એ જ 'અભિજિત્' નક્ષત્રમાં અને એ જ પર્વત ઉપર, અન્ય સમયોમાં ૯૮૯૨ શ્રમણો મોક્ષે ગયા.

(૯) 'અભિજિત્' નક્ષત્રમાં બધા મળીને ૧૦૦૦૦ (૧ + ૧૦૭ + ૮૮૯૨) શ્રમણો મોક્ષે ગયા.

પ્રો૦ **ભોગીલાલ** જયચંદભાઈ સાંડેસરાએ **વસુદેવહિંડી**નું ગુજરાતીમાં ભાષાંતર કર્યું છે અને એ "શ્રી જૈન આત્માનંદ સભા" તરફથી વિ. સં. ૨૦૦૩ માં પ્રસિદ્ધ થયું છે. એના પૃ. ૨૩૯માં પ્રસ્તુત કંડિકાનું નીચે મુજબ જે ભાષાંતર છપાયું છે તે ભૂલભરેલુ હોવાથી એ હુ આપું છું:—

"ભગવાન જગદ્ગુરુ ઋષભસ્વામી ૯૯ હજાર પૂર્વ સુધી કેવલી અવસ્થામાં વિહરીને ચૌદ ભક્ત પર્યંત અપવાસ કરીને વૈશાખ માસમાં કૃષ્ણ પક્ષમાં તેરશના દિવસે અભિજીત નક્ષત્રમાં અષ્ટાપદ પર્વત ઉપર દશ હજાર સાધુઓ તથા નવાણું પુત્રો અને આઠ પૌત્રોની સાથે એક સમયે નિર્વાણ પામ્યા. બાકીના અણગારો પૈકી દશ હજારમાં એક સો આઠ જેટલા ઓછા (૯૮૯૨) અણગારો તે જ નક્ષત્રમાં જુદા જુદા સમયાન્તરમાં સિદ્ધિમાં ગયા."

આ ભાષાંતરમાંની નીચે મુજબની બાબતો વિચારવા જેવી છે: (૧) કેવલિ–પર્યાય, (૨) નિર્વાણ–તિથિ, (૩) એક જ સમયમા સિદ્ધ થનારની સંખ્યા.

પહેલી બાબત ભૂલભરેલી છે એ દેખીતી વાત છે. એક હજાર વર્ષના છદ્મસ્થ–પર્યાયને એક હજાર પૂર્વનો ગણી લેવાની ભૂલ કરાઈ છે.

બીજી બાબત નિર્વાણ તિથિ પરત્વે છે. મૂળમાં **माघबहुले** પાઠ છે અને **પજ્જોસવણા કપ્પ** (સુ–ત ૨૨૭)માં પણ આમ જ છે એમ લાગે છે કે "**माघबहुले**" જેવો પાઠ માની લેવાયો છે.

ત્રીજી બાબત ભૂલભરેલી છે, કેમકે એક સમયમા તો ૧૦૮ જ સિદ્ધ થયા છે, નહિ કે દસ હજારને એક સો આઠ. એમ લાગે છે કે વાક્યની પૂર્ણાહુતિ ક્યાં થાય છે તે તરફ તેમ જ એક જ અર્થ સૂચવનાર "**परिनिव्वाणमुवगओ**" અને "**निव्वुओ**" એમ બેનો પ્રયોગ ભિન્ન ભિન્ન સ્થળે કેમ કરાયો છે તે તરફ પૂર્ણ લક્ષ્ય નહિ અપાયાથી આ ભૂલ થવા પામી હોય.

(૧૦) **અસંયતની પૂજા**:—આ સબધમાં **અભયદેવસૂરિ**એ (પત્ર ૫૨૪–આમાં) કહ્યું છે કે અસંયત એટલે સયમ વિનાના, આરભ–પરિગ્રહમા આસક્ત અને અબ્રહ્મચારી. એમની પૂજા એટલે સત્કાર. સંયમીઓ જ સદા ખરેખર સન્માનને પાત્ર છે. આ અવસર્પિણીમાં તો એથી ઊલટુ બન્યું. એથી આ આશ્ચર્ય ગણાય છે.

અહીં એ ઉમેરીશ કે ઉપર્યુક્ત ઘટના સુવિધિનાથના તીર્થમાં બની છે એવો સામાન્ય નિર્દેશ કરાય છે. [ અપૂર્ણ ]

## નવી મદદ

૫) પૂ૦ આ૦ શ્રી વિજયભુવનતિલકસૂરીશ્વરજી મહારાજશ્રીના સદુપદેશથી સંઘવી શામજી ભવાનજી જૈન સંઘ, તુંબડી (કચ્છ)

૨ાા પૂ૦ મુનિરાજ શ્રી હર્ષવિમલજી મહારાજશ્રીના સદુપદેશથી શ્રી ઓસવાલ જૈન સંઘ. કોસેલાવ (રાજસ્થાન)

# શ્રી જૈન સત્ય પ્રકાશ
## અંગે સૂચના



### યોજના

૧. શ્રી. જૈનધર્મ સત્ય પ્રકાશક સમિતિ દ્વારા 'શ્રી જૈન સત્ય પ્રકાશ' માસિક ૧૯ વર્ષ થયાં પ્રગટ કરવામાં આવે છે.

૨. એ સમિતિના આજીવન સંરક્ષક તરીકે રૂ. ૫૦૦) આ૦ દાતા તરીકે રૂ. ૨૦૦) આ૦ સદસ્ય તરીકે રૂ. ૧૦૧) રાખવામાં આવેલા છે. આ રીતે મદદ આપનારને કાયમને માટે માસિક મોકલવામાં આવે છે.

### વિનંતિ

૧. પૂજ્ય આચાર્યાદિ મુનિવર્ગે ચતુર્માસનું સ્થળ નક્કી થતાં અને શેષ કાળમાં જ્યાં વિહરતા હોય એ સ્થળનું સરનામું માસિક પ્રગટ થાય એના ૧૫ દિવસ અગાઉ મોકલતા રહે અને તે તે સ્થળે આ માસિકના પ્રચાર માટે ગ્રાહકો બનાવવાનો ઉપદેશ આપતા રહે એવી વિનંતિ છે.

૨. તે તે સ્થળોમાંથી મળી આવતાં પ્રાચીન અવશેષો કે ઐતિહાસિક માહિતીની સૂચના આપવા વિનંતિ છે.

૩. જૈનધર્મ ઉપર આક્ષેપાત્મક લેખો આદિની સામગ્રી અને માહિતી આપતા રહે એવી વિનંતિ છે.

### ગ્રાહકોને સૂચના

૧. "શ્રી જૈન સત્ય પ્રકાશ" માસિક પ્રત્યેક અંગ્રેજી મહિનાની ૧૫મી તારીખે પ્રગટ થાય છે.

૨. આ માસિકનું વાર્ષિક લવાજમ રૂ. ૩) ત્રણ રૂપિયા રાખવામાં આવ્યું છે.

૩. માસિક વી. પી. થી ન મંગાવતાં લવાજમના રૂ. ૩) મનીઑર્ડરદ્વારા મોકલી આપવાથી અનુકૂળતા રહેશે.

૪. આ માસિકનું નવું વર્ષ દિવાળીથી શરૂ થાય છે પરંતુ ગ્રાહક ગમે તે અંકથી બની શકાય.

૫. ગ્રાહકોને અંક મોકલવાની પૂરી સાવચેતી રાખવા છતાં અંક ન મળે તો સ્થાનિક પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી અમને સૂચના આપવી.

૬. સરનામું બદલાવવાની સૂચના ઓછામાં ઓછા ૧૦ દિવસ અગાઉ આપવી જરૂરી છે.

### લેખકોને સૂચના

૧. લેખો કાગળની એક તરફ વાંચી શકાય તેવી રીતે શાહીથી લખી મોકલવા.

૨. લેખો ટૂંકા, મુદ્દાસર અને વ્યક્તિગત ટીકાત્મક ન હોવા જોઈએ.

૩. લેખો પ્રગટ કરવા ન કરવા અને તેના પત્રની નીતિને અનુસરીને સુધારાવધારો કરવાનો હક તંત્રી આધીન છે.

મુદ્રક: ગોવિંદલાલ જગશીભાઈ શાહ, શ્રી શારદા મુદ્રણાલય, પાનકોર નાકા, અમદાવાદ
પ્રકાશક: ચીમનલાલ ગોકળદાસ શાહ
શ્રી જૈનધર્મ સત્ય પ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ—અમદાવાદ.

# विषय दर्शन





## નવી મદદ

૨૫૧) શ્રી. કોટ શાંતિનાથજી જૈન દેરાસર કોટ, મુંબઈ

૧૦૦) પૂ. પં. શ્રીમાનવિજયજી મ. ના સદુપદેશથી શ્રી વાસુપૂજ્યસ્વામી મહારાજ ટેંપલટ્રસ્ટ, પૂના



॥ ॐ अर्हम् ॥
अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक
मुनिसम्मेलन संस्थापित
श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र
जेशिंगभाईनी वाडी : घीकांटा रोड : अमदावाद (गुजरात)
તંત્રી : ચીમનલાલ ગોકળદાસ શાહ

| | | |
|---|---|---|
| वर्ष : २१ | વિક્રમ સં. ૨૦૧૨ : વીર નિ. સં. ૨૪૮૧ : ઈ. સ ૧૯૫૬ | क्रमांक |
| अंक : ४ | પોષ સુદ ૨ રવિવાર : ૧૫ જાન્યુઆરી | २४४ |


# માન ગળે તો જ્ઞાન મળે !

લેખક: પૂજ્ય મુનિરાજ શ્રી ચંદ્રપ્રભસાગરજી (ચિત્રભાનુ)

**બાહુબલી** સમરાંગણમાં સંયમી બન્યા, પણ એમના હૈયામાં રહેલી માનની ગોળી નહોતી ગળી. એમના મનમાં એમ કે કેવળજ્ઞાન થયા પછી ભગવાન ઋષભદેવ પાસે જઈશું તો સંયમમાં મોટા પણ ઉંમરમાં નાના મારા ભાઈઓને નમવું નહિ પડે.

એટલે કેવળજ્ઞાન મેળવવા એમણે તપ આદર્યું. કેવું આકરું તપ ! એમની કાયા પર વેલડિયો વીંટાઈ, એમના કાનમાં ચકલાંએ માળા નાખ્યા, તોય એમને જોઈતી વસ્તુ ન લાધી. એમની કાયાએ તાપનાં, ટાઢનાં, વર્ષાદનાં દુ:ખડાં વેઠયાં, પણ કેવળજ્ઞાન પ્રાપ્ત ન થયું કારણ કે અભિમાનની ગોળી નહોતી ગળી.

ભગવાન ઋષભદેવે કરુણા આણી, બાહુબલીની બે સાધ્વી બહેનોને બોધ આપવા મોકલી. બહેનોએ કહ્યુ : 'બાંધવા ! હાથી ઉપરથી નીચે ઊતરો, માનના શિખર પર બેઠેલાના હૈયામાં જ્ઞાનની જ્યોત પ્રગટતી નથી. ત્યાં ગર્વના વાયુ વાય છે. જ્ઞાન-દીપ બુઝાઈ જાય છે, માટે વીરા ! નીચે ઊતરો જ્ઞાનના સૂર્યની આડે અભિમાનનો પડદો આવે છે ત્યારે માણસ છતી આંખે અંધ બને છે.'

શાણા બાહુબલી ચમકયા, ચેત્યા. એમનો આત્મા નાના બાંધવોને વંદન કરવા તૈયાર થયો. માત્ર એક ડગ ભર્યું ત્યાં કેવળજ્ઞાનના પ્રકાશથી એમનો આત્મા પ્રકાશી ઊઠયો.

વાહ ! માન ગળે તો જ્ઞાન મળે.

['બિંદુમાં સિંધુ' માંથી]



## અમેરીકાના ‘ટાઈમ’ પત્રમાં

# જૈન ધર્મગુરુઓને પૂજારી તરીકે ઓળખાવ્યા !

[ અમેરીકાના ચીકાગો શહેરમાંથી પ્રગટ થતા જગપ્રસિદ્ધ અઠવાડિક ‘ટાઈમ’ નામના પત્રમાં, થોડા સમય અગાઉ અમદાવાદના દેરાસરોમાં કામ કરતા પૂજારીઓએ પગાર, હક્ક રજા વગેરે બાબતોનો વિરોધ દર્શાવ્યો હતો તે અંગેના સમાચારો આ અઠવાડિક પત્રના એક રિપોર્ટરે ‘પૂજારી’ને ‘ધર્મગુરુ’ તરીકે દર્શાવી સમાચાર છાંપ્યા છે તેણે જૈન સમાજમાં સનસનાટી ફેલાવી દીધી છે. ખબર આ ગ્વાલિયરમાં વસતા જૈન ધર્મ અપનાવનાર ડો. મીસ શાર્લોટ ક્રાઉઝે (શ્રી સુભદ્રાદેવી)એ વાંચી તે અઠવાડિકના તંત્રીને સુધારો છાપવા મોકલ્યો છે. તે ‘ટાઈમ’ પત્રમાં આવેલું લખાણ અને ડો ક્રાઉઝેએ તે પત્રના પ્રકાશકને પ્રતીકારાત્મક જવાબ આપ્યો છે. બંને લખાણો અંગ્રેજીમાં છે. તેનો અનુવાદ નીચે આપવામાં આવે છે. આ બન્ને પત્રો વાંચી જૈન સંસ્થા તેમજ કાર્યકરોએ યોગ્ય વિરોધ અમેરીકાના તેમના સરનામે જણાવવા વિનંતિ છે. ]

**પશ્ચિમ** હિંદુસ્તાનમાં આવેલા અમદાવાદ શહેરમાં ૧૦૦ જૈન મંદિરો છે, જેમાં ભગવાન અને ભક્તો વચ્ચે ૬૦૦ જેટલા ધર્મગુરુઓ (Priest) કામ કરે છે. તેઓનું જીવન ઘણું કઠણ અને પવિત્ર હોય છે તેઓ ધાર્મિક પ્રાર્થનાઓ મંદિરમાં કરે છે. મંદિરની તિજોરી સાચવે છે. તેઓ બીડી પીતા નથી, તેમજ દારૂ પીતા નથી. પતંગિયાં દીવામાં પડીને મરી ન જાય તેટલા માટે સૂર્યાસ્ત પહેલાં જમી લે છે, અને રખેને શ્વાસ લેતા જીવજંતુઓ મરી જાય એટલા માટે આ લોકો શ્વેતવસ્ત્ર (મુહપત્તિ)થી મોઢું ને નાક ઢાંકી દે છે તેમનો પગાર એક મહિનાનો પાચ ડોલર (લગભગ રૂા. પચીશ)થી કદી વધારે હોતો નથી

બિનધાર્મિક રાજ્યની અસર હવે અમદાવાદમા પણ પહોંચવા લાગી છે. કેટલાક જૈન ધર્મગુરુઓએ હમણા તાજેતરમાં અમદાવાદમાં જાહેરમા માર્ક (મુહપત્તિ) છોડી નાખી છે ને રેસ્ટોરાની અંદર ખાવાપીવાની પણ શરૂઆત કરી દીધી છે પતંગિયાંઓની દયાની ચિંતા છોડી દઈને દીવા વાપરવાની શરૂઆત પણ કરી દીધી છે. ગયા અઠવાડિયે તો આના કરતાં પણ એક ડગલુ વાત આગળ વધી કે સો જેટલા ધર્મગુરુઓએ ભેગા થઈને ‘અમદાવાદ જૈન મંદિર ધર્મગુરુઓનું કામદાર મંડળ’ એ નામથી મંડળની સ્થાપના કર્યાની જાહેરાત કરી કારણ કે, દેવોની પૂજા કરવી એ પણ એક ઔદ્યોગિક નોકરી છે તેથી તેમણે મંદિરના વ્યવસ્થાપકો પાસે માગણી કરી કે—

અમોને દર મહિને ઓછામાં ઓછા આઠ ડોલર (લગભગ રૂા. ૪૦) પગાર મળવો જોઈએ, દર અઠવાડિયે એક દિવસની રજા મળવી જોઈએ અને માંદગી અંગે એક અઠવાડિયાની રજા મળવી જોઈએ આ ઉપરાંત દર વરસે ત્રણ અઠવાડિયાની હક્ક રજા મળવી જોઈએ અને જ્યારે અમે છૂટા થઈએ ત્યારે અમોને અમુક રકમ મળવી જોઈએ અને અમે કામ કરતા કરતા ગુજરી જઈએ તો અમારા કુટુંબને એ રકમ મળવી જોઈએ.

આ જાણીને અમદાવાદના મંદિરોના વ્યવસ્થાપકો જૈન શ્રીમંતો ખળભળી ઊઠયા અને એકે કહ્યુ કે, ધનનો ત્યાગ કરવો એ તેમનું વ્રત છે તો પછી તેમનાથી યુનિયન (મંડળ)

સ્થાપી શકાય જ કેમ ? અને પગારની માગણી પણ કેમ કરી શકાય ? ત્યારે બીજા એક ભાઈએ ગભરાઈને કહ્યું કે, પૂજારીઓ જે દિવસે રજા પાળે તે દિવસે પૂજા કરશે કોણ ?

## પ્રતીકાર

To

James A Linen, Publisher
"TIME"
C/o Time Inc. 540
N. Michigan ave,
Chicago 14, 111 (U S. A)

આપના તા ૭ નવેમ્બરના અંકમાં અમદાવાદના જૈન મંદિરના ધર્મગુરુઓના સંબંધમાં જે લેખ છપાયો છે તેમા સત્ય હકીકતોને બિલકુલ ઊંધી રીતે ચીતરવામાં આવેલ છે. જૈન મંદિરમા કામ કરનારા જે માણસોએ હમણાં પગાર વધારવાની માંગણી કરી છે તે ખરેખર 'ધર્મગુરુઓ' નથી પરંતુ જૈનોએ મંદિરમાં કામ અંગે રાખેલા નોકરો છે આ નોકરો હમેશાં જૈનેતરો જ હોય છે સૂર્યાસ્ત પછી ન ખાવું, ધનનો પરિગ્રહ ન રાખવો વગેરે આચારો જૈન ધર્મગુરુઓના જ છે આ આચારોની સાથે મંદિરના નોકરોને જરા પણ લેવાદેવા નથી. વળી, જૈન ધર્મગુરુઓને મંદિરની નોકરી સાથે કોઈ જાતનો સંબંધ જ નથી તેઓ તો બહુ પવિત્ર જીવન ગાળે છે સમાજ તેઓના પ્રત્યે ખૂબ બહુમાનની દૃષ્ટિથી જુએ છે. પગારદાર નોકરોને જૈન ધર્મગુરુઓ તરીકે વર્ણવવા એ તમારા રિપોર્ટરની ગંભીર ભૂલ છે ધનના ત્યાગી ધર્મગુરુઓ પગારની માગણી કરે તેવું લખાણ વાંચી શ્રીમંત જૈનો ખળભળી ઊઠયા છે. આ પ્રમાણે તમારો ખબરપત્રી સત્યને વેચીને પણ લોકોમાં સનસનાટી ફેલાવવા અચકાતો નથી. તમોએ જે જૈન ધર્મગુરુનો ફોટો છાપેલ છે તે જૈનસાધુનો જ ફોટો છે, તે મંદિરના નોકરનો નથી અને આ ફોટો તો મંદિર તથા મૂર્તિને નહીં માનવાવાળા સ્થાનકવાસી સંપ્રદાયના સાધુનો જ છે, ફોટામા મોઢે જે મુહપત્તિ બાંધેલી છે તે પણ બતાવે છે કે આ ફોટો સ્થાનકવાસી સાધુનો છે કારણ કે મૂર્તિપૂજક સંપ્રદાયના સાધુઓ મોટે ભાગે મુહપત્તિ બાંધતા જ નથી. પણ માત્ર બોલવું હોય ત્યારે મોઢા આગળ હાથમાં મુહપત્તિ રાખે છે. તમારા ખબરપત્રીએ આ મુહપત્તિને મુખકોષરૂપે માની લીધી છે, જે મુખકોષ પૂજા કરતી વખતે મુખ આગળ બાંધવામા આવે છે અને આ મુખકોષને પૂજા કર્યા બાદ છોડી નાખવામા આવે છે. આનો અર્થ તમારા ખબરપત્રીએ એ કર્યો છે કે જૈન સાધુઓ હવે જાહેરમાં મુહપત્તિ છોડી નાખવા લાગ્યા છે. તે સૂચવે છે કે આવી રીતે મોટા સંતપુરુષોની ખોટી બદનામી કરીને લોકોમા ખળભળાટ મચાવવાનો આશય દેખાઈ આવે છે.

જેના વિષે ઘણી જ ગેરસમજ ચાલે છે તે હિંદુસ્તાન દેશ વિષે તેઓ પ્રામાણિક સમાચાર મેળવી શકયા નથી. તે તમારા જગપ્રસિદ્ધ છાપા માટે ઘણું દયાજનક ગણાય. મને આશા છે કે, અમારા સુધારાને તમારા છાપામાં પ્રસિદ્ધિ આપવાનું સૌજન્ય દાખવશો

C. Krause Ph, D.
Research Professor in Indology
( શ્રી સુભદ્રાદેવી )



# તેરાપંથ—સમીક્ષા

લેખક : પૂજ્ય પં. શ્રીધુરંધરવિજયજી

**પરમાત્મા** શ્રીમહાવીરસ્વામીએ સ્થાપન કરેલ સંઘ—શાસનમાંથી છૂટા પડીને 'નવું' નવુ તંત્ર ચલાવનારા અનેક આત્માઓ થયા છે. તેમાંનાં કેટલાક તંત્રો કાળક્રમે વિલીન થઈ ગયાં છે અને કેટલાંક તંત્રો ચાલે છે. એ ચાલતા તંત્રમાંથી પણ છૂટુ પડેલું એક તંત્ર એ **તેરાપંથ.**

આ તેરાપંથનાં મંતવ્યો એવાં વિચિત્ર છે કે ભોળા જીવોના હૃદય ઉપર એની અસર પડે છે ત્યારે મહામહેનતે પ્રાપ્ત કરેલા ધર્મના પ્રાથમિક સંસ્કારો પણ ભૂંસાઈ જાય છે. સૂક્ષ્મ ધર્મની વાત તો દૂર રહી પણ ધર્મનાં બીજક પણ નાશ પામે છે.

તેરાપંથના મંતવ્યો સાચાં છે એ પ્રમાણે સમજાવતુ સાહિત્ય અને એ અસત્ય છે એમ સમજાવતું સાહિત્ય ઠીક ઠીક પ્રમાણમાં લખાયેલ છે—પણ એ સર્વ સાહિત્ય સાહિત્ય-રૂપે જ છે. અને એનું પરિણામ સામાન્ય રીતે તે તે પ્રમાણે માનનારાઓના વિચારોને દૃઢ કરવા પૂરતુ કારગત થાય છે. બાકી વિચિત્ર સ્થિતિ તો એ છે કે તે તેરાપંથના અનુયાયીઓ કદી પણ સીધા ચર્ચામા ઊતરતા નથી. ચર્ચામાં નહિ ઊતરવામાં તેઓને પોતાને તેમનાં મંતવ્યો યથાર્થપણે સમજાવી શકાય એવાં નથી એમ લાગતું હોય—એ કારણ છે કે પછી બીજું કાંઈ તે તો તેઓ જાણે, બાકી તેઓ સીધી ચર્ચાથી સદા દૂર રહે છે અને તેમાં તેમની નિર્બળતા કારણભૂત છે એવુ આ વિષયમાં રસ ધરાવનારાઓને સ્પષ્ટ લાગે છે.

આ સમીક્ષામાં તેરાપંથનાં મંતવ્યો ધર્મની મૂળભૂત વિચારસરણીમાં કુઠારાઘાત કરનારાં છે એ સમજાવવામાં આવશે.

× × ×

**જગતની** અનેક સાધારણ જણાતી વાતો પણ એટલી ગહન અને ગૂચવણીભરેલી હોય છે કે તેના રોજના અનુભવીઓ પણ તેનો નિવેડો લાવી શકતા નથી, ત્યારે 'ધર્મ' એ તો જીવને માટે જીવનમા અનુભવાતો અપૂર્વ ભાવ છે. તેનો નિર્ણય છદ્મસ્થ—અલ્પજ્ઞ આત્મા સ્વયં પોતાની જાતે કરવાનો પ્રયત્ન કરે છે તે તેનુ દુ:સાહસ છે. ધર્મનો નિર્ણય કરવા માટે આત્માને સર્વજ્ઞ પરમાત્માના આગમનુ અને તે આગમોને અનુસરતા ગ્રન્થોનું પારતન્ત્ર્ય સ્વીકારવું અનિવાર્ય છે. આગમાનુસારી નિર્ણય કરવા માટે ગુરુપારતન્ત્ર્ય અને અનાગ્રહભાવ એ બે મુખ્ય સાધનો છે. સર્વજ્ઞ પરમાત્માના આગમમા કાંઈ પણ વિરોધ નથી, છતાં જ્યારે તેમાં કહેલા તે તે ભાવો કઈ અપેક્ષાએ કહેવામા આવ્યા છે એ નથી સમજાતુ ત્યારે વિરોધ ઊભો થાય છે અને તે વિરોધમા જ્યારે મમત્વપૂર્વકનો આગ્રહ ઉમેરાય છે ત્યારે તે મતરૂપે કાયમી બની જાય છે.

સારી વાત પણ અપેક્ષા વગર લાભ અને નુકસાન બન્ને કરનારી હોય છે. વ્યવહારમાં અને ધર્મમા આ સમાન છે. વ્યવહારની એક વાત વિચારીએ—

દૂધ શરીરને હિતકારી છે એ વાતને વગર વિચારે પકડી રાખનાર સંગ્રહિણીના વ્યાધિ-વાળો જો દૂધ લે તો તેનો વ્યાધિ વધે અને તે દુ:ખી થાય અને એ જ વ્યાધિવાળાને કોઈ વિશિષ્ટ વૈદ્ય ઉચિત દવા સાથે અનુપાનમાં દૂધ આપે તો તે તેને હિતકર થાય. આમ એ તું એ દૂધ જુદી જુદી અપેક્ષાએ હિતકર—અહિતકર અને હિતકર બને છે.

ધર્મમાં પણ કક્ષા અને અપેક્ષાભેદને અવશ્ય લક્ષ્યમાં રાખવા જોઈએ. જો એ લક્ષ્યમાં રાખવામા ન આવે અને સર્વને માટે એકસરખા ધર્મનું અનુવચન અને અનુસરણ સ્થાપિત કરવામાં આવે તો એક પણ આત્મા ધર્મનુ સેવન કરી શકે નહિ અને મોક્ષમાર્ગમા આગળ વધી શકે નહિ. એટલે ધર્મનુ અનુસરણ કરનારે પોતાની કક્ષા અને ધર્મનુ અનુવચન કરનારે પરની કક્ષા પ્રત્યે અવશ્ય લક્ષ્ય રાખવું જોઈએ આ સર્વમાન્ય સિદ્ધાન્ત છે તેરાપથ આ મૂળભૂત સિદ્ધાન્તનો સદન્તર અસ્વીકાર કરે છે એ કહે છે કે—ધર્મ એ ધર્મ—બધાને માટે તે એકસરખો—તેમાં જરી પણ ભેદ થાય નહિ—આમ ઉપરના સિદ્ધાન્તનો અસ્વીકાર કરવાને કારણે અનેક નાનામોટા વિચારભેદો ઉત્પન્ન થયા અને તે પથ મૂળમાર્ગથી દૂર દૂર વિપરીત દિશામાં નીકળી ગયો.

આ તેરાપથ કેવા સયોગોમાં કોણે ચલાવ્યો એ દર્શાવતાં પૂર્વે તેમની વિચિત્ર માન્યતાનો એક પ્રસંગ અહી તપાસી લઈએ.

ધાર્મિક પુસ્તકો છાપવા–છપાવવા એમાં પણ એકાતે પાપકર્મ બધાય છે એમ તેરાપંથીઓ માને–મનાવે છે આ હકીકત નીચેના ઉલ્લેખથી સ્પષ્ટ સમજાશે. 'શિશુહિત શિક્ષા' સ. ૧૯૮૨માં શ્રાવક ધનસુખલાલ હીરાલાલ આંચલિયા, શ્રી ગગાશહર ( બિકાનેર ) તરફથી પ્રકાશિત થયેલ છે તે પુસ્તકના દ્વિતીય ભાગની ભૂમિકામા પ્રકાશકે કરેલ નિવેદનમાં નીચે પ્રમાણે લખાણ છે —

'जब कोई कहे, ऐसा समझते हो तो फिर द्रव्य खर्चकर पुस्तकें क्यो छपाई ? उसका उत्तर यह है कि हम श्रावक लोग देशव्रती है, सर्वव्रती नहीं है, हमारे जो सावद्य कार्यके त्याग हैं वे व्रत है जिसके त्याग नहीं वे अव्रत हैं। श्रावक तो अनेक कुकर्म, हिंसा, झूठ, चोरी, स्त्रीसंग, परिग्रहादि अनेक तरहके सावद्य कार्य करता है लेकिन धर्म कदापि नहीं समझता है। **पुस्तक छापना, छपवाना, द्रव्यखर्च करना आदि जो जो जिनआज्ञा बाहरके कार्य हैं वे सब सावद्य हैं, उससे एकान्त पापकर्म ही उपार्जन होता है।'**

આ લખાણ જે પુસ્તકમા છે તે પુસ્તકમાં તેરાપથની માન્યતાને પુષ્ટ કરનારાં મૂળભૂત લખાણો છે એ પુસ્તક તેરાપથીઓને માન્ય છે પ્રકાશકનુ લખાણ તેરાપથના વર્તમાન પુરોગામીઓને માન્ય હોય કે ન હોય–કદાચ એ લખાણ કોઈ જવાબદાર વ્યક્તિનુ નથી એમ કહી તેઓ તેનો અપલાપ પણ કરે, છતા લખાણ તેરાપથના ચુસ્ત અનુયાયીનુ છે એ નક્કર હકીકત છે—અને તેના મન ઉપર તેરાપથની કેવી અસર છે એ વાતને ઉપરનુ લખાણ સ્પષ્ટ સમજાવે છે

જે ધર્મ ધાર્મિક પુસ્તક છાપવા—છપાવવાના કાર્યને એકાન્ત પાપ અને હિસા જૂઠ—ચોરી—સ્ત્રીસગ ( મૈથુન ) વગેરે સાથે સરખાવવા જેટલી સ્થિતિ ઊભી કરે તે બીજુ શુ ન કરે!

પુસ્તકને છાપવા–છપાવવાના કાર્યને પાપરૂપ બતાવવા છતા આ પુસ્તક અને બીજા છાપવાના કાર્યમાં મશગૂલ રહેલા તેરાપથીઓની આ 'વદતોવ્યાઘાત' જેવી વાત કોઈ પણ સમજદાર વ્યક્તિના મગજમા ઠસે એવી છે ખરી ?

આ પ્રમાણે અનેક વિચિત્ર મતવ્યોના સ્થાપક ક્યારે ને કેવા સયોગોમા થયા તે હવે પછી—



# પ્રતિક્રમણસૂત્ર-પ્રબોધટીકાની
# શુદ્ધિ-વિચારણા

લેખક : પં૦ શ્રીયુત લાલચંદ્ર ભગવાન્ ગાંધી

## સુધારીને વાંચો

ગત અંક પૃ ૫૭માં, પં. ૧૫માં 'ગોવાલયમાયા પાઠને શુદ્ધ માની તેનું સમર્થન કરેલુ જોવાય છે.'–છપાયું છે, તેને બદલે '**तित्थयरमाया** પાઠને શુદ્ધ માની તેનું સમર્થન કરેલુ જોવાય છે.'–તેમ વાંચવુ.

—તથા પૃ. ૫૮માં, પં. ૧૫માં 'राजाधिपराज्य'–છપાયું છે, ત્યાં '**राज्याधिराज्य**'–વાંચવું.

[ ગતાંક પૃષ્ઠ : ૫૮ થી ચાલુ ]

**પ્ર૦** પ્રબોધટીકા પૃ. ૬૫૦ માં ટિપ્પણીમાં જણાવ્યા પ્રમાણે વૈદિક સાહિત્યમાં પુણ્યાહ-વાચનામાં 'शाम्यन्तु घोराणि, शाम्यन्तु पापानि' પાઠ છે, દિગંબર જૈન સાહિત્યમાં અય્યપાર્ય-વિરચિત જન્માભિષેક-વિધિમાં 'शाम्यन्तु पापानि, शाम्यन्तु घोराणि' એવો પાઠ મળે છે (અભિષેક પાઠસંગ્રહ-શ્રીબનજીલાલ ઠોસિયા દિ. જૈ. ગ્રંથમાલા પુ ૧, પૃ ૩૧૩) તેવી રીતે પ્ર. પ્રબોધટીકા પૃ. ૫૬૨ માં બૃહચ્છાન્તિનો પ્રકાશિત પાઠ 'शाम्यन्तु २' બે વાર ઉચ્ચારવાનું સૂચવે છે, તેથી ત્યાં 'पापानि शाम्यन्तु, शाम्यन्तु दुरितानि' પાઠ ઘટે છે

પ્રતિક્રમણસૂત્ર અને નવસ્મરણ સબંધી જે જે પ્રકાશિત પુસ્તકો, તથા જે જે હ૦ લિ૦ પ્રતિઓ જોવા-જાણવામાં આવી છે, તેમાં **બૃહચ્છાંતિ** પાઠમાં 'अह तित्थयरमाया' પાઠ મળે છે, પરન્તુ પં. શ્રી ક. વિ મહારાજે કલ્પિત શુદ્ધ માનેલ 'गोवालयमाया' પાઠ જોવામાં આવતો નથી, તેમજ વર્તમાનમાં પ્રાય. સર્વ પૂજ્ય ગીતાર્થ આચાર્યો અને અન્ય મુનિ-પ્રવરો, તથા સકળ ચતુર્વિધ સંઘ 'अह तित्थयरमाया' વાળો પાઠ શુદ્ધ સમજી બોલતા સભળાય છે.

પ. શ્રી ક વિ મહારાજે પ્ર પ્ર ટીકા ભાગ ૩, પૃ ૫૫૯ મા છપાયેલ 'त्रिलोको-द्योतकरा' પાઠ જોયો. તેમ ત્યાં પૃ. ૫૮૭ માં છપાયેલ 'त्रिलोकोद्द्योतकरा.' શુદ્ધ પાઠ જોયો હોત, તો તેની (द् રહી ગયાની) અશુદ્ધિ ન ગણાવી હોત

### અજિતશાન્તિ-સ્તવમાં

'ज सुरसघा' મૂળ પાઠ મશીન પર છપાતા जं ઉપરનો અનુસ્વાર ઊડી જતાં ज વચાય છે, ત્યાં આપેલા શુદ્ધિપત્રક (પૃ. ૩૨)માં તે જણાવલ છે. સૂક્ષ્મસમીક્ષક વિદ્વાને તે તરફ અને પૃ. ૩૭૮ તરફ જોયું હોત, તો जं (यम्) શુદ્ધ પાઠ જોતાં તેને અશુદ્ધ ગણાવવા તસ્દી ન લીધી હોત

પ્ર પ્ર. ટીકા પુસ્તકમાં પૃ. ૨૮૬ માં મૂળ અજિત-શાતિની ૧૧ મી ગાથામાં (દીર્ઘ ઈ-વાળો) **आसी** પાઠ છપાયેલો છે, તેને ૫ શ્રી ક વિ મહારાજે અશુદ્ધ માની **आसि** પાઠ હ્રસ્વ ઇકારવાળો) શુદ્ધ જણાવ્યો છે, પરતુ જ્યા સુધી અમે પ્રાચીન પોથીઓ જોઈ છે, તેમાં તે સ્થળે દીર્ઘ ઈકારવાળો **आसी** પાઠ મળે છે. વડોદરા-પ્રાચ્યવિદ્યામદિરની શ્રી. ગોવિંદાચાર્યની ટીકા સાથેની તથા શ્રી જિનપ્રભસૂરિની ટીકા સાથેની પ્રતિમાં તથા વડોદરાના શ્રી. આત્મારામજી જૈન જ્ઞાનમદિરની પ્રાચીન તાડપત્રીય મૂળની પ્રતિમા તથા ટીકા, વૃત્તિ, અવચૂરિ, બાલાવબોધ વગેરે સાથેની પ્રતિઓમા **आसी** એવો (દીર્ઘ ઈવાળો) પાઠ જોવામા આવે છે. તથા પ્ર પ્ર. પૃ. ૪૯૬-૪૯૭ માં જણાવ્યા પ્રમાણે ત્યાં તે છદમા ગુરુ અક્ષરની જરૂર છે, તેમજ સસ્કૃત **आसीत्** ક્રિયાપદ પરથી સિદ્ધ અવસ્થાના આશ્રયથી **आसी** એવું આર્ષપ્રાકૃત પદ શુદ્ધ ઘટે છે—તેમ માનવું જોઈએ

પ્ર પ્રબોધટીકાવાળા પુસ્તકના ત્રણ ભાગોમાં પૃ. ૨૪૩૨ લગભગ થયાં છે. તેના ત્રીજા ભાગમાં અજિતશાતિસ્તવ (મૂળ-ટીકા-સાથે) માટે પૃ ૨૮૩ થી ૫૫૭ પર્યન્તનાં લગભગ પોણા ત્રણસો પૃષ્ઠો રોકયેલા છે. 'તે પ્રાચીન પ્રા સ્તવનુ છદ.શાસ્ત્રની દૃષ્ટિએ, અલકારની દૃષ્ટિએ અને રસ-ભાવ વગેરેની દૃષ્ટિએ મહત્ત્વ દર્શાવવા શાસ્ત્રીય-પ્રામાણિક પદ્ધતિએ લેખક-ટીકાકારે, પ્રયોજકે અને સશોધકોએ યથામતિ, યથાશક્તિ પ્રશસાપાત્ર પ્રયત્ન કર્યો છે.' એવા શબ્દોથી ગુણજ્ઞ ગુણાનુરાગી પૂજ્ય અનેક આચાર્યોએ, મુનિવરોએ તથા સજ્જન વિદ્વાનોએ તે સસ્કરણની ઉચિત કદર કરી છે—તેને પ્રોત્સાહન આપ્યુ છે, તેમ છતાં સૂક્ષ્મસમીક્ષક ૫. શ્રી ક. વિ. મહારાજના વિરુદ્ધ ઉદ્‌ગારો વાચતાં સખેદ આશ્ચર્ય થાય છે. તેમને આ સ્તવમાં 'ગાથાઓનો અંગભગ, છદોવિષયક છેડછાડ, તથા બુદ્ધિનું જ પ્રદર્શન' જણાયુ છે.(જૈ. સ. પ્ર. ક્ર. ૨૪૧, પૃ ૧૦)

પ્રા અજિતશાન્તિ-સ્તવ વિવિધ છંદોમય છે, તેમાં પ્રત્યેક છંદના અંતમાં તેનાં નામ જણાવ્યા છે, તેમ છતા 'તેના છદો હજારો વર્ષ જૂના છે, છન્દોજાલ અતિગહન છે, છન્દઃ-શાસ્ત્ર લઘુતરગિણી નહિ, પરન્તુ અગાધ મહાર્ણવ છે'—એ હકીકત કદાચ પ્ર. પ્રના લેખક, સપાદક કે સંશોધકો જાણતા નહિ હોય અને છન્દશાસ્ત્રના પારગત કદાચ સમીક્ષક વિદ્વાન્ જેવા કોઈ વિરલ હશે—તેમ માની લઈએ. તો પણ બીજા કોઈએ એ છદો સબધમા સશોધન કે ચર્ચા-વિચારણા ન કરવી જોઈએ—એવા આશયનુ સમીક્ષક વિદ્વાનનુ કથન વિચિત્ર છે, તે '*शुभे यथाशक्ति यतनीयम्*'—એવા શિષ્ટ-મહાપુરુષોના કથન સાથે સુસગત થતુ નથી.

—જો હજારો વર્ષ જૂની ભાષાની વિચારણા કરી શકાય છે, ભાષાશાસ્ત્ર-લક્ષણ-શાસ્ત્રાદિ દ્વારા તેની શુદ્ધિ વિચારી શકાય છે, તો તેવી રીતે પ્રાચીન છદો સબધમા પ્રામાણિક સશોધન-વિચારણા કેમ ન કરી શકાય? એ વિચારવા માટે, એના પરિજ્ઞાન માટે તો પ્રાચીન વિદ્વાનોએ વહાણ જેવા અનેક શાસ્ત્ર-ગ્રન્થો રચ્યા છે એના આધારે પ્રાચીન વ્યાખ્યા-વૃત્તિકારોએ તે સબધમાં પણ યથામતિ યથાશકય પ્રયત્ન કરેલો જોવાય છે, એ રીતે વિચારકોનો માર્ગ સરલ બનાવ્યો છે. કાવ્યોના યથાયોગ્ય પરિચય માટે છદોવિચારણા આવશ્યક ગણાય ભારતના અપરિચિત પ્રાચીન ભાષા-શાસ્ત્ર, છદ.શાસ્ત્ર વગેરે સબધમા જર્મની વગેરે પરદેશોના વિદ્વાનો-સ્કોલરો રિસર્ચ કરે અને આપણે એ સબધમા ઉદાસીનતા, સકુચિનતા કે નિષ્ક્રિયતા દર્શાવીએ —એ આપણા માટે શોભાસ્પદ લેખાય નહિ મને યાદ છે કે વર્ષો પહેલા પ્રસિદ્ધ જર્મન સ્કોલર

ડૉ. શુબ્રિંગ વડોદરા આવ્યા હતા, ત્યારે અહીંના આત્મારામજી જૈન જ્ઞાનમંદિરની તાડપત્રીય પ્રતિમાં રહેલ અજિતશાંતિના પાઠ સાથે પોતાના સંપાદિત પાઠને તેમણે મારી સમક્ષ મેળવી લીધો હતો. તેના છંદો કોઈ સારી રીતે ગાઈ શકતું હોય તો તે સાંભળવા તેમણે ઈચ્છા દર્શાવી હતી અને અજિતશાંતિ-સ્તવ પર તેમણે સંપાદિત કરેલી પુસ્તિકાની ૧ નકલ મને ભેટ આપી હતી. એ સૂચનનો આશય એ છે કે, એ જાણી નિરભિમાનવૃત્તિથી આપણે એવી સંશોધન-પ્રવૃત્તિ કરવા ઉત્સાહિત થઈએ અતિપરિશ્રમસાધ્ય સારાં આદર્શ સંસ્કરણો કે સારા કાર્યો પ્રત્યે અસૂયા નહિ, પરંતુ પ્રોત્સાહનો ઘટે. અન્ય સમાજમાં વિદ્વાનો સુસંગઠિત થઈ વર્ષોથી પોતાના મહાભારત, રામાયણ આદિનાં સુવ્યવસ્થિત 'ક્રિટીકલ એડીશનો' તૈયાર કરે છે, યુનિવર્સિટી જેવી સધ્ધર સંસ્થાઓ લાખોના ખર્ચે તેને પ્રોત્સાહન આપે છે, અન્ય વિદ્વાનો-સ્વામીઓ સંસ્કૃત ભાષાનો, ગીતાજી આદિનો અનેક રીતે પ્રચાર કરી રહ્યા છે. સનાતનીઓ, આર્યસમાજીઓ, બૌદ્ધો, ખ્રિસ્તીઓ વગેરે પોતપોતાના ધર્મના પ્રચાર માટે અનેક પ્રકારે પરિશ્રમ કરી રહ્યા છે, ત્યારે સ્વલ્પાલશેષ જૈન-સમાજના સુજ્ઞ સજ્જનોએ એમાંથી કંઈક પ્રેરણા મેળવી, સંકુચિતતા દૂર કરી સમયાનુસાર શુભ કાર્યોમાં પ્રવૃત્ત થવું જોઈએ દુષ્કર થયેલા અથવા થતા તેવાં શુભ કાર્યોનું અનુમોદન-પ્રોત્સાહન કરવું ઘટે પ્રામાણિક અશુદ્ધિ-સ્ખલના જેવું જણાય, તે પ્રમાણો સાથે જણાવવું જોઈએ આદર્શ શુદ્ધ સંસ્કરણો પ્રથમ પ્રકાશિત કરવામાં કેટલો પરિશ્રમ કરવો પડે છે, તે તેવા કાર્યો કરનારા જ સમજી શકે છે, અશુદ્ધિઓ દર્શાવવી એ સહજસાધ્ય છે, પરંતુ અત્યન્ત વિશુદ્ધ સંસ્કરણ પ્રકાશિત કરવું-એ અતિપરિશ્રમસાધ્ય છે. એમાં બહોળા બુદ્ધિ-વૈભવ સાથે વિવિધ શાસ્ત્રીય જ્ઞાનના અનુભવનું પ્રદર્શન કરાવવું પડે છે.

પ્રાકૃત અજિત—શાન્તિ—સ્તવના હજારો વર્ષ જૂના છંદોની ચર્ચા—વિચારણા જે રીતે સંસ્કૃત—વ્યાખ્યા—વૃત્તિકારોએ અને અવચૂરિકાર આદિએ કરી છે, એ માર્ગે—એ પદ્ધતિએ ગુજરાતી ટીકાકાર—વિવરણકારે સંશોધકો આદિ અનેક વિશેષજ્ઞ વિદ્વાનોની સહાયતાથી અને છંદ.શાસ્ત્રનાં પ્રામાણિક સાધનોના આધારથી ત્યાં કરી છે-એમ ત્યાં દર્શાવેલાં ૧૫-૨૦ જેટલાં તે વિષયનાં ગ્રંથોના નામોથી સમજી શકાય તેમ છે. છંદોના અભ્યાસી વાચકો—વિચારકોને સુગમતા થાય તે માટે તે તે છંદોના લક્ષણો પ્રમાણે ત્યાં ઉત્થાપનિકા—તરણિકા પણ પ્રદર્શિત કરી છે તેમ છતાં છદ્મસ્થ—દૃષ્ટિવાળાને કવચિત્ સમજફેર કે સ્ખલના થવી સંભવિત છે, તે તજ્જ્ઞ ગંભીર ગીતાર્થ સજ્જનોએ ધીરજથી વિચારી સપ્રમાણ સમજાવવું જોઈએ, જેથી સુધારી શકાય

## 'ઈરિયાવહિયા'માં

સમાલોચકના મતે હ્રસ્વ ઈકારવાળા इरियावही, इरियावहिय, इरियावहिया એવા શબ્દો જ શુદ્ધ અને દીર્ઘ ઈવાળા અશુદ્ધ જણાય છે પરન્તુ સંસ્કૃત વ્યાખ્યાકારોએ દીર્ઘ ઈવાળા 'ईर्' ધાતુ પરથી 'ईर्या' શબ્દ તથા ऐर्यापथिकी આદિ શબ્દ સમન્વેલ છે, પ્રાકૃત—પદ્ધતિ પ્રમાણે એમાં 'स्याद्-भव्य-चैत्य-चौर्य समेषु यात्' (हैम श ૮-૨-૧૦૭) સૂત્ર દ્વારા य પહેલાં इ માં इ ઉમેરાતાં 'ईरिया' શબ્દ સાધી શકાય છે, તેવા શબ્દો સમવાયાંગસૂત્ર, ઓઘનિર્યુક્તિ, સુરસુંદરીચરિય વગેરેમા મળે છે વિશેષાવશ્યક-ભાષ્યમાં 'ईरेइ' તથા પ્રશ્નવ્યાકરણમાં 'ईरियव्व' શ્રીહરિભદ્રસૂરિની આવશ્યકસૂત્ર-વૃત્તિ (પત્ર-૬૧૬)માં 'ईरियासमिइए' વગેરે પ્રયોગો જોવામાં

આવે છે. છતાં લેખન-ઉચ્ચારણસરલતા આદિ કારણે બને પ્રકારના (હ્રસ્વ અને દીર્ઘ) પ્રયોગો મળે છે, તે 'પ્રાકૃતશબ્દમહાર્ણવ' જેવા કોશદ્વારા પણ જાણી શકાય છે, તેથી દીર્ઘ પ્રયોગને અશુદ્ધ ગણાવવો ઉચિત નથી. ઋ. કે પેઢી તરફથી પ્રકાશિત 'ષડાવશ્યકસૂત્રાણિ' પત્ર ૩,૧૩,૧૪માં દીર્ઘ ઈવાળા પાઠો છે.

## ભ(ભુ)વનદેવતા—સ્તુતિમાં

સમાલોચકના મતે **ભ**વનદેવી, **ભ**વનદેવતા, ભવણદેવયા એવા પાઠો શુદ્ધ છે અને **ભુ**વાળા પાઠો અશુદ્ધ છે, પરન્તુ પ્રાચીન પોથીઓમાં તેવા પાઠો જોવામાં આવે છે. વડોદરા —પ્રાચ્યવિદ્યામંદિરની નં ૨૭૧૯ની સં ૧૪૭૬મા લખાયેલી **આચારદિનકર**ની પ્રતિમા (પત્ર-૩૩માં) 'भुवनदेवताराघ्नार्थं' પાઠ છે, અને તે પછી આવી ગાથા દર્શાવી છે—

'ज्ञानादिगुणयुतानां स्वाध्यायाध्ययनसंयमरतानां ।
विदधातु **भुवनदेवी** शिवं सदा सर्वसाधूनां ॥'

તે જ પ્રતિના પત્ર ૭૭, ૧૪૦-૧૪૧ વગેરેમાં ફરી भुवनदेवता પાઠ મળે છે. એ જ પ્રમાણે છપાયેલા આચારદિનકર (પત્ર-૪૪)મા भुवनदेवता, भुवनदेवी પાઠ જોઈ શકાય છે. શ્રીચન્દ્રાચાર્યની 'સુબોધાસામાચારી' (દે લા પ્ર પત્ર-૪૯)મા 'भुवनदेवी' પાઠ છે. 'ષડાવશ્યકસૂત્રાણિ' (ઋ. કે. પ્ર. પત્ર-૮૬)માં **ભુ**વણદેવયાનો કાઉસગ્ગ અને ગાથામાં भुवनदेवी પાઠ પ્રકાશિત છે, અને બીજા ગ્રંથોમાં ભવનદેવતા (દેવી) વગેરે પાઠ પણ છપાયેલા છે. એવી રીતે મળતાં બે જાતનાં પાઠાંતરોમાથી એકની ત્યાં પસંદગી થયેલી છે, એને અશુદ્ધ કેમ કહી શકાય ?

## 'અડ્ઢાઈજ્જેસુ'માં

વિદ્વાન્ સમાલોચકે એમાંના જે ૫ પાઠો અશુદ્ધ જણાવ્યા છે, તે पनरससु, °पडिग्गहधारा, °महव्वयधारा, °सीलगधारा, તથા अक्खयायार° સર્વ પાઠો **આવશ્યકસૂત્ર** (ઉત્તરાર્ધ-પૂર્વ ભાગમાં) હારિભદ્રી વૃત્તિ સાથે આગમોદય સમિતિદ્વારા સ ૧૯૭૩મા પ્રકાશિત પુસ્તકમાં પ્રતિક્રમણ-અધ્યયનમા (પત્ર-૭૬૨માં) શુદ્ધ તરીકે છપાયેલા છે.

તે સૂત્ર પરની શ્રીહરિભદ્રસૂરિની વૃત્તિમા °धाराને મળતાં °धारिण. છાયા—શબ્દો મળે છે. દે. લા પ્ર. શ્રમણપ્રતિક્રમણ સૂત્ર—વૃત્તિમાં તેને મળતા શબ્દો છે સ. ૨૦૦૭મા દે લા ગ્રં. ૯૯માં પ્રકાશિત અવચૂરિ—સહિત **શ્રમણ-સૂત્ર** (પત્ર ૨૦-૨૧)માં અને 'ષડાવશ્યકસૂત્રાણિ' (ઋ. કે. પ્ર પત્ર. ૧૬) વગેરેમા પણ તેને મળતા પાઠો જોવામા આવે છે.

ઉપાધ્યાયજી શ્રીમાનવિજયજીએ સ ૧૭૩૧મા રચેલ **ધર્મસંગ્રહ**, કે જેમા ૧૦૩ થી અધિક પ્રાચીન ગ્રંથોના પ્રમાણો છે અને જેનુ પરિશોધન સુપ્રસિદ્ધ ઉપાધ્યાયજી શ્રીયશોવિજયજી તથા વાચક શ્રીલાવણ્યવિજયજી આદિએ કર્યું હતું તે દે લા પ્ર પુસ્તકના ઉત્તરાર્ધ (પત્ર-૮૮)માં પ્ર. **યતિપ્રતિક્રમણસૂત્ર**મા પણ ઉપર્યુક્ત પાઠો જોઈ શકાય છે તેની વ્યાખ્યામાં °धारका, धारा-प्रकर्षो વગેરે મળતા શબ્દો છે તેવી જ રીતે **આચાર-દિનકર** (સં. ૧૪૭૬ માં લિ પત્ર ૨૦૪-૮)માં મૂળ પાઠો ઉપર પ્રમાણે છે. વિશેષમાં **આવશ્યકસૂત્ર**માં દર્શાવેલ 'अक्खयायारचरित्ता' (હા વૃ अक्षताचारचरित्रा) પાઠને બદલે 'अक्खुआयारचरित्ता' (वृ अक्षताकारचरित्रा 'अक्खुअ' त्ति आर्षत्वादुकार.) એવો પાઠ ધર્મસંગ્રહમા મળે છે અને

આચારદિનકર ( સં. ૧૪૭૬ માં લિ. પ્રતિ )માં ' अक्खोहाआर-चरिआ ' ( તેની વૃત્તિમાં સં. अक्षोभ्याचारचरित्राः ) પાઠાંતર જોવામાં આવે છે, તેમાંથી આવશ્યકસૂત્રના પ્રાચીન પાઠો પસંદ કરી પ્ર૦ પ્રબોધટીકાવાળા પુસ્તકમાં પ્રકાશિત કરવામાં આવ્યા છે, જે શુદ્ધ છે. 'पन्नरस'ને મળતો 'पनरस' પાઠ પણ મળે છે.

**ભરહેસર-બાહુબલિ-સજ્ઝાયમાં**

સમાલોચક વિદ્વાને '**विलय** जति' પાઠને અશુદ્ધ અને 'विलिज्जति' પાઠને શુદ્ધ દર્શાવ્યો છે, પરંતુ 'ષડાવશ્યકસૂત્રાણિ' ( ઋ. કે. પ્ર. પત્ર ૨૮ ) વગેરે પુસ્તકોમાં અને અન્ય અનેક પોથીઓમાં 'विलय जति' પાઠ જોવામાં આવે છે. વિશેષમાં તપાગચ્છાધિપતિ શ્રીમુનિસુંદરસૂરિના શિષ્ય પં. શુભશીલે સં. ૧૫૦૯માં આ સજ્ઝાય પર વૃત્તિ રચી છે, તેની એક પોથી વડોદરાના પ્રાચ્યવિદ્યામંદિરમાં ( ન. ૨૮૮૪ ) છે, તેના પત્ર-૨૧૯માં પણ એવો પાઠ મળે છે. એથી એ 'विलय' પદને ત્યાં લુપ્ત-દ્વિતીયાવિભક્તિવાળું શુદ્ધ સમજવું જોઈએ.

**'મન્નહ જિણાણં'માં**

સમીક્ષક મુનિરાજે આ સૂત્રની ચોથી ગાથામાં 'भासासमिई छज्जीवकरुणा य' પ્રકાશિત પાઠને અશુદ્ધ અને '०समिईओ जीवक०' આવો પાઠ શુદ્ધ દર્શાવ્યો છે, પ. ઈન્દ્રહંસગણિએ સં. ૧૫૫૫માં રચેલી તે પરની વૃત્તિ ( ઉપદેશકલ્પવલ્લી ) સાથેના પુસ્તકમાં અને અન્યત્ર સહજ પાઠાન્તર મળે છે, ( ०ઈઓ ) તેમાંથી ત્યાં અધિક પ્રચલિત પાઠને માન આપ્યું છે, તે અશુદ્ધ ગણી શકાય નહિ.



[ અનુસંધાન પૃષ્ઠ : ૯૨ થી ચાલુ ]

સિંહનો ગુરુ હોય ત્યારે પરણેલી કન્યાને પાંચ પતિ થાય. માટે સિંહના ગુરુમાં વિવાહ, મુંડન, વ્રતબંધન, દીક્ષા, પ્રવાસ અને પ્રતિષ્ઠા કરવાં નહીં ( ૧ )

સિંહસ્થ ગુરુ હોય તો વિવાહમાં શોક, વ્રતમાં મરણ, મુંડનમાં દરિદ્રતા, યાત્રામાં નિષ્ફળતા અને પ્રતિષ્ઠામાં વિઘ્ન વગેરે ફળ મળે છે, માટે સિંહના ગુરુમાં સર્વ કાર્યોનો ત્યાગ કરવો. (૨)

રવિની સિંહરાશિમાં ગુરુ હોય કે ગુરુની ધન તથા મીન રાશિમાં સૂર્ય હોય ત્યારે દીક્ષા, વડી દીક્ષા તથા પ્રતિષ્ઠા કરાવવી નહીં ( ૩ ) ( આ૦ નરચંદ્રસૂરિકૃત જૈનજ્યોતિષટીપ્પન )

સિંહસ્થ ગુરુ માટે આ મુજબ વિવિધ ઉલ્લેખો મળે છે, જેમાં વિધિ-નિષેધનું ભિન્ન ભિન્નરૂપે નિરૂપણ છે. આ પાઠોની તારવણી એ જ છે કે—

સિંહનો ગુરુ હોય ત્યારે શુભ કામ કરવાં નહી. ગોદાવરીની દક્ષિણે મના નથી, ગંગાની ઉત્તરે પણ મના નથી. મઘા પછીનો કે પાંચ અંશ પછીનો સિંહસ્થ ગુરુ ગંગાની ઉત્તરમાં અને ગોદાવરીની દક્ષિણમાં દુષ્ટ નથી, પરંતુ તેના મધ્ય પ્રદેશમાં જ દુષ્ટ છે. સિંહનો ગુરુ કલિંગ, ગૌડ અને ગૂજરાતમાં જ ત્યાજ્ય છે કદાચ આવશ્યક કામ હોય તો મઘાનો ગુરુ ઊતરી જતા તે કામ કરી શકાય સિંહસ્થ ગુરુ હોય તો પણ મેષનો સૂર્ય થાય, તે દિવસોમાં શુભ કામ કરી શકાય સર્વોત્તમ માર્ગ એ જ છે કે, સિંહના ગુરુનો શાપ હોય તો સર્વ શુભ કામોમાં ત્યાગ કરવો.

અહીં શુભ કાર્યો એ શબ્દથી બાગ, ક્ષૌર, મુંડન, વ્રત, દીક્ષા, પ્રવાસ, યાત્રા, વધૂપ્રવેશ, તળાવ, કૂવો, દેવપ્રતિષ્ઠા વગેરે લેવાય છે.



# રોહિણી

લેખક. પૂ. મુનિરાજ શ્રીનિરંજન વિજયજી
[ પૂ મુ. શ્રીખાંતિવિજયજી શિષ્ય ]

**ઘણા** કાળ પહેલાંની વાત છે. આ પૃથ્વીના મધ્ય ભાગમાં એક લાખ જોજન લાંબો તથા પહોળો ગોળાકાર **જંબૂ** નામે દ્વીપ આવેલો છે. આ દ્વીપના દક્ષિણ ભાગમાં ઋદ્ધિથી શોભાયમાન **ભરત** નામનું ક્ષેત્ર છે તેમાં **અંગ** નામે પ્રસિદ્ધ દેશ આવેલો છે. આ દેશમાં **ચંપા** નામે ઉત્તમ નગરી છે, એ નગરીમાં અનેક લક્ષાધિપતિ શેઠોની હવેલીઓ રાજાના મહેલો જેવી શોભે છે.

એક વાર આ ચંપાપુરીમાં બારમા તીર્થંકર શ્રીવાસુપૂજ્યસ્વામીના પુત્ર **મઘવા** નામે રાજા પ્રજા ઉપર રાજ કરતા હતા. આ રાજા રાજનીતિના જાણનારા તથા પ્રજાનું પાલન કરવામાં તત્પર હતા. વળી, આ રાજાને સાક્ષાત લક્ષ્મી સરખી **લક્ષ્મી** નામે પ્રિયા હતી. રાણી હમેશાં સદાચારનું પાલન કરનારી લોકોને માન્ય અને પતિવ્રતા હતી. તેમને અનુક્રમે આઠ પુત્રો થયા અને એ પછી એક પુત્રી થઈ. આઠ પુત્રો ઉપર પુત્રી આવવાથી રાજા-રાણીને ઘણો હર્ષ થયો. તેનું નામ **રોહિણી** પાડ્યું. માતપિતાને ઘણી વહાલી એવી રોહિણી પાંચ ધાવ-માતાઓથી લાલનપાલન કરાતી અનુક્રમે બીજના ચંદ્રની જેમ દિન પ્રતિદિન વૃદ્ધિપણાને પામવા લાગી.

જ્યારે તે રોહિણી અભ્યાસ લાયક ઉમરવાળી થઈ ત્યારે કલાચાર્ય પાસે ભણીને સ્ત્રીઓની ચોસઠ કળામાં પ્રવીણ થઈ. અનુક્રમે વૃદ્ધિ પામતી તે યુવાવસ્થાને પામી. તેનું રૂપ રતિ સરખું હતું, હરિણ જેવાં નેત્રો હતાં સુવર્ણ સરખો તેના શરીરનો વર્ણ હતો. કોયલના સ્વર જેવો મીઠો સ્વર હતો યુવાવસ્થાને લીધે તેના દરેક અવયવનું રૂપ ખીલી ઊઠ્યું હતું. રૂપ અને લાવણ્ય વડે શોભતી તે રોહિણી સર્વસ્ત્રીઓમાં મુગટ સમાન જણાતી હતી.

**રોહિણીનો સ્વયંવર :**

પોતાની પુત્રીને વિવાહયોગ્ય થયેલી જાણીને મઘવા રાજાએ આ કન્યારત્ન કોને આપવું તે વિશે મંત્રીઓ સાથે વિચારણા કરી મંત્રીઓની સલાહથી રાજાએ રોહિણીનો સ્વયંવર કરવાનું નક્કી કર્યું. આ સ્વયંવરની હકીકત જણાવવાને દેશોદેશ દૂતોને મોકલવામાં આવ્યા. અને તેથી અનેક દેશના રાજાઓ તથા રાજકુમારો રોહિણી સાથે લગ્ન કરવાની ઇચ્છાથી ચંપાપુરીમા આવી પહોંચ્યા.

મઘવા રાજાએ સ્વયંવર મંડપની સુંદર રચના કરી હતી. તેમાં રાજાઓ તથા રાજકુમારોને માટે યોગ્ય આસનો ગોઠવવામાં આવ્યાં. અને નક્કી કરેલા વખતે રાજાઓ તથા રાજપુત્રો પોતપોતાના નિયત કરેલાં આસનો ઉપર બેઠા. સુંદર પોષાકને ધારણ કરનારા અને સુંદર આકારવાળા તે રાજાઓથી સ્વયંવર મંડપ દેવસભા જેવો શોભવા લાગ્યો. મંડપમાં એકઠા થયેલા તે રાજાઓ રોહિણીને જોવાને આતુરતાપૂર્વક બેઠા.

રોહિણીએ પણ સ્નાન કરીને, શરીરે સુગંધિત વિલેપન કર્યું. સુંદર શ્વેત વસ્ત્રો ધારણ કર્યાં. બંને લોચનમાં કાજળ આંજ્યું. હીરા મોતીનાં સુંદર કિંમતી આભૂષણો ધારણ કર્યાં. સ્વર્ગમાંથી અહીં ઊતરી આવેલી દેવાંગના ન હોય એવી રોહિણી પાલખીમાં બેસીને આવી અને એણે સખીઓ સાથે સ્વયંવર મંડપમાં પ્રવેશ કર્યો.

આવતાંવેંત એણે સ્વયંવર મંડપમાં નજર નાખી. અંગ, વંગ, કલિંગ, આંધ્ર, જાલંધર, મરુસ્થલ, લાટ, ભોટ, મહાભોટ, મેદપાટ, વિરાટ, ગૌડ, ચૌડ, મહારાષ્ટ્ર, સૌરાષ્ટ્ર, કુરુ, ગુર્જર, આભીર, કાશ્મીર, ગોલ, પંચાલ, માલવા, હૂણ, ચીન, મહાચીન, કચ્છ, કર્ણાટક, કુંકણ, સપાદલક્ષ, નેપાલ, કાન્યકુબ્જ, કુંતલ, મગધ, નિષધ, સિંધુ, વિદર્ભ, દ્રવિડ વગેરે દેશના રાજાઓ તે સ્વયંવર મંડપમાં બેઠેલા હતા. આ બધા દેશના રાજાઓની દૃષ્ટિ સ્વયંવર મંડપમાં આવેલી રોહિણી રાજપુત્રી તરફ એક સાથે આકર્ષાઈ.



[ રોહિણી સ્વયંવરમંડપમાં આવે છે ]

હવે રાજાઓનાં નામ તથા ગોત્ર વગેરે જાણનારી એક પ્રતિહારી આગળ આવી. તે રોહિણી આગળ તે તે રાજાઓનું આ પ્રમાણે વર્ણન કરવા લાગી.

આ સુંદર ધાન્યવાળા માલવા નામના દેશનો રાજા છે.

વિવેક, ન્યાય, નિપુણતા વગેરે ગુણોવાળા આ ગુર્જરેશ્વર છે.

કેળ વગેરે ફલનો સ્વાદ જાણનાર આ કુંકણ દેશનો નરપતિ છે.

શત્રુંજય વગેરે પર્વતોથી શોભતા સૌરાષ્ટ્ર દેશનો આ અધિપતિ છે.
ચિત્રકૂટ પર્વતથી શોભાયમાન મેવાડ દેશનો આ રાજવી છે.
સુંદર રત્નકંબલથી શોભતા નેપાલ દેશનો આ સ્વામી છે.
મોટી કોટિશિલાથી મનોહર મગધ દેશનો આ નરેશ્વર છે.
અર્બુદ (આબુ) તીર્થથી ઉજ્જવલ મરુદેશનો આ મહીપતિ છે.
મદોન્મત્ત હાથીઓવાળા કલિંગ દેશનો આ ભૂપતિ છે.
શારદાદેવીના ચરણકમલથી પવિત્ર કાશ્મીર દેશનો આ નરેશ છે.

આ સપાદલક્ષ દેશના વીતશોક નામના રાજાનો અશોકચંદ્ર નામે રાજા છે. આ રાજા યુવાન, બુદ્ધિશાળી, ન્યાયી અને પૃથ્વીમાં પ્રસિદ્ધ છે.

પ્રતિહારીએ આ પ્રમાણે સ્વયંવરમંડપમાં આવેલા બીજા રાજાઓનું પણ રોહિણી કુમારી આગળ વર્ણન કર્યું. તે જ વખતે રોહિણીકુમારીએ પણ બીજા સઘળા રાજાઓ તથા રાજપુત્રોને મૂકીને અશોકચંદ્રના ગળામાં વરમાળા પહેરાવી દીધી. આ પસંદગી સૌને ઉત્તમ લાગી.

મઘવા રાજાએ બીજા રાજાઓનો આદરસત્કાર કરીને વિદાય કર્યા અને શુભ દિવસે તથા શુભ મુહૂર્તે મોટી ધામધૂમથી અશોકચંદ્ર અને રોહિણી કુમારીનો લગ્નોત્સવ કર્યો. તે વખતે મઘવા રાજાએ જમાઈને ઉત્તમ પ્રકારના હાથી, ઘોડા તેમજ ઉત્તમ પ્રકારના હીરામોતી વગેરે આપ્યા.

[ ૨ ]

ચંપાપુરીમાં કેટલાક દિવસ આનંદપૂર્વક રહીને અશોકચંદ્રે પોતાની નગરીમાં જવાની મઘવા રાજા પાસે રજા માગી. તે વખતે વિદાયગીરીમાં રાજાએ જમાઈને તથા પુત્રીને ઘણી કિંમતી ભેટો આપી. માતાએ પણ પુત્રીને હિતશિક્ષા આપતાં જણાવ્યું: 'હે પુત્રી! તું તારા પતિની આજ્ઞા ઉઠાવજે. દેવગુરુમાં ભક્તિ રાખજે. કોઈ કારણે પતિ ક્રોધ કરે તો પણ તું ક્રોધ કરીશ નહિ. દુ:ખમાં દીન ન બનીશ. ખેદ પણ ન કરીશ વળી, ગુણોમાં આદર રાખજે. અને શાસ્ત્રમાં કહેલાં વધૂનાં કાર્યોને આદરપૂર્વક કરજે ' પુત્રીએ માતાની હિતકારી શિખામણ વિનયી શિષ્યની જેમ ગ્રહણ કરી. અશોકચંદ્ર રાજા સાસુ-સસરાની રજા લઈને પોતાની પ્રિયાની સાથે નાગપુર નગરી તરફ ચાલ્યો અને કેટલાક દિવસના પ્રયાણ પછી તે પોતાની નગરી પાસે આવી પહોંચ્યો.

વીતશોક રાજાએ અશોકચંદ્રને વહુ સાથે આવેલો જાણીને મોટા મહોત્સવપૂર્વક તેમનો નગરપ્રવેશ કરાવ્યો ત્યાર પછી અશોકચંદ્ર રોહિણી રાણીની સાથે સુખ ભોગવતો આનંદપૂર્વક દિવસો ગાળવા લાગ્યો કેટલાક દિવસો પછી વીતશોક રાજાએ અશોકચંદ્ર કુમારનો રાજ્યાભિષેક કર્યો અને પોતે વૈરાગ્ય ભાવથી દીક્ષા ગ્રહણ કરી અશોકચંદ્ર રાજા પિતાની પેઠે પ્રજાનું ન્યાયપૂર્વક પાલન કરવા લાગ્યા તેથી તેમણે પ્રજાની ઘણી પ્રીતિ મેળવી. પ્રજા પણ સુખી હતી. અશોકચંદ્ર

રાજાને રોહિણી રાણીથી અનુક્રમે આઠ પુત્રો અને ચાર પુત્રીઓ થઈ અને કેટલોક કાળ આનંદપૂર્વક પસાર થઈ ગયો.

એક વાર અશોકચંદ્ર રાજા રોહિણી રાણીની સાથે મહેલના સાતમા માળના ગોખમાં બેઠા હતા. રાજા લોકપાલ નામના નાના પુત્રને ખોળામાં લઈને રમાડી રહ્યા હતા. તે વખતે રાજાના મહેલની નજીક રહેતા કોઈક વેપારીનો પુત્ર મરણ પામ્યો. તેને સ્મશાનમાં બાળવા લઈ જતા હતા તે વખતે તે પુત્રની માતા તથા બીજાં સગાંસંબંધીઓની સ્ત્રીઓ તે મહેલ આગળના માર્ગ ઉપરથી છાતી કૂટતી રુદન કરતી જતી હતી. રોહિણીએ સુખમાં દિવસો ગાળેલા હોવાથી તેણે આવું રુદન કોઈ વખત સાંભળ્યું નહોતું તેથી રોહિણીએ અશોકચંદ્રને પૂછ્યું :

'દેવ ! આ બુદ્ધિમાન સ્ત્રીઓ કયા રાગમાં ગાય છે ? અને વિચિત્ર અભિનયવાળું આ કઈ પ્રકારનું નાટક છે ?'

અશોકચંદ્રે હસીને કહ્યું: 'હે રાણી ! આ રુદનને લોકમાં કોણ નથી જાણતું ? રુદન, હાસ્ય, કામક્રીડા, ભક્ષણ, પ્રેક્ષણ, ગમન, શયન, નિદ્રા આ ક્રિયાઓ તો પ્રાણીઓમાં સ્વયંસિદ્ધ છે. જ્યારે પ્રાણીઓને પાપનો ઉદય થાય છે ત્યારે ધનહાનિ, અનિષ્ટનો યોગ, વહાલાંનો વિયોગ, આધિઓ, વ્યાધિઓ, ઉપાધિઓ વગેરે ઉત્પન્ન થાય છે અને તેથી આ સંસારી જીવોને અતિદુઃખ થાય છે. અતિદુઃખને લીધે પ્રાણીઓને રડવું આવે છે, તેમાં પણ સ્ત્રીઓને તો જલદીથી રુદન આવે છે. તું બધી રીતે સુખી હોવાથી ગર્વથી આ પ્રમાણે બોલે છે, કારણકે તેં આ દુઃખ શું છે તે જાણ્યું નથી.'


[રાજાએ કુંવરને નીચે પટક્યો.]

આ પ્રમાણેનું પતિનું વચન સાંભળીને રોહિણીએ કહ્યું: 'આવું રુદન મને બિલકુલ આવડતું નથી. મેં આવું નાટક કોઈ વખત જોયું નથી તેથી આ પ્રમાણે પૂછ્યું તેમાં તમે મારી મશ્કરી શા માટે કરો છો ? મારા મનમાં રાજ્યના ઐશ્વર્યસુખનો કોઈ ગર્વ નથી. આવું મેણું મારવું તમને શોભતું નથી !'

રોહિણીનાં વચન સાંભળીને રાજાએ આક્રોશથી કહ્યું: 'તું જો, હું હમણાં જ તને રુદન શીખવું છું.' એમ કહેતાંની સાથે પોતાના ખોળામાં રમતા નાના કુંવર લોકપાલને બે હાથે ઉપાડીને તેમણે સાતમે માળેથી એકદમ નીચે પટક્યો.

રાજાનું આ કૃત્ય જોઈને નજીકમાં રહેલા મનુષ્યોએ હાહાકાર કર્યો. મોટાની આપત્તિમાં કોને દુઃખ થતું નથી? રાજાએ પણ કહ્યું: 'અરે! હાથમાં રમતો બાલક પડી ગયો.' આવું બન્યા છતાં પણ રોહિણીને તો જરા પણ દુઃખ થયું નહિ, તેમ જ રડવું પણ આવ્યું નહિ.

બન્યું એવું કે રાજાએ જેવો બાળકને નીચે ફેંક્યો કે તેજ વખતે તે નગરની અધિષ્ઠાત્રી દેવીએ તે બાળકને વચમાંથી જ એકદમ પકડી લીધો અને પોતે જ નીચે બનાવેલ સિંહાસન ઉપર તેને મૂક્યો. રાજાના કહેવાથી મનુષ્યોએ તરત જ નીચે જઈને જોયું તો સિંહાસન ઉપર હસતા—રમતા તે બાળકને જોયો અને તેને ઉપાડીને રાજાને સોંપ્યો. બાળકને અક્ષત જોઈને લોકોને ઘણું વિસ્મય થયું અને કહેવા લાગ્યા: 'અહો! પુણ્યનો મોટો પ્રભાવ! મોટો પ્રભાવ! આ રોહિણી રાણીને પણ ધન્ય છે કે જે રોવાનુંયે જાણતી નથી.'

કહ્યું છે કે—'મનુષ્યોને પુણ્યના ઉદયથી અસંભવિત પણ સંભવિત બને છે પૂર્વે કરેલાં કર્મો વનમાં, રણમાં, શત્રુમાં, જળમાં, અગ્નિમાં મોટા સમુદ્રમાં પર્વતના મસ્તકે સૂતેલા, પ્રમાદી કે સંકટમાં રહેલાનુંયે રક્ષણ કરે છે.'

અશોકચંદ્ર રાજાએ પણ રાણીને કહ્યું: 'મેં તો તને રોવા કૂટવાની કલા શીખવવા માટે આ સાહસ કર્યું હતું, પરંતુ તેં પૂર્વે કોઈ મોટું પુણ્યકર્મ ઉપાર્જન કરેલું છે, જેથી પુત્ર લોકપાલ જીવતો રહ્યો અને તને દુઃખનો અનુભવ ન થયો. પરંતુ આ વાતનો નિશ્ચય તો કોઈ જ્ઞાની ગુરુમહારાજ આવે તો જ થઈ શકે.'

[ ૩ ]

## રોહિણીનો પૂર્વભવ

એકદા એ નગરના ઉદ્યાનમાં રૂપ્યકુંભ અને સુવર્ણકુંભ નામના બે જ્ઞાની મુનિરાજો સમોસર્યા. તેમનું આગમન સાંભળીને અશોકચંદ્ર રાજા પણ તેમની ઉપદેશવાણી સાંભળવા પરિવાર સાથે ત્યાં ગયા અને બને મુનિઓને વિધિપૂર્વક વંદન કરીને યોગ્ય સ્થાને બેઠા.



[ રાજા પરિવાર સાથે: મુનિરાજોની વાણી સાંભળે છે ]

'રાણીએ મુનિરાજને કડવી તુંબડી વહોરાવી અને તેથી મુનિરાજનું મરણ થયું એ વાત જયારે રાજાએ જાણી ત્યારે તે રાણી ઉપર એકદમ ગુસ્સે થયા અને રાણીને પોતાના દેશની બહાર કાઢી મૂકી. તે જ્યાં ત્યાં રખડવા લાગી અને સાતમે દિવસે તેના શરીરમાં આકરો કોઢ રોગ ઉત્પન્ન થયો કારણ કે કહ્યું છે કે, "અતિઉગ્ર પાપનું ફળ એ જ ભવમાં ઉદયમાં આવે છે" લાંબા કાળ સુધી રોગથી પિડાતી, માણસો વડે નિન્દા કરાતી અને પગલે પગલે તાડન તર્જન કરાતી તે મરીને છઠ્ઠી નારકીમાં ઉત્પન્ન થઈ ત્યાં અનેક પ્રકારનાં દુઃખ ભોગવીને આયુષ્ય પૂરું થતાં તિર્યંચમાં ઉત્પન્ન થઈ. ત્યાં પણ દુઃખ ભોગવીને સાતમી નરકે ગઈ. નરકની ઘોર વેદનાઓ ભોગવીને પાછી તિર્યંચમાં ઉત્પન્ન થઈ. એ પ્રમાણે આંતરે આંતરે તે બધી નરકોમાં ઉત્પન્ન થઈ કારણ કે પાપી જીવોને નરક સિવાય બીજી સારી ગતિ ક્યાંથી મળે ? પછી તો તે અનુક્રમે સર્પિણી ઊંટડી, શિયાલણી, કુકડી, ભૂંડણ, ગીરોલી, ઉંદરડી, કાગડી, કૂતરી, બિલાડી, દેડકી, ગધેડી: એમ તિર્યંચ યોનિમાં રખડી અને ત્યાં પણ તેનું મૃત્યુ પ્રાયે કરીને અગ્નિ અથવા શસ્ત્રઘાત વડે થતું. તિર્યંચમાં છેલ્લો ભવ ગાયનો થયો. ત્યાં મરણ વખતે ગુરુએ તેને નમસ્કાર મંત્ર સંભળાવ્યો અને તે નમસ્કારના પ્રભાવથી, હે ધનમિત્ર શેઠ ! તે તમારે ત્યાં પુત્રીરૂપે ઉત્પન્ન થઈ. અને પૂર્વે કરેલા મુનિઘાતના પાપકર્મને લીધે તે દુર્ગંધા અને દુર્ભાગી બની.'

[ ૫ ]

## રોહિણી તપનું સ્વરૂપ

ગુરુ મહારાજે કહેલો પૂર્વભવનો અહેવાલ સાંભળીને દુર્ગન્ધાને શુભ ધ્યાનના યોગથી જાતિ સ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું અને મુનિરાજે કહ્યા પ્રમાણે પોતાના પૂર્વ ભવો તેણે જોયા. તેથી પાપભીરુ દુર્ગન્ધાએ મુનિરાજને કહ્યું : 'ગુરુ મહારાજ ! આ પાપમાંથી મારો જલદી ઉદ્ધાર કરો આપના સિવાય મારે બીજો કોઈ આધાર નથી'.

તે વખતે ગુરુ મહારાજે કહ્યું: 'પાપમાંથી છૂટવાને માટે તારે રોહિણી તપ કરવું.'

'આ તપ શી રીતે કરાય છે ?' દુર્ગંધાએ જિજ્ઞાસુ બની પૂછ્યુ.

ગુરુ મહારાજે જણાવ્યું : 'રોહિણી નામના નક્ષત્રના દિવસે આ તપ કરાય છે. તે દિવસે ઉપવાસ કરવો જોઈએ અરિહંત ભગવાન શ્રીવાસુપૂજ્યસ્વામીની ભક્તિપૂર્વક સેવા કરવી સાત વર્ષ અને સાત માસ સુધી આ તપ કરવું, અંતે તપનુ ઊજમણું કરવું.

'આ તપના પ્રભાવથી તું અશોકચંદ્ર નામના રાજાની રાણી થઈશ અને તે ભવમાં તપ કરીને મોક્ષે જઈશ તે વખતે બારમા શ્રીવાસુપૂજ્યસ્વામીનું પવિત્ર તીર્થ પ્રવર્તશે. અત્યારે રૂપાનું અશોકવૃક્ષ બનાવી તેની નીચે જિનચૈત્ય સ્થાપી તેમાં શ્રીવાસુપૂજ્યસ્વામીની સુવર્ણની નવી પ્રતિમા પધરાવીને તું દરરોજ પૂજન કર અને આ પ્રમાણે કરવાથી પુણ્યના પ્રભાવે સુગંધ ભૂપની જેમ તું સુગંધા થઈશ.

પુણ્યથી કયું ઇચ્છિત પ્રાપ્ત થતું નથી !'

તે વખતે દુર્ગંધાએ પૂછ્યું : 'ભગવન્ ! આ સુગંધ રાજા કોણ હતા તેનું સ્વરૂપ કૃપા કરીને જણાવો.'

ગુરુ મહારાજે તે સુગંધ રાજાની કથા કહેવા માંડી: 'આ ભરતક્ષેત્રમાં સિંહપુર નામે ઉત્તમ નગર હતું. તેમાં મહાપરાક્રમી સિંહસેન નામે રાજા રાજ્ય કરતો હતો. તેને કનકપ્રભા નામે રૂપવતી રાણી હતી. તેમને નિર્નામક નામે પુત્ર થયો તે દુર્ગન્ધી, દુર્ભાગી અને લોકોમાં નિંદનીય બન્યો હતો

'એકવાર છઠ્ઠા શ્રીપદ્મપ્રભસ્વામી સિંહપુર નગરમાં સમોસર્યા ત્યારે નિર્નામક પ્રભુને વાંદવા ગયો, અને તેમને પોતાનો પૂર્વભવ પૂછ્યો ત્યારે પ્રભુએ તેનો પૂર્વ ભવ આ પ્રમાણે કહ્યો :—

'નાગપુર નગરથી બાર યોજન છેટે નીલ નામે પર્વત છે. તે પર્વતની એક ગુફામાં એક મુનીશ્વર માસખમણ કરતા હતા તે વખતે એક શિકારી ધનુષ્ય અને બાણો લઈને આવ્યો. પરંતુ મુનિના પ્રભાવથી તે શિકાર કરવામાં નિષ્ફળ થયો. આથી શિકારીને મુનિ ઉપર ક્રોધ ચડ્યો. તેમને મારવા માટે એ લાગ જોતો હતો. પારણાને દિવસે તે મુનિએ નગરમાથી ભિક્ષા લાવી પારણું કરીને ગુફામાં કાયોત્સર્ગ કર્યો ત્યારે લાગ જોઈ ક્રોધથી ધમધમતો તે શિકારી ત્યાં આવ્યો અને મુનિની ચારે બાજુએ લાકડાં ગોઠવી તેમાં અગ્નિ સળગાવ્યો. શત્રુ અને મિત્ર ઉપર સમાન દૃષ્ટિવાળા તે મુનિરાજે અગ્નિના તાપની દુઃસહ વેદના સમતા ભાવે સહન કરી અને શુભ ભાવના યોગે એ મુનિ કેવલજ્ઞાન પામી મોક્ષે ગયા.



[ શિકારીએ ધ્યાનસ્થ મુનિની આસપાસ લાકડાં ગોઠવી અગ્નિ સળગાવ્યો. ]

'તે દુષ્ટ શિકારીને પાપના ઉદયથી ગળતા કોઢનો રોગ થયો. દુઃખથી પિડાતો મરીને તે સાતમી નારકીમાં ગયો. ત્યાંથી નીકળીને ઘુવડ થયો. ત્યાંથી પહેલી નરકે ગયો. ત્યાંથી નીકળીને સર્પ થયો ત્યાંથી મરીને પાચમી નરકે ગયો ત્યાંથી સિંહ થઈને ચોથી નારકીમાં ગયો. ત્યાંથી મરીને ચિત્તો થયો. ત્યાંથી ત્રીજી નારકીમાંથી આવીને ઉંદર થયો. ત્યાંથી બીજી નારકીમાં ગયો. ત્યાંથી ઘુવડ થઈને પહેલી નારકીમાં ગયો. ત્યાંથી નીકળેલો તે દરિદ્ર ગોપાલ (ભરવાડ) થયો. એક વખત જંગલમાં દાવાનળ લાગ્યો તેમાં તે દાઝી ગયો. મહાસુશીબતે ગામમાં આવ્યો. ત્યાં શ્રાવકે તેને મરતી વખતે નમસ્કાર મંત્ર સંભળાવ્યો ત્યારે સામાધિપૂર્વક મરીને, નમસ્કાર મંત્રના પ્રભાવથી તું રાજપુત્ર થયો બાકી રહેલા પાપકર્મના ઉદયથી શરીરે દુર્ગંધી રાજા થયો.

'શ્રીપદ્મપ્રભસ્વામીએ કહેલું પૂર્વ ભવનું સ્વરૂપ સાંભળીને તે રાજાને જાતિ-સ્મરણ જ્ઞાન થયું. તેણે પ્રભુને પૂછ્યું કે, 'મારું શરીર સુગંધીવાળું કેવી રીતે થાય?' તે વખતે પ્રભુએ તેને રોહિણી તપ કરવાનું જણાવ્યું. તેણે પણ ભાવ-પૂર્વક તે તપ કર્યું અને તે તપના પ્રભાવથી તેનું શરીર સુગંધી બની ગયું તેથી તે રાજાનું નામ સુગંધ રાજા લોકમાં પ્રસિદ્ધ થયું.

આ પ્રમાણેનું તે સુગંધ રાજાનું સ્વરૂપ જાણીને દુર્ગન્ધાએ પણ ગુરુમહા-રાજના કહ્યા પ્રમાણે તે રોહિણી તપની આરાધના કરી. તે તપના પ્રભાવથી દુર્ગન્ધાનું શરીર પર સુગંધવાળું થયું. પછી તો તે સૌભાગ્યવાળી અને લોકોમાં માનનીય થઈને છેવટે સમાધિપૂર્વક મરણ પામી. એ તપના પ્રભાવથી દેવી થઈ ત્યાં દેવલોકનું આયુષ્ય પૂરું થતાં ત્યાંથી આવીને ચંપા નગરીના મઘવા રાજાની રોહિણી નામે રૂપવતી પુત્રી થઈ. હે અશોકચંદ્ર! આ રોહિણી જ તમારી રાણી થઈ છે.

[ ૬ ]

## રાજા-રાણીનો પરિવાર—

અશોકચંદ્ર રાજાએ રૂપ્યકુંભ મુનીશ્વરને પૂછ્યુ: 'હે ભગવન્! મારો તેના ઉપર અને તેનો મારા ઉપર ગાઢ રાગ શાથી થયો છે, તેનુ કારણ કૃપા કરીને જણાવો'

ગુરુ મહારાજે તેમના રાગનું કારણ નીચે પ્રમાણે જણાવ્યુ:—

'મેં હમણાં જ તમને સિંહપુર નગરના રાજા સિંહસેનના પુત્ર સુગંધ-રાજનું દૃષ્ટાંત જણાવ્યુ અને સિંહસેન રાજાએ ત્યાર પછી પોતાના પુત્ર સુગંધ-રાજનો રાજ્યાભિષેક કર્યો. સિંહસેને સદ્‌ગુરુની પાસે ભવતારિણી દીક્ષા ગ્રહણ કરી. ત્યાર પછી સુગંધ રાજાએ પણ ન્યાયથી પ્રજાનું પાલન કર્યું. લાબા કાળ સુધી જિનશાસનની આરાધના કરી. અંતે સમાધિપૂર્વક કાળ કરીને દેવલોકમા ગયા

'હવે આ જંબૂદ્વીપના મહાવિદેહ ક્ષેત્રમાં પુષ્કલાવતી નામની વિજય આવેલી

છે. તે વિજયમાં પુંડરીકિણી નામની શોભાયમાન નગરી છે તે વિજયનો વિમલકીર્તિ નામે રાજા મહાબુદ્ધિશાળી અને યશસ્વી હતો. તે રાજાને કલ્યાણકારી સુંદર શીલવાળી, મધુર વચનવાળી અને મનોહર રૂપવાલી સુભદ્રા નામે રાણી હતી. તે સુભદ્રા રાણીની કુક્ષિને વિષે સુગંધરાજનો, દેવપણે ઉત્પન્ન થયેલ જીવ આયુષ્ય પૂર્ણ થતાં પુત્રપણે ઉત્પન્ન થયો તેના જન્મ પહેલાં તેની સુભદ્રા માતાએ ચક્રવર્તી-પણાને જણાવનારાં ચૌદ મોટાં સ્વપ્નો જોયાં. ત્યાર પછી શુભ દિવસે તે રાણીએ સૂર્ય સમાન તેજસ્વી પુત્રને જન્મ આપ્યો. તેનું નામ અર્કકીર્તિ રાખ્યું. પાંચ ધાવમાતાથી લાલન કરાતો તે અર્કકીર્તિ અનુક્રમે વૃદ્ધિ પામવા લાગ્યો. તે અનેક કલાઓ શીખ્યો તેમ શૌર્ય વગેરે ગુણોનો ભંડાર બન્યો. અનુક્રમે તે વિજયના છ ખંડ સાધીને ચક્રવર્તી રાજા થયો. પછી ચક્રવર્તીની ઋદ્ધિનો પણ ત્યાગ કરીને તે અર્કકીર્તિ ચક્રવર્તીએ જિતશત્રુ નામના ગુરુની પાસે દીક્ષા લીધી. દુષ્કર તપ તપી, ચારિત્રનું સુંદર આરાધન કરી, કાલ કરીને તે અર્કકીર્તિ મુનિ બારમા દેવલોકમાં અચ્યુતેન્દ્ર થયા આયુષ્ય પૂર્ણ થતાં ત્યાંથી ચ્યવીને તે દેવ તમે અહીં અશોકચંદ્ર નામે રાજા થયા છો. એટલે તે સુગંધ રાજા એ જ તમે અશોકચંદ્ર છો. તમે પૂર્વ ભવમાં રોહિણી તપ કર્યું તેમ આ તમારી રાણી રોહિણીએ પણ તે તપ કર્યું છે. બંને જણે સમાન તપ કર્યું હોવાથી તમને બંનેને પરસ્પર અતિરાગ છે.

'હવે તમારે આઠ સુંદર પુત્રો થયા તેમનું સ્વરૂપ તમને સંભળાવું છું:—



[ બ્રાહ્મણ કુમારોને મુનિરાજનો ઉપદેશ ]

'મથુરા નગરીમાં અગ્નિશર્મા નામે બ્રાહ્મણ હતો. તે ઘણો ગરીબ હતો. તેને સાત પુત્રો હતા. તે લોકોને ઘેરથી ભિક્ષા માગીને પોતાનું પેટ ભરતા હતા.

'એક વખત તેઓ ભિક્ષાને માટે પાટલીપુત્ર નગર તરફ ચાલ્યા. તેઓ તે નગરના બહારના ઉદ્યાનમાં વિસામો ખાવાને બેઠા. એવામાં તેઓએ ત્યાં ક્રીડા કરવાને આવેલા રાજપુત્રોને જોયા. તે રાજપુત્રો સુંદર રૂપવાળા અને દેવસરખી કાન્તિવાળા હતા. અનેક પ્રકારનાં સુંદર વસ્ત્રાલંકારો તેઓએ ધારણ કર્યા હતાં.

'આ રાજપુત્રોને ક્રીડા કરતા જોઈને તે બ્રાહ્મણોના પુત્રો વિચાર કરવા લાગ્યા કે આપણે તથા આ રાજકુમારો બંને મનુષ્યો છીએ છતાં આપણામાં ને

તેમનામાં કેટલું મોટું અંતર છે. નક્કી, આ રાજપુત્રોએ પૂર્વભવમાં આકરું તપ કર્યું હશે તેથી આ ભવમાં તેઓ રાજપુત્રો થયા છે, સુંદર રૂપવાળા થયા છે આપણે તો પૂર્વભવમાં પાપકર્મો કરેલાં છે તેથી આ ભવમાં આપણે ભિક્ષુક કુલમાં જન્મ પામ્યા છીએ અને દરિદ્ર છીએ

આ પ્રમાણે તેઓ વિચાર કરતા હતા, એવામાં તેમણે એક મુનિરાજને જોયા. શુભોદય નજીક હોવાથી તેઓએ ગુરુ મહારાજને ભક્તિપૂર્વક વંદન કર્યું. યોગ્ય અને વિનયવાળા તે બ્રાહ્મણ પુત્રોને જોઈને દયાળુ ગુરુ મહારાજે તેઓને ધર્મનો ઉપદેશ આપતાં જણાવ્યું કે, ધર્મ એ તો કલ્પવૃક્ષ સમાન છે, ધર્મ ચિન્તામણિ રત્ન સરખો છે, અને ધર્મ જ પરંપરાએ મોક્ષને સાધનાર છે જિનેશ્વરોએ જીવદયાને ધર્મની માતા કહેલી છે, કારણ કે દયાના પાલનથી સૌભાગ્ય, આરોગ્ય, દીર્ઘાયુ તથા કીર્તિ પ્રાપ્ત થાય છે.

'આ પ્રમાણે ગુરુના મુખથી ધર્મનું સ્વરૂપ સાંભળીને તેઓએ ભાવપૂર્વક અરિહંત ભગવંતોનો ધર્મ અંગીકાર કર્યો અને તેની આરાધના કરીને તેઓ દેવલોકમાં ગયા ત્યાંથી ચ્યવીને દેવ સરખા સ્વરૂપવાળા ગુણપાલ વગેરે નામે તમારા સાત પુત્રો થયા.

'હવે તમારો લોકપાલ નામે જે આઠમો પુત્ર થયો તેનુ સ્વરૂપ કહું છું:—

'વૈતાઢ્ય પર્વત ઉપર ભિલ્લાંકપુર નામે સમૃદ્ધ નગરમાં ચારુકીર્તિ નામે વિદ્યાધર હતો. તે હંમેશાં અરિહંત ભગવાનની પૂજા-વંદન વગેરેથી ધર્મકાર્ય કરતો હતો. તે વિદ્યાધર અંતકાળે સમાધિપૂર્વક મરીને સૌધર્મ દેવલોકમાં દેવ થયો. ત્યાંથી ચ્યવીને તે તારો લોકપાલ નામે સૌથી નાનો આઠમો પુત્ર થયો પૂર્વે કરેલા પુણ્યના ઉદયથી જ્યારે તમે તેને ખોળામાંથી નાખી દીધો ત્યારે દેવીએ તેને અદ્ધરથી પકડીને સહાય કરી

'હવે તમારી ચાર પુત્રીઓના પૂર્વ ભવનું પુણ્ય સ્વરૂપ સાંભળો:—

'વૈતાઢ્ય પર્વત ઉપર શ્રીપુર નામે નગરમાં ચિત્રગતિ નામે એક વિદ્યાધર રહેતો હતો તેને લાવણ્યવતી ચાર પુત્રીઓ હતી તે ચારે બહેનો એકવાર ઉદ્યાનમાં જઈને ક્રીડા કરવા લાગી ત્યાં તેમણે પોતાના પુણ્યના ઉદયથી એક જ્ઞાની મુનિરાજને જોયા તેમણે મુનિરાજને વંદન કર્યું.

'તે વખતે મુનિએ તેમને પૂછ્યુ કે, 'તમે ધર્મ જાણો છો ? અને આચરો છો ?' તે વખતે તેઓએ કહ્યું કે, 'અમે ધર્મને જાણતા નથી અને તેથી આચરતા પણ નથી.' ત્યારે મુનિરાજે કહ્યું કે, 'તમારુ આયુષ્ય ઘણુ જ થોડું બાકી રહેલું છે.' તેમણે પૂછ્યુ કે, 'અમારું કેટલું આયુષ્ય બાકી રહ્યું છે ?' જવાબમાં સાધુ મહારાજે જણાવ્યું કે, 'આજે જ સાંજે તમારુ મૃત્યુ થવાનું છે' ત્યારે તેમણે કહ્યું કે, 'થોડા જ વખતમાં મરણ પામનારી અમે પરલોકમા સુખકારી એવો



[ ચાર બહેનો ]

ધર્મ કેવી રીતે કરી શકીએ.' તે વખતે ગુરુએ કહ્યું કે, ' આજે શુકલ પંચમીનો શુભ દિવસ છે. આ દિવસે જ્ઞાનની આરાધના કરાય છે અને ગુરુ મહારાજની સાક્ષીએ ઉપવાસનું પ્રત્યાખ્યાન કરાય છે માટે આજે તમે શ્રદ્ધાપૂર્વક ઉપવાસ કરો તો આ તપના પ્રભાવથી તમે ભવાંતરમાં સુખી થશો.' ગુરુનાં વચન સાંભળીને તે ચારે બેનોએ તપનાં પચ્ચક્ખાણ લીધાં અને પછી ગુરુ મહારાજને વંદન કરીને તેઓ પોતાને ઘેર ગયાં.

તેઓએ પોતાનું વૃત્તાન્ત તેમના પિતાને જણાવ્યું પિતાએ પણ તેને અનુમોદન આપ્યું, તેથી તેઓ પોતાને ધન્ય માનતી આનંદિત થવા લાગી. પછી તેઓ પ્રભુની પૂજા કરીને શુભ ભાવમાં રહી, તેવામાં તેમના ઉપર સાંજે વીજળી પડવાથી તે ચારે મરીને દેવલોકમાં ઉત્પન્ન થઈ. ત્યાંથી આયુષ્ય પૂર્ણ થતાં તે ચારે મરીને તમારી પુત્રીઓ થઈ. સૌભાગ્ય પંચમીના તપના પ્રભાવથી તેઓને આ ભવમાંજ મોક્ષગતિ મળશે. જિનેશ્વરે કહેલા તપના પ્રભાવથી પ્રાણીઓને કયું ઈચ્છિત સિદ્ધ ન થાય ?'

આ પ્રમાણેનું રૂપ્યકુંભ મુનિરાજ પાસેથી પૂર્વભવ સાંભળીને અશોકચંદ્ર રાજાને જાતિસ્મરણ જ્ઞાન પ્રાપ્ત થયું. ત્યારપછી અશોકચંદ્ર રાજાએ તથા રોહિણી રાણીએ ગુરુની પાસે રોહિણી તપ અંગીકાર કર્યો. બને ગુરુ મહારાજને નમીને પોતાને ઘેર આવ્યાં.

લાંબા કાળ સુધી તે રોહિણી તપની આરાધના કરીને સુખ ભોગવ્યું છેવટે તે બંનેએ રાજ્યનો ત્યાગ કરીને સુગુરુની પાસે ચારિત્ર ગ્રહણ કર્યું. અતિ ઉગ્ર તપ કરીને ઘાતીકર્મનો ક્ષય કરી નિર્મળ કેવલજ્ઞાનને મેળવ્યું અને સંપૂર્ણ કર્મનો ક્ષય કરી સર્વ પ્રકારનાં દુઃખથી રહિત મોક્ષ સુખને પામ્યા.

આ પ્રમાણે રોહિણી તપ વિશે અશોકચંદ્ર અને રોહિણીની કથા છે.

તપનો પ્રભાવ જણાવતાં કહ્યું છે કે, જે તપના પ્રભાવથી વિવિધ લબ્ધિઓ અને સુંદર સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે, તેમજ સઘળાં પાપ કર્મોનો નાશ થાય છે તે તપને કોણ ન વખાણે ? તપને લીધે સૌભાગ્યશાળી રૂપ અને રોગ રહિત શરીર પ્રાપ્ત થાય છે. સઘળે કીર્તિ ફેલાય છે અને જગતના લોકોમાં માનનીય થાય છે. સ્ત્રી, પુત્રો અને વૈભવની પ્રાપ્તિ તપને લીધે થાય છે. જે વસ્તુ દૂર રહેલી છે, જે દુઃખે આરાધી શકાય તેવી છે એવી વસ્તુની પ્રાપ્તિ પણ તપને લીધે સાધ્ય બને છે. માટે તપને વિષે હંમેશાં ઉદ્યમ રાખવો.

# विद्वद्वर्य श्रीसुमतिविजय

लेखक : श्रीयुत अगरचंदजी नाहटा

**पूज्य जंबूविजयजी** महाराजका पत्र मिला कि अमेरिकन, कॉंग्रेस लायब्रेरी—रेफरेन्स लायब्रेरियन फोर एशिया सेम्लन, (वॉशिंगटन)के अफसर वाल्टर एच. माउरूर (Walter H. Maurer) सुमतिविजय रचित 'मेघदूत—टीका'का सम्पादन कर रहे हैं। उन्होने अपने पत्रोमें सुमतिविजयकी गुरुपरम्परा, उनके रचित अन्य ग्रंथ आदिके सम्बन्धमें विशेष जानकारी मांगी है। इसलिये प्रस्तुत लेखमें उनकी विद्वत्परम्परा आदिके सम्बन्धमें अपनी जानकारी प्रकाशित कर रहा हूँ।

करीब १५—२० वर्ष पूर्व जब मै बीकानेरके उपाध्याय जयचन्दजीके संग्रहकी हस्तलिखित पुस्तकोंकी सूची बना रहा था, सुमतिविजय रचित 'रघुवंश-टीका'की प्रति देखनेको मिली और उनके गुरुभाई मानजी रचित दो पद्यमय हिन्दी ग्रंथ अवलोकनमें आये। उनके गुरु विनयमेरुकी कई रचनाये हमारे संग्रहमें थी। तभीसे मेरी इस विद्वत्परम्पराकी जानकारीका प्रारम्भ हुआ। सुमतिविजयने 'मेघदूत-टीका'की प्रशस्तिमें अपने गुरुका नाम विनयमेरु और टीकाका नाम 'सुगमान्वया' लिखा है, इसकी रचना विक्रमपुरमें हुई, इतना ही उल्लेख किया है। इसमें ग्रंथकी रचना कब हुई, और वे किस गच्छके थे? इसकी जानकारी इस प्रशस्तिमें नहीं दी गई। पर 'रघुवंश-टीका'की प्रशस्तिमें इन्होंने अपनी गुरुपरम्परा कुछ विस्तारसे देते हुए रचनाकालका भी निर्देश किया है। अतः इनकी प्रशस्तिको यहां दिया जा रहा है।

"श्री**मन्नन्दिजया**ख्यानां पाठकानामभूद् वरः।
शिष्यः **पुण्यकुमारे**ति नाम्ना स पुण्यवारिधिः ॥ १ ॥
तस्याभवन् विनेयाश्च **राजसारा**स्तु वाचकाः।
स जिनोक्तक्रियायुक्ताः वैराग्यरसरञ्जिताः ॥ २ ॥
शिष्यमुख्यास्तु तेषां तु **हेमधर्माः** सदाह्वयाः।
शिष्टादिष्टाः गुणाभीष्टा बभूव साधुमंडले ॥ ३ ॥
सांप्रतं तद्विनेयाश्च जीयासु· धीधनाः चिरं।
पाठका वादिवृन्देन्द्राः श्री**मद्विनयमेरवः** ॥ ४ ॥
**सुमतिविजये**नेव विहिता **सुगमान्वया**।
वृत्तिर्बालावबोधार्थं तेषां शिष्येण धीमता ॥ ५ ॥
**विक्रमाख्ये** पुरे रम्येऽभीष्टदेवप्रसादतः।
रघुकाव्यस्य टीकेयं कृता पूर्णा मया शुभा ॥ ६ ॥
१ निर्विग्रहं-शशि-संवत्सरे फाल्गुनसितैकादश्यां तिथौ संपूर्णा।"

इस प्रतिमें—२ निर्विग्रहं-वसु-शिवनेत्र-वस्वेदुसंवत्सरे मार्गशीर्षशुक्लप्रतिपदायां तिथौ संपूर्णा ॥

इस 'रघुवंश-टीका'का परिमाण १३००० श्लोकोंका है। सुमतिविजयकी तो ये दो ही रचनाएँ प्राप्त है। इनमेंसे 'मेघदूत—टीका'की दो प्रतियाँ और 'रघुवंश टीका'की चार प्रतियाँ भण्डारकर ओरियेन्टल इन्स्टीटयूट-पूनामें प्राप्त है। रघुवंश टीकाकी एक प्रति कलकत्तेके श्रीबद्री-दासजीके म्युजियममें भी हमारे अवलोकनमें आई थी। फतेहपुर भण्डारमें भी प्रति देखी थी और हमारे संग्रहमें भी ११० पत्रोंकी एक अपूर्ण प्रति है। अन्य प्रति आमेर भण्डारमें भी प्राप्त है।

रघुवंश टीकाकी उपर्युक्त प्रशस्तिसे इनका गुरुपरम्परा वंशवृक्ष इस प्रकार बनता है।




इनमेंसे पहलेके चार गुरु-मुनियोंके सम्बन्धमें तो विशेष वृतान्त नहीं मिला; पर सुमति-विजयजीके गुरु उपाध्याय विनयमेरुकी अनेक रचनाएँ मुझे प्राप्त हुई है। विनयमेरुके गुरु-भ्राता सुमतिमेरु थे, जिनके रचित 'रत्नकेतु चौपाई' सं. १६६८ वैशाख सुदि १ को रचित प्राप्त है। विनयमेरुकी रचनाओंमें सबसे पहली 'गुण-सुन्दरी चौपाई' सं. १६६७ आसोज सुदि पूनम फतहपुरमे रची गई, जिनकी पद्य संख्या १४४ है। इसके बाद 'हंसराज वच्छराज प्रबन्ध' सं. १६६९ लाहोरमें रचा गया, तदन्तर 'सुदर्शन चौपाई' सं. १६७८ आजोस सुदि १५ सीधपुरमें रचित हमारे संग्रहमें है। सं १६७९ में जैसलमेरसे संघवी माल्हगोत्री अर्जुनने शत्रुंजयका संघ निकाला, उसमें विनयमेरु भी साथ थे। उन्होंने इस संघका वर्णन संघपति अर्जुनके आग्रहसे माघ सुदि २ को "शत्रुंजय उद्धार" के नामसे बनाया, जिसकी पाँच पत्रोंकी प्रति हमारे संग्रहमें हैं। इसे उसी समयके लगभग श्राविका मानादेने अपने पढनेके लिए लिखी हैं। इसमें सं. १६७५ में जो सं. शिवजी रूपजीने चौमुखविहारकी प्रतिष्ठा जिनराजसूरि से करवाई थी उसका ऐतिहासिक वर्णन भी है।

सं. १६८४ में सुमतिमेरु और विनयमेरु दोनोंका चतुर्मास बीकानेर राज्यके प्राचीन रिणी नगरमें हुआ। वहाँके संघके अनुरोधसे इन दोनों गुरुभाईयोने 'देवराज-वछराज प्रबन्ध' नामक ग्रंथकी रचना चार खण्डोमें की। अश्विन सुदि १५ को यह रास रचा गया, इसकी प्रति, वाचक सुमतिमेरुकी स्वयं लिखित मोतीचंदजी खजांचीके संग्रहमें है। इसके बाद सं. १६८९ बरहानपुरमें रचित 'वसवन्ना चौपाई' प्राप्त है। अन्तिम रचना 'द्रौपदीसती चौपाई' सं. १६९८ विजया दशमीको रची हुई मिली है। इसी बीचमें रचित आपके कई स्तवन प्राप्त हुए हैं, जिनमेंसे निम्नोक्त उल्लेखनीय है।

(१) लूणकरणसर आदि जिन स्तवन, गाथा २१. सं. १६७५ काती सुदि ७.
(२) पन्नवणा विचार स्तवन, गाथा सं. १६९२ पो. सुदि ७. साचौर
(३) गोड़ी पार्श्व स्तवन, गाथा ७. सं. १६९४ वैशाखवदि ११.
(४) घघाणी पद्मप्रभजिन स्तोत्र, गाथा २७ सं.

और भी आपके रचित अन्य कई स्तवन हमारे संग्रहके गुटकेमें है। संवत् १६९८ भाद्रवा वदि २ को पारख पंचायणने आपके पास कुछ नियम ग्रहण किये थे जिनकी नोंध हमारे उक्त संग्रह गुटकेमें है। इन सब उल्लेखोसे सुमतिमेरु और विनयमेरु अच्छे मुनि और विद्वान थे, सिद्ध होते है। सं. १६६७ से ९८ तक उनका साहित्यका रचनाकाल है। 'जैन गुर्जर कविओ' भाग १. पृष्ठ ४७८ में विनयमेरुके 'हंसराज वच्छराज प्रबन्ध'का विवरण देते हुए कविके स्थान पर उनका नाम विनयमेरुके बदल विजयमेरु छप गया था इसका संशोधन मैंने तृतीय भागके पृष्ठ ९५४ में करवा दिया था। इस तीसरे भागमें उनके 'कण्वन्ना चौपाई'का विवरण छपा है। इन दो रचनाओके अतिरिक्त समस्त रचनाएँ मेरी शोधसे ही प्राप्त हुई है। और कुछ तो मेरे संग्रहमें ही है। सुमतिविजयने अपनी परम्परा देते हुए गच्छका नाम नहीं दिया, पर विनयमेरुकी रचनाओमें गच्छका नाम खरतर और तत्कालीन खरतरगच्छके आचार्य यु० जिनचन्दसूरि, जिनसिंहसूरि, जिनराजसूरि और जिनसागरसूरिका उल्लेख मिलता है।

विनयमेरुके शिष्य सुमतिविजयके अतिरिक्त मानजी नामक और थे जिनके रचित हिन्दी भाषाके दो वैदिक ग्रंथ बहुत ही महत्त्वके प्राप्त हुए है। पहला 'कविविनोद' स १७४५ वैसाख सुदि ५ सोमवारको लाहोरमें रचा गया और दूसरा १७४६ कातीसुदि २ को 'कवि-प्रबोध' नामक ग्रंथ रचा गया। यह दोनो रचनाएँ शुद्ध हिन्दी भाषामें है, इनमें मानजीने अपनेको "बीकानेरवासी" बतलाया है। मान कविकी और कई हिन्दी रचनाएँ मिलती है; पर इस नामके कई कवि हो गए हैं। अत जिनमें रचनाकालका उल्लेख नहीं है उनके रचयिताका निर्णय करना कठिन है। 'संयोग द्वात्रिंशिका' सं. १७३१ चेतसुदि ६ की रचना है। सम्भव है इसके रचयिता ये मान कवि ही हो। मान कविके दोनो ग्रन्थोके कुछ आवश्यक पद्य यहां दिए जाते है।

'भट्टारक **जिनचंद** गुरु, सब गछको सिरदार,
**खरतर**गछ महिमानिलौ, सब जनको सुखकार ॥
जाको गच्छवासी प्रगट, वाचक **सुमतिमेर,**
ताकौ शिष्य मुनि **मानजी,** वासी **बीका**नेर ॥
कीयौ ग्रंथ **लाहोर**मै, उपजी बुद्धकी वृद्धि,
जो जन राखै कठ मै, सो होवे प्रसिद्ध ॥
**खरतरगच्छ** प्रसिद्ध जगि, वाचक **सुमतिमेर,**
**विनयमेर** पाठक प्रगट, कीये दुष्ट जग जेर ॥
ताको शिष्य मुनि **मानजी,** भयो सबनि प्रसिद्ध,
गुरु प्रसादके वचनतै, भाषा कीनी जन निद्ध ॥
**कविप्रमोद** ऐ नाम रस, कीयो प्रगटि यह सुख,
जो नर चाहें याहिको, सदा होय मन सुख ॥'

इति श्री**खरतरगच्छीयवाचकश्रीसुमतिमेरु**गणितद्भ्रातृपाठकश्री**विनेमेरुगणिशिष्य मानजी** विरचिते भाषा–'कविप्रमोदरस' ग्रन्थ।

उपर्युक्त उद्धरणोंमेंसे पहलेमें मानजी अपनेको सुमतिमेरुका शिष्य बतलाते हैं और दूसरेमें पाठक विनयमेरुका। पर लेखककी प्रशस्तिसे स्पष्ट है कि वे विनयमेरुके शिष्य थे। इस तरह सं. १७४५ तक सुमतिविजयके गुरुभाई मुनि मानजी विद्यमान थे, स्पष्ट होता है। इसके बादकी परम्परा अभी अन्वेष्णीय है।

अमेरिकन विद्वान्ने जो सुमतिविजयके गुरुका नाम विजयमेरु या विनयमेरु था? शंका की है वह किसी प्रतिमें विनयमेरुको विजयमेरु लिख देने या पढ देनेसे उद्भावित हुई है। वास्तवमें नाम विनयमेरु ही था।

विक्रमपुरको 'कथासरित्सागर'में जो उज्जैनी बतलानेका लिखा गया है वह भी ठीक नहीं है। विक्रमपुर, बीकानेर ही था। सुमतिविजयके गुरुभाई मानजी अपनेको स्पष्टतः बीकानेरवासी ही लिखते है। इससे शंकाको कोई स्थान नहीं रहता।

विनयमेरुने अपनी रचनाओंकी प्रशस्तियोंमें लिखा है—

'वाचनाचारिज गुणनिलउ, सो राजसार गणि नाम।
तास सीस गुणआगरू, सर्वगुणे अभिराम।
हेमधर्म गुरु सानिधइ, दिन दिन सुख सुचंग।
सुमतिमेरु गणिवर वहइ, विनयमेरु मनरंग।'

### જૈન કથા સાહિત્યના મહારથી

# પ્રોફેસર ડૉ. હર્ટલનો દેહાંત

લેખિકા : શ્રીમતી ડૉ. શાર્લોટે ક્રાઉઝે (સુભદ્રાદેવી) રિસર્ચ પ્રોફેસર

**જર્મનીથી** હમણાં જ આ દુઃખદાયક સમાચાર પ્રાપ્ત થયા છે કે લાઈપ્‌જિગમાં ગત ઓક્ટોબરમાં ૮૪ વર્ષના આયુષ્યમાં થોડી માંદગી પછી ભારતીય ભાષાઓ અને સાહિત્યના માનીતા અન્વેષક ત્યાંના વિશ્વવિદ્યાલયના સેવાનિવૃત્ત પ્રાધ્યાપક પ્રોફેસર ડૉ. યોહનેસ્ હર્ટલનો દેહાંત થયો છે.

ભારતીય કથા સાહિત્ય વિશેષત: 'પચતંત્ર' સાહિત્ય સબધિની એમની શોધખોળ જગત્પ્રસિદ્ધ છે. 'પચતંત્ર' સાહિત્યની ગહરી શોધમાં ઊતરતાં તેઓએ બતાવ્યુ છે કે આ ગ્રંથ, બાઈબલને છોડીને, જગત્‌ની સૌથી વધારે ભાષાઓમાં અનુવાદિત ગ્રંથ છે. અનેકે વિલાયતી, અરબિસ્તાની, ઈરાની ઈત્યાદિ સાહિત્યની પ્રાચીન કથાઓ અધિકતર તેના ઉપર આધારિત છે. તેઓએ એ પણ બતાવ્યુ છે કે આ 'પચતંત્ર' સાહિત્યના નિર્માણમાં જૈન ગ્રંથકારોએ, ખાસ કરીને ગુજરાતના શ્વેતામ્બર સાધુઓએ ઘણો મોટો ફાળો આપ્યો હતો. આ અન્વેષણોનું ફળ તેઓએ અન્યાન્ય નિબધો ઉપરાત "ડાસ્ પંચતન્ત્ર" નામક એક વિશાલ ગ્રંથમાં પ્રકાશિત કર્યુ છે તેઓએ જૈન ઔપદેશિક સાહિત્યની ઘણી ખરી કથાઓ સંસ્કૃત, પ્રાકૃત, અને અપભ્રંશમાથી જર્મન ભાષામાં અનુવાદિત કરીને તેનો પરિચય જર્મન જનતાને કરાવ્યો છે.

તે વખતે વિદ્વાનોમાં એવો ભ્રમ ફેલાયો હતો કે જૈનોના કથા સાહિત્યની સંસ્કૃત ભાષા સદોષ નહી તો અશિષ્ટ તો છે, કારણ કે તેમાના કઈક શબ્દો સંસ્કૃત શબ્દકોષોમા મળતા નથી પણ ડૉ. હર્ટલે એ વાત સિદ્ધ કરી બતાવી છે કે આ જૈન સસ્કૃતના લેખકો જેઓ પ્રાય· સંસ્કૃત વ્યાકરણના નિષ્ણાત પંડિતો હતા, પોતાના ધર્મનો પવિત્ર સ દેશ વધારે સ્પષ્ટ કરવાના ઉદ્દેશથી જ પ્રાંતિક ભાષાઓના, વિશેષત: તેમણે ગુજરાતી અને હિન્દીના શબ્દોને સંસ્કૃત રૂપ આપીને તેઓ કામમાં લાવ્યા કરતા હતા. એટલે જૈન સસ્કૃત ઔપદેશિક સાહિત્યની શોધ કરનાર વિદ્વાનોને માટે સંસ્કૃતની સાથે ભારતીય પ્રાંતિક ભાષાઓનો પણ અભ્યાસ કરવો પરમાવશ્યક છે. તેઓ પોતે ગુજરાતીના સ્વય પઠિત જાણણહાર હતા. એટલું જ નહી, આપતુ તેઓએ પ્રાચીન ગુજરાતી સાહિત્યની અને ખાસ કરીને જૈન સાહિત્યની શોધ કરીને તેની ભાષા અને સાહિત્ય સબધીના અન્યાન્ય વિદ્વત્તાભરેલા નિબધો પ્રકાશિત કર્યા છે.

એટલે જૈન શ્વેતાંબર ઔપદેશિક સાહિત્યની તરફ દુનિયાનું લક્ષ આકર્ષિત કરીને અને જૈન સંસ્કૃતનુ સાચું સ્વરૂપ બતાવીને તેઓએ જૈન સાહિત્ય ઉપર જે ઉપકાર કર્યો છે તે ચિરસ્મરણીય છે.

પોતાના જીવનના પાછલના ભાગમા તેઓ વેદસહિતા અને પારસીઓના અવસ્તાની ગહરી તુલનાત્મક શોધખોળમા લાગી ગયા હતા. તેના ક્રમમાં તેઓ એવા અપૂર્વ નિર્ણય ઉપર આવ્યા હતા કે આ પુરાતન ગ્રથોની વ્યાખ્યાને માટે મૂલ કર્તાઓથી સેકડો નહીં, અપિતુ હજારો વર્ષો પછી ઉત્પન્ન થયેલા સાયન વગેરે ટીકાકારો કરતા વેદ સહિતાને માટે જેદ અવસ્તાના ગ્રથો અને અવસ્તાને માટે વૈદિક સંહિતાઓ કંઈક અશે વધારે ઉપયોગી છે કારણ કે એમના અને ઘણા અન્ય વિદ્વાનોના મત પ્રમાણે આ બન્ને પ્રાચીનતમ પ્રજા, અર્થાત્ વૈદિક અને આવસ્તિક આર્યો, એક જ દેશના—અફઘાનિસ્તાનના—સમકાલીન રહેવાસી હતા. આ બન્ને પ્રાચીન પ્રજાની પ્રાય. સમાનભૂત અગ્નિઆરાધના સબધે પણ એમની શોધખોળ અ તમૂલ્યવાન છે.

આ મહાન્ વિદ્વાન્ અને ઋષિના આત્માને શાંતિ સાપડો અને એમની સ્મૃતિ અમર રહો એ જ ઈચ્છીએ છીએ.

# શ્રી જૈન સત્ય પ્રકાશ

## અંગે સૂચના



### યોજના

૧. શ્રી. જૈનધર્મ સત્ય પ્રકાશક સમિતિ દ્વારા 'શ્રી. જૈન સત્ય પ્રકાશ' માસિક ૧૯ વર્ષ થયા પ્રગટ કરવામાં આવે છે.

૨ એ સમિતિના આજીવન સંરક્ષક તરીકે રૂા. ૫૦૦) આ૦ દાતા તરીકે રૂા. ૨૦૦) આ૦ સદસ્ય તરીકે રૂા. ૧૦૧) રાખવામા આવેલા છે. આ રીતે મદદ આપનારને કાયમને માટે માસિક મોકલવામાં આવે છે.

### વિનંતિ

૧. પૂજ્ય આચાર્યાદિ મુનિવરો ચતુર્માસનું સ્થળ નક્કી થતાં અને શેષ કાળમા જ્યાં વિહરતા હોય એ સ્થળનુ સરનામું માસિક પ્રગટ થાય એના ૧૫ દિવસ અગાઉ મોકલતા રહે અને તે તે સ્થળે આ માસિકના પ્રચાર માટે ગ્રાહકો બનાવવાનો ઉપદેશ આપતા રહે એવી વિનંતિ છે.

૨ તે તે સ્થળોમાથી મળી આવતાં પ્રાચીન અવશેષો કે ઐતિહાસિક માહિતીની સૂચના આપવા વિનંતિ છે.

૩. જૈનધર્મ ઉપર આક્ષેપાત્મક લેખો આદિની સામગ્રી અને માહિતી આપતા રહે એવી વિનંતિ છે.

### ગ્રાહકોને સૂચના

૧ "શ્રી જૈન સત્ય પ્રકાશ" માસિક પ્રત્યેક અંગ્રેજી મહિનાની ૧૫મી તારીખે પ્રગટ થાય છે

૨ આ માસિકનુ વાર્ષિક લવાજમ રૂા. ૩) ત્રણ રૂપિયા રાખવામાં આવ્યું છે.

૩. માસિક વી. પી. થી ન મગાવતાં લવાજમના રૂા. ૩) મનીઑર્ડરદ્વારા મોકલી આપવાથી અનુકૂળતા રહેશે.

૪. આ માસિકનું નવું વર્ષ દિવાળીથી શરૂ થાય છે. પરંતુ ગ્રાહક ગમે તે અંકથી બની શકાય

૫. ગ્રાહકોને અંક મોકલવાની પૂરી સાવચેતી રાખવા છતાં અંક ન મળે તો સ્થાનિક પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી અમને સૂચના આપવી.

૬. સરનામું બદલાવવાની સૂચના ઓછામાં ઓછા ૧૦ દિવસ અગાઉ આપવી જરૂરી છે

### લેખકોને સૂચના

૧. લેખો કાગળની એક તરફ વાંચી શકાય તેવી રીતે શાહીથી લખી મોકલવા.

૨ લેખો ટૂંકા, મુદ્દાસર અને વ્યક્તિગત ટીકાત્મક ન હોવા જોઈએ.

૩. લેખો પ્રગટ કરવા ન કરવા અને તેમા પત્રની નીતિને અનુસરીને સુધારાવધારો કરવાનો હક તંત્રી આધીન છે.

મુદ્રક : ગોવિંદલાલ જગશીભાઈ શાહ, શ્રી શારદા મુદ્રણાલય, પાનકોર નાકા, અમદાવાદ.
પ્રકાશક : ચીમનલાલ ગોકળદાસ શાહ.
શ્રી જૈનધર્મ સત્ય પ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ–અમદાવાદ.

# विषय दर्शन





## નવી મદદ

૩૫૦) પૂ. આ. શ્રીવિજયપૂર્ણાનંદસૂરીશ્વરજી મ.ના સદુપદેશથી શ્રીગોડીજી પાર્શ્વનાથ ટેંપલ ટ્રસ્ટ, પૂના

૨૧) પૂ. આ. શ્રીવિજયપ્રેમસૂરીશ્વરજી મ.ના સદુપદેશથી શ્રીઆદીશ્વર ટેંપલ ટ્રસ્ટ, પૂના

૫) પૂ. મુનિરાજ શ્રીરૈવતસાગરજી મ.ના સદુપદેશથી શ્રી જૈન સંઘ, મહીદપુર (મ. પ્ર.)



॥ ॐ अर्हम् ॥

अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक

मुनिसम्मेलन संस्थापित

श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र

जेशिंगभाईनी वाडी : घीकांटा रोड : अमदावाद (गुजरात)

તંત્રી ચીમનલાલ ગોકળદાસ શાહ

| | | |
|---|---|---|
| वर्ष : २१ | વિક્રમ સં. ૨૦૧૨ : વીર નિ. સં. ૨૪૮૨ : ઈ. સ ૧૯૫૬ | क्रमांक |
| अंक : ६—७ | ચૈત્ર સુદિ ૫ રવિવાર : ૧૫ એપ્રિલ | २४६—७ |


# જ્ઞાની અને સમજદાર

લેખક મહાત્મા ભગવાનદીન

**જાણવું** અને સમજવું એટલે જ્ઞાન અને સમજ એ તદ્દન અલગ વસ્તુઓ છે. સમજ એ ઘણી નાની વસ્તુ છે, જ્યારે જ્ઞાનની મહત્તાની કોઈ હદ નથી ચારિત્રહીન માણસ કદાપિ જ્ઞાની ન હોઈ શકે. હા, તે વિદ્યાના બળથી સમજદાર હોઈ શકે અને સમજદારીની ઊંચી ઊંચી વાતો પણ કરી શકે છે. ઊંચા પ્રકારની કવિતાઓ લખી શકે પણ એમ ન કહી શકાય કે તે જ્ઞાની છે.

## જ્ઞાની અને વિજ્ઞાની

સમજનું બસ એટલું જ કામ છે કે, તે માણસને એટલું બતાવી શકે કે તેનો જ્ઞાન સાથે શો સંબંધ છે એક ગજ, કાપડને માપીને કાપડથી એ મોટો છે એમ નથી સમજાતો આંખોથી કોઈ ચીજને જોઈને બુદ્ધિથી એ મોટી છે એમ નથી મનાતું. રેડિયોનું યંત્ર બનાવનાર, રેડિયોના આવિષ્કર્તાના મુકાબલે કંઈ જ નથી એટલા માટે તેને વિજ્ઞાની ન કહેતાં કારીગર કહેવામાં આવે છે. પરંતુ કોઈ કારીગર પોતે જ પોતાને વિજ્ઞાની માની બેસે તો તે ખૂબ નુકસાનમાં રહેશે. અને જીવનભર મૂર્ખ ગણાશે. એટલા માટે કોઈ ચારિત્રવાન્ ગ્રંથ રચવાની સમજદારીને અથવા ઊંચા પ્રકારની કવિતા લખવાની સમજદારીને 'જ્ઞાન' કહી બેસે તો તે પોતાને ભારે નુકસાન કરી બેસશે આજની દુનિયામાં આવું જ બની રહ્યું છે. દુનિયાદાર લોકોએ પોતાનું કામ કાઢવા માટે જ ગાંડા, જૂઠા, દારૂડિયા, ઉઠાઉગીર, ઠગ, લાંચિયા, ગંજેરી, નઠારા અને નાગા લોકોને જ્ઞાની સમજીને જ્ઞાનને કલંકિત કર્યું છે. આ બધા અથવા આમાંના કોઈ સમજદાર હોઈ શકે પણ જ્ઞાની કદાપિ ન હોય સમજદારી અને ચાલાકી એ બંને સગી બહેનો છે. પેટ ભરવા માટે આની બેહદ જરૂર છે અને આ ચાલાકી તેમજ સમજદારીને હાંસલ કરવા માટે જ્ઞાનીઓની પાસે જવાની જરૂર નથી એ તો પશુ-પક્ષીઓમાં પણ અધિકતાથી મળી શકે છે.

**જ્ઞાન અને ભક્તિ :**

સ્વામિભક્તિ જ્ઞાનનો વિષય નથી: એક સમજદારીનો વિષય છે. સમજદારી અને ચાલાકી એકાર્થક છે. સ્વામિભક્તિ શીખવા માટે કોઈ જ્ઞાની પાસે જતાં પોતે નુકસાન ઉઠાવશે. તેનો પાઠ તો કૂતરો બહુ સારી રીતે સમજાવી શકે એમ છે અને ભક્તિના આવેશમાં કોઈ કૂતરાને જ્ઞાની કહી નાખે તો જ્ઞાન રડી ઊઠશે.

[ અનુસંધાન પૃષ્ઠ : ૧૩૨ થી ચાલુ ]

વિદ્વાનો **ભગવંત શ્રી મહાવીરદેવ**ના સિદ્ધાંતો જાણવા વિષે અતિશય જિજ્ઞાસા ધરાવે છે. એ વેળા આપણે જૈનો—વિદ્વાન્ મુનિપુંગવો અને આગેવાન શ્રાવકો દેશ-કાળનાં એંધાણ પારખી આપણા ભંડારોમાં સંઘરાયેલ અમૂલ્ય વારસાને, વિશ્વના ચોકમાં મૂકવાનો પ્રયાસ કરીશું કે હજુ પણ સુષુપ્ત રહીશું ?

'**સવી જીવ કરું શાસન રસી, એસી ભાવ દયા મન ઉલ્લસી**' સ્નાત્રમાં આવતું આ વચન તીર્થંકર દેવોના હૃદયમાં રમણ કરતી પરમાર્થ ભાવનાનું સૂચન કરે છે. આજનો યુગ ભગવંતની એ વાણીનો વિસ્તાર જેટલા પ્રમાણમાં વધુ વિસ્તરે એટલા પ્રમાણમાં, જૈન-ધર્મની વધુ પ્રભાવના થાય એમ ડિંડિમનાદે જણાવે છે એ સારુ આપણી પાસે જ્ઞાનખાતાની રકમો પણ સારા પ્રમાણમાં છે જ, સગઠિત પ્રયત્ન કરી એ સર્વનો ઉપયોગ માત્ર સંસ્કૃત કે અર્ધ-માગધી ભાષાના પ્રકાશનમાં, અથવા તો ઉપરછલ્લાં સ્તવન કે ભાષણ જેવા સાહિત્યમા ન કરતાં મૌલિક સાહિત્યના અંગ્રેજી કે હિંદી પ્રકાશનમાં કરવાની ખાસ અગત્ય છે.

[ અનુસંધાન પૃષ્ઠ : ૧૨૪ થી ચાલુ ]

જિનપ્રતિમાપૂજન આદિમાં હિંસા છે એમ માનતા અને મનાવતાઓની નીચેની પ્રવૃત્તિ-ઓમાં વિચારણા કયા પ્રકારની છે ? એ હિંસાનું સ્વરૂપ—શુદ્ધ સ્વરૂપ સમજવા માટે વિચારવું.

ચાતુર્માસ આદિના સમયમા મુનિઓના વ્યાખ્યાનશ્રવણ માટે આવતા-જતા ગૃહસ્થોને પાણી આદિ જીવોની હિંસા થાય છે કે નહિ ?

આહાર—નીહાર માટે જતા-આવતા મુનિઓને ચતુર્માસમાં પાણી આદિ જીવોની હિંસા લાગે કે નહિં ?

યતનાપૂર્વક વિહારાદિ કરતાં મુનિઓને છદ્મસ્થપણાને કારણે થયેલી હિંસા એ હિંસા કહેવાય કે નહિ ?

વિહાર વગેરેમાં નદી આદિ ઊતરતાં જલકાય વગેરે છએ કાયની હિંસા થાય છે કે નહિ ? મુનિના શરીર સાથે અથડાવાને કારણે મરણ પામતા પવનના જીવોની હિંસા મુનિને લાગે કે નહિ ?

ઉપર જણાવેલા અને તેને લગતા અનેક પ્રસંગો એવા છે કે જેમાં સ્વરૂપહિસા થાય છે અને અનુબધહિંસા હોતી નથી એટલે હિસાના આ બે સ્વરૂપની સમજણ વગર તેરાપંથીઓ હિંસા—હિસા કરીને પોતે ભ્રમમાં ફસાયા છે અને અન્યને એવા પ્રકારના ભ્રમમાં ફસાવે છે સ્વરૂપહિસા એ પાપબધનુ લેશમાત્ર પણ કારણ નથી. પાપબંધ તો અનુબંધહિસાથી થાય છે જ્યાં અનુબધહિસા છે ત્યાં ધર્મ નથી અને જ્યા અનુબંધ-હિંસા નથી ત્યાં ધર્મ છે એવી શુદ્ધ સમજણ દૃઢ કરવી જોઈએ. ( ચાલુ )



# તેરાપંથ–સમીક્ષા

## ( ૩ )

લેખક : પૂજ્ય પં. શ્રીધુરંધરવિજયજી

**તેરાપંથ** કઈ રીતે અને કેવા સયોગોમાં કોણે ચલાવ્યો તે કહેવાઈ ગયું છે ચાલુ પરંપરાગત વિચારણાઓથી એ પંથ જુદો પડ્યો તેમા નાની નાની અનેક વિચારણાઓ જુદા રૂપે બહાર આવી. પણ મુખ્ય બે વિચારણાઓ–કે જે ખૂબ જ મહત્ત્વની છે–તેમાં તે પથે કાંઈક જુદું જ નહિ પણ સદન્તર વિપરીત લાગે એવું માર્ગદર્શન કરાવવા માંડ્યું–અને એ નવી વિચારધારામાં કાળના વધવા સાથે અનુયાયીઓ વધવા લાગ્યા

ઘણી વખત ઘણાં માણસો અનુયાયીઓની સખ્યા ઉપર મતના સાચા–ખોટાનો નિર્ણય કરે છે, પણ તે ખરેખર વ્યાજબી નથી. અસત્યને અનુસરનારાઓની સંખ્યા ઘણી હોય તેથી અસત્ય સત્ય બની જતુ નથી. કેટલીક વખત કેટલાક જનો મતના અનુસરનારાઓનાં બાહ્ય સુખો તરફ દૃષ્ટિ રાખે છે અને મતના પ્રચારકો પણ એ વસ્તુને આગળ કરી મતમા ખેચવાના પ્રયત્નો કરે છે–પણ તેથી સત્યપ્રાપ્તિ થતી નથી.

સુંદર વક્તૃત્વ, તર્ક–યુક્તિઓ કરવાની આવડત, અને બાહ્ય આડમ્બર વગેરેથી પણ અસત્યને સત્ય બનાવી શકાતું નથી. છતાં તે મતના પ્રચારકો અને અનુયાયીઓ પોતાના મતમાં ખેંચવા માટે ઉપરનાં પ્રચારસાધનો તરફ વિશેષ લક્ષ્ય આપે છે. તેમાં પણ જેમનો મત નવો હોય છે–કમજોર હોય છે તેઓને તો ઉપરનાં સાધનો ઉપર જ આધાર રાખવો પડે છે. ભદ્રજનતા તેથી આકર્ષાય છે અને મતમાં ફસાઈ ગયા પછી દૃષ્ટિરાગને પરવશ પડેલી જનતા સત્યાસત્યનો વિવેક કરવા સમર્થ થતી નથી.

જે આત્માઓમા વિવેકશક્તિ છે તેઓ ઉપરની સ્થિતિને મહત્ત્વ આપતા નથી અને તેની સ્થિતિ જોઈને અંજાતા પણ નથી. વિવેકશક્તિવાળા વસ્તુસ્થિતિનુ પૃથક્કરણ કરે છે ને તેમાંથી સત્યને તારવી લે છે તેરાપંથીઓનુ દયા અને દાનના સમ્બન્ધમાં જે વિચિત્ર મંતવ્ય છે તે વિવેકપૂર્વક વિચારતા વિપરીત છે એમ સહજ સમજી શકાય એવું છે

તેમાં દયા સમ્બન્ધી વિચારણા તેઓ કેવી કરે છે, કેવી હોવી જોઈએ અને કેવી ભૂલોનાં પરિણામ કેવાં આવ્યાં છે અને આવે છે તે આ પ્રમાણે છે :

દયા સમ્બન્ધી વિચારણા કરતાં પહેલાં નીચેના કેટલાક વિચારો સૂત્રરૂપે ખાસ ખ્યાલમાં રાખવા જરૂરી છે.

૧. હિંસા એ આશ્રવ છે અને તેથી તે **હેય–ત્યાજ્ય** છે

૨. જીવને પ્રાણથી વિયોગ કરાવવો એ **હિંસા** છે.

૩. જીવના પ્રાણો બે પ્રકારના છે, **દ્રવ્યપ્રાણ** અને **ભાવપ્રાણ**.

૪. ઇન્દ્રિયો–૫, બળ–૩, શ્વાસોચ્છ્વાસ અને આયુષ્ય એ દશ પ્રાણો **દ્રવ્યથી** છે અને જ્ઞાનાદિ ગુણો એ **ભાવથી** પ્રાણ છે

૫. જીવનને સાક્ષાત્ કે પરંપરાએ દ્રવ્ય પ્રાણથી છૂટો પાડવા પ્રયત્ન કરવો એ **દ્રવ્ય-હિંસા** છે.

૬. જીવને ભાવ પ્રાણનો વ્યાઘાત થાય એવા પ્રયત્નો કરવા એ **ભાવહિંસા** છે.

૭ દ્રવ્યહિંસા કરતાં ભાવહિંસા **ઘણી જ ભયંકર** છે.

૮. જીવોના દ્રવ્ય પ્રાણોનું રક્ષણ અને પોષણ થાય એવા પ્રયત્નો તે **દ્રવ્યદયા** છે.

૯. જીવોના ભાવ પ્રાણોનુ રક્ષણ અને પોષણ થાય એવા પ્રયત્નો તે **ભાવદયા** છે,

૧૦. હિંસાનો ત્યાગ જેમ ધર્મ છે તેમ દયા પણ **ધર્મ** છે.

૧૧. ભાવદયાના કારણરૂપે રહેલી દ્રવ્યહિંસા **હિંસાના સ્વરૂપથી** પર છે.

૧૨ ભાવદયાના લક્ષ્યપૂર્વકની દ્રવ્યદયા નિર્જરા અને સંવર બન્નેનુ **પ્રધાન સાધન** છે.

૧૩ કેવળ દ્રવ્યદયા પણ જીવને **શુભસ્થિતિ** આપનારી છે.

૧૪ દ્રવ્યદયા વગરની કેવળ ભાવદયા વ્યવહારમા **ધર્મની અપભ્રાજનાનું** નિમિત્ત બને છે.

આ ચૌદ વિચારણાઓ દૃઢતાપૂર્વક સમજાય એટલે તેરાપંથીઓની દયા સમ્બન્ધી વિચારણામા કયા ભૂલ થઈ છે ને તે કેટલી ભયકર છે તેનો ખ્યાલ તરત જ આવી જશે.

'હિંસા હોય ત્યા ધર્મ ન થાય' એ સર્વમાન્ય કથન છે. એ કથનને વારંવાર આગળ કરીને સ્થાનકવાસીઓની જેમ તેરાપંથીઓ પણ જિનપ્રતિમાપૂજન આદિનો પ્રતિષેધ કરે છે પ્રતિમાપૂજન આદિમાં સ્થાવરકાયની હિંસા છે અને તેથી પાપ થાય છે. આ પ્રકારની માન્યતા તેઓ દૃઢપણે ધરાવે છે. જ્યારે વસ્તુસ્થિતિએ પ્રતિમાપૂજન આદિમાં બહારથી જણાતી સ્થાવરકાયની હિંસા એ હિંસા જ નથી. એ હિંસાને **સ્વરૂપ-હિંસા** કહેવામા આવે છે. સ્વરૂપ હિંસા એ પાપબધનુ કારણ નથી પાપબધ તો અનુબન્ધ હિંસાથી થાય છે

વ્યવહારમા અનુસરાતી પ્રત્યેક કરણીમાં સ્થાવરકાયની હિંસા અનિવાર્ય છે. ધર્મકરણીઓ પણ સ્થાવરકાયની હિંસાથી મુક્ત નથી આ સ્થિતિમાં સ્વરૂપ-હિંસા અને અનુબન્ધ-હિંસા એ બે પ્રકારની સમજ ન રાખવામા આવે તો એક પણ ધર્મકરણી આચરી શકાશે નહિ.

હિંસા એ હિંસા જ એમ કહેવાથી ચાલી શકે નહિ. કેટલીક વખત આ સ્વરૂપ-હિંસાના પ્રસગો વિશેષ લાભનુ કારણ હોવાથી તેમાં થતી હિંસાનું પાપ ધોવાઈ જાય અને લાભ અધિક થાય છે, એ રીતે સમજાવવામા આવે છે. પણ તે સમજણ સ્થૂલ દૃષ્ટિવાળા જીવોને જલદી ગળે ઊતરે એ માટે છે. 'તારા-અરુન્ધતી' ન્યાયે એવી સમજણ ચાલે છે બાકી તો સ્વરૂપહિંસા એ હિંસા નથી એ પ્રમાણેની સમજણ વાસ્તવિક છે પૂજન આદિમાં વિધિપૂર્વક ઉપયોગમા આવતા સ્થાવરકાયો પોતાના ક્ષણસ્થાયી દ્રવ્યપ્રાણો ગુમાવતા હોય છે છતા તેમના ભાવપ્રાણો વિકાસની ભૂમિકામાં આગળ વધતા હોય છે અને ઉપયોગમાં લેતા જીવો પોતાની શુદ્ધ પરિણતિથી ભાવપ્રાણના વિકાસમા ત્વરિત ગતિએ પ્રગતિ સાધતા હોય છે.

ભાવપ્રાણના રક્ષણ અને પોષણના વ્યવહારોમા ગેરસમજણપૂર્વક વિઘ્ન કરવામાં મિથ્યાત્વ લાગે છે અને અજ્ઞાન દશાએ એવી આચરણા કરનારાઓને સૂત્રમા પ્રાયશ્ચિત્ત બતાવેલ છે.



प्रतिक्रमणसूत्र-प्रबोधटीकानी

# शुद्धि-विचारणा

[ ४ ]

लेखक : पं. श्रीयुत लालचंद्र भगवान् गांधी

[ गत अंक : पृ० १०२ थी चालु ]

## 'संथारा-पोरिसी'मां

**प्र.** प्रबोधटीकावाळा पुस्तकना भा ३, पृ ६९मां प्रकाशित 'कुक्कुडि°' अने 'अतरंत' एवा पाठने समीक्षके अशुद्ध, तथा 'कुक्कुड°' अने 'अतरंतु' पाठने शुद्ध जणाव्या छे, परंतु ज्यां सुधी अमे प्राचीन ग्रंथोनुं अन्वेषण-अवलोकन कर्युं छे, तेमा प्राचीन प्रमाणभूत ग्रन्थोमां बहुधा पूर्वोक्त प्रकाशित पाठ मळे छे ओघनिर्युक्ति आदिमा तेवी गाथा जोवाय छे, तथा आवश्यकसूत्रनी श्रीहरिभद्रसूरिए रचेली वृत्ति [ पत्रः ५७४]मां उल्लेख मळे छे के-'कुक्कुटिदृष्टान्तप्रतिपादित विधिमकुर्वतोऽतिचार । तथा चोक्तम्—'कुक्कुडि पाय पसारे' (त्या नीचे सं. छाया-कुक्कुटी पादौ प्रसारयेत्)

श्रीयशोदेवसूरिए वि स ११७२मां रचेली श्रावकधर्म-पंचाशक-चूर्णि (दे. ला. ग्रं. १०२, पत्र १०८)मां 'कुक्कुडि-दिट्ठतेण' एवो पाठ मळे छे.

श्रीहेमचंद्राचार्यना स्वोपज्ञ योगशास्त्रना विवरणमां (जै. ध. प्र. सभा, भावनगरथी प्र. पत्र ४९मां) एवा आशयनु सूचन मळे छे के—'आकुञ्चितजानुक कुक्कुटीवद्'

एनी रीते श्रीरत्नशेखरसूरिनी श्राद्धविधिवृत्ति (विधि-कौमुदी)मां तृतीय पर्वकृत्य-प्रकाशमां, तथा महोपाध्यायजी श्रीमानविजयजीना 'धर्मसंग्रह' (पत्र ९३)मा अने साधु-साध्वी-संबद्ध 'षडावश्यकसूत्राणि' पुस्तकना पत्र २४मा पण एवा पाठवाळी गाथा जोवामा आवे छे—

"कुक्कुडि-पाय-पसारण, अतरंत पमज्जए भूमिं ॥"

धर्मसंग्रह उत्तरार्धमां (पत्र १०६-१०७मां) उल्लेख छे के—

"कुक्कुटिवदाकाशे पादौ प्रसारणीयौ, अतरन्त त्ति आकाशे पादप्रसारणाशक्तस्तु ।"

"उवहाणीकयबाहू, आकुंचिअ कुक्कुडिव्व दो पाए ।
अतरंता सुपमज्जिअ, भूमि विहिणा पसारिंति ॥"

अन्यत्र खरतरगच्छीय श्रीजिनप्रभसूरिनी 'विधिमार्गप्रपा' सामाचारीमा अने रुद्रपल्लीयगच्छना श्रीवर्धमानसूरिना 'आचारदिनकर' वगेरे केटलाक ग्रंथमां 'कुक्कुड°' 'अतरंतु' एवां पाठांतर पण मळे छे, एथी पूर्वोक्त प्राचीन प्रमाणो विचारता प्रकाशित पाठने अशुद्ध कही शकाय नहि.

'अतरंतु' एवा अपभ्रंश पाठनी अपेक्षाए 'अतरन्त' एवो लुप्त विभक्तिवाळो-आर्षप्राकृत—पाठ शुद्ध गणवो विशेष उचित छे—एम विचारी ते त्यां प्रकाशित छे.

તથા સમીક્ષકે પ્રબોધટીકાવાળા પુસ્તક ભા. ૩, પૃ. ૭૦માં પ્રકાશિત 'वोसिरसु' પાઠને અશુદ્ધ જણાવી 'वोसिरिसु' પાઠ શુદ્ધ જણાવ્યો છે, પરંતુ વાસ્તવિક રીતે વિચારીએ તો અઢાર પાપ-સ્થાનકોને તજવા ત્યાં આત્માને ઉદ્દેશી અનુશાસન છે, જેનો સંબંધ આગળની ૧૧મી ગાથા સાથે હોઈ **वोसिरसु** (સં. व्युत्सृज)—'હે આત્મન્! ૧૮ પાપ-સ્થાનકોને તું તજી દે'—એવી રીતે ઘટાવતાં એ પાઠ શુદ્ધ જણાશે.

શ્રીપ્રદ્યુમ્નસૂરિના 'વિચારસાર પ્રકરણ'માં (આ. સમિતિ પ્ર સં ૧૯૭૯, પત્રઃ ૧૫૯માં) **આરાધનાવિધિ** દર્શાવતાં ૧૮ પાપસ્થાનકો વોસિરાવવાની સૂચના પછી 'तह्य वोसिर**सु** सग' (સં. છાયામાં—तथा व्युत्सृज सग) મળતો પાઠ તેનું સમર્થન કરે છે.

પ્ર. પ્ર. ભા. ૩, પૃ. ૭૦માં પ્રકાશિત '°मणुसासइ' એવા **इ**વાળા પાઠને સમીક્ષકે અશુદ્ધ જણાવી **ए**વાળો પાઠ શુદ્ધ જણાવ્યો છે, પરંતુ ત્યાં પહેલા, બીજા, ચોથા ચરણના અંતમાં એક પ્રકારે **इ** અનુપ્રાસની છટા ઉચિત લાગે છે, અન્યત્ર **ए** પાઠાંતર મળે, તેથી **इ**વાળો પાઠ અશુદ્ધ કહી શકાય નહિ.

ત્યાં પૃ ૭૧માં પ્રકાશિત 'मुज्झ' એ પ્રાકૃત 'मज्झ'નું લોકભાષામાં પ્રચલિત રૂપાંતર છે. એ ગાથા સહજ પાઠાન્તર સાથે અન્યત્ર સામાયિક પારવામાં બોલાય છે, તે પ્ર. પ્રબોધ-ટીકા ભા. ૧, પૃ. ૨૩૧-૨૩૨માં દર્શાવેલ છે. સ. ગં. '**આ**ચારદિનકર'માં ત્યાં ચોથું ચરણ—

'न मह वइरु न पाओ' તથા વિધિપક્ષ—સામાચારીમાં 'मज्झ [न]वि वइर न पाउ' પાઠ મળે છે:

અને પ્રા. ગૂ. કાવ્ય સંગ્રહ (ગા. ઓ. સિ નં. ૧૩, પૃ. ૯૨માં, સં. ૧૩૬૯માં લખાયેલી તાડપત્રીય પોથીમાંથી એ ગાથા આવી દર્શાવી છે—

"खमिउं खमाविउं मइं, खमिउ छव्विह जीव-निकाय।
सिद्धह दिन्नालोयणा, नइ मह वइरु न पावु ॥"

એવી રીતે '**સકલતીર્થ**-વંદના'માં પૃ ૨૯માં પ્રકાશિત 'अडलक्ख' પૃ. ૩૦માં પ્રકાશિત 'अंतरिक्ख' વગેરે પાઠો પ્રાકૃતને અનુસરતા હોઈ શુદ્ધ અને સહજ ફેર સાથે ભાષામાં પ્રચલિત છે. એવી રીતે પ્રાચીન ભાષામાંથી વર્તમાનમાં પ્રચલિત 'અતિચારો'માં અનેક પાઠાંતરો સંભવિત છે. તેમાંથી વર્તમાન મર્યાદાને અનુસરી જેટલે અંશે શુદ્ધ કરી શકાય, તેટલે અંશે ત્યાં શુદ્ધ કરવા પ્રયત્ન થયો છે. સં. ૧૩૩૦મા લખાયેલ તાડપત્રીય પોથીમાં આરાધનામાં ઉલ્લેખ છે કે-

"दर्शनाचारि देवद्रव्यु भक्षितु उपेक्षितु"

તથા સ. ૧૩૪૦માં લ. અતિચારમાં—

"तथा ज्ञानद्रव्यु भक्षितु उपेक्षितु, प्रज्ञापराधि विणास्य, विणासितउं ऊवेख्यं"

—પ્રાચીન ગૂર્જર કાવ્યસંગ્રહ (ગા. ઓ. સિ. પૃ. ૮૬, ૮૮)

—ઉપર્યુક્ત કથન, વર્તમાન અતિચારમાં સહજ વિસ્તાર સાથે છે. તથા **પ્રા**ચીન અતિચારો જોવા માટે ત્યાં પ્ર પ્ર ભા ૩, પૃ ૬૯માં સૂચવ્યું છે, તે પ્રમાણે '**પ્રા**ચીન ગૂર્જર કાવ્ય સંગ્રહ' (ગા ઓ સિ) અને **પ્રા**ચીન ગૂજરાતી-ગદ્યસંદર્ભ વગેરે ગ્રંથો વિશેષ-જિજ્ઞાસુએ જોવા અને વાસ્તવિક શુદ્ધિ વિચારવી.

પ્ર. પ્રબોધટીકા ભા. ૩, પૃ ૧૦૮ થી ૧૧૬ તથા અર્થ-વિવેચન પૃ ૧૬૮ સુધીમાં પ્રકાશિત **પચ્ચક્ખાણનાં સૂત્રો**માં પણ અનેક પાઠાંતરો મળે છે, છતાં સૂત્ર-વૃત્તિને આધારે 'बहुलेवेण' વગેરે પાઠો રાખી, તે અર્થો ત્યાં દર્શાવ્યા છે પ્રા માં सड्ढ० લોકભાષામાં साढ पाणाहार ને બદલે पाणहार વગેરે પ્રચલિત શબ્દો પ્રવાહપતિત હોઈ શુદ્ધ તરીકે વ્યવહારમાં છે.

સં. **प्रच्छन्न** પ્રમાણે પ્રા. **पच्छन्न** શબ્દ મળે છે, **अब्भत्तट्ठ** છપાયું છે, ત્યાં **अब्भत्तठ** સુધારી વાચવું જોઈએ.

—પ્ર. પ્રબોધટીકા ભા૦ ૧, પૃ૦ ૪૯૫ મા (બીજી આવૃત્તિ સં૦ ૨૦૧૦ **'સંસાર દાવાનલ'** સ્તુતિનુ પ્રથમ પદ્ય **ઉપજાતિ** જણાવેલ છે.

**'આયરિય-ઉવજ્ઝાએ'**મા

પં. શ્રી. ક. વિ. મહારાજે એ લેખના અંતમાં, મળતાં કેટલાંક પાઠાંતરોને મૂળમાં દાખલ કરવાની સૂચના કરી છે, પરંતુ આ સૂત્રનો જે પ્રચલિત પાઠ છે, તે પ્રમાણે **આવશ્યક**-સૂત્રની શ્રીહરિભદ્રસૂરિની વૃત્તિમાં (સં૦ ૧૯૭૩ માં આ. સમિતિ પ્ર પત્ર : ૭૮૬ માં) અને અન્યત્ર પણ—

'कुलगणे **य**' પાઠ મળે છે, (**वा** नहि),

'अजलिं **करिय सीसे**' મળે છે, (**करे** નહિ) તથા

'सव्वस्स **अहयं** पि' પાઠ મળે છે, (**य तुमं** નહિ)

એ જોતાં, તથા પ્રાચીન વ્યાખ્યા વગેરે વિચારતા પ્રકાશિત પાઠો યથાયોગ્ય જણાય છે. એથી પ્રચલિત પાઠોમા પરિવર્તન કરવાનું ઉચિત લાગતું નથી.

**સૂત્રોનાં નવાં (?) નામો—**

પ્ર પ્ર ટીકાવાળા પુસ્તકમાં સૂત્રોનાં પ્રચલિત નામો દર્શાવતાં, તે સાથે તેનાં પ્રાકૃત અને સસ્કૃત અપરનામો પણ જે જે જાણવામાં આવ્યાં છે, તે તે ત્યાં ત્યાં નામ-નિક્ષેપ તરીકે પ્રકાશિત કર્યા છે. જૈન શૈલી પ્રમાણે સર્વ સૂત્રોની આધારભૂત ભાષા પ્રાકૃત હોઈ, તેમાં તેનો નામ-નિર્દેશ કરવો જોઈએ, તથા સંસ્કૃત વ્યાખ્યાકારોએ સસ્કૃતમાં તેનો નામાન્તરથી ઉદ્બોધ કરાવેલ હોય છે, તેથી તેનું સૂચન કરવું આવશ્યક જણાયુ છે અને પ્રારભના પદથી પ્રખ્યાત થયેલાં તે તે પ્રચલિત નામો પણ દર્શાવ્યાં છે ઘણા સૂત્રોનાં અપરનામો વ્યાખ્યાકારોએ-પૂર્વાચાર્યોએ સૂચિત કર્યા છે, કેટલાંક નામો પ્રાચીન પોથીઓમા અને અર્વાચીન સંસ્કરણોમાં જોવામા આવે છે અને ક્વચિત સૂત્રના ભાવને અનુસરતુ નામ પણ સૂચિત કરવામાં આવ્યું છે અને તે નામ-નિર્દેશ સ્વાભાવિક રીતે જ પ્રત્યેક સૂત્રને મથાળે ઉચિત લાગે પ્રાકૃત સૂત્રોની સાથે ત્યાં સંસ્કૃત અને ગૂજરાતી છાયા દર્શાવેલી હોવાથી તેવી રીતે દર્શાવેલાં નામોને નિરાધાર અથવા અધિકાર-બહારનાં કે અયુક્ત કહી શકાય નહિ સૂત્રખડો પણ વર્તમાનમાં જૂદાં સૂત્ર તરીકે પ્રચલિત હોય, તેને તે રીતે ઓળખાવવાની ફરજ થઈ પડે છે વર્તમાનમાં સ્ટેશનોના નામો, ચિત્રોનાં, દવાના, દુકાનોનાં નામ-બોર્ડો વગેરે ૨-૩ ભાષામાં, ૨-૩ પ્રકારથી દર્શાવેલાં જોવાય છે. સૂત્રોનાં વિશેષનામો સબધમાં તે તે સૂત્રોના વિવેચન પ્રસગે યથાશક્ય સ્પષ્ટીકરણ કરવામાં આવ્યુ છે. ભાષાનાં 'અઢાર પાપસ્થાનકો'ને પ્રાકૃતમા 'સથારા-પોરિસી' વગેરેમાં 'अट्ठारस पावठाणाइ' અને તેની સસ્કૃત વ્યાખ્યામાં 'अष्टादश पापस्थानानि' વગેરે શબ્દો દ્વારા સૂચિત કરેલાં જોઈ શકાય છે

અન્તઃશીર્ષકો અને અન્તર્વચનો.

૫. શ્રીનુ આ સબંધી કથન વિચિત્ર આક્ષેપવાળુ છે. સંસ્કૃત વ્યાખ્યાકારો સૂત્ર, ગાથા, કાવ્ય, શ્લોક વગેરેનું વિવેચન કરતાં તે પહેલાં તેના ભાવને સૂચવતી પુષ્પિકા-પંક્તિ દર્શાવે છે, તે પદ્ધતિએ ગૂજરાતી ટીકાકારે **'વન્દનક સૂત્ર,' 'અબ્ભુટ્ઠિઓ'** આદિ વિશિષ્ટ સૂત્રોના પાઠને ગુરુ-શિષ્યનાં વચનોનું પૃથક્કરણ કરી વિવેક-પૂર્વક તારવી દર્શાવેલ છે. મૂળ સૂત્ર-પાઠ સાથે તેનુ સૂચક વાક્ય-વચન બહુ વિચારણા-પૂર્વક નાના-મોટા, બાલબોધ કે ગૂજરાતી જૂદા પડતા ટાઈપોમા, ક્રોસ સાથે સ્પષ્ટ સમજાય તે રીતે દર્શાવેલ છે, જેને વિચારક સામાન્ય અભ્યાસી પણ સમજી શકે તેમ છે, તેથી તેમનો ભાવી ભય અસ્થાને છે. પ્રાચીન પોથીઓમાં મૂળ-વ્યાખ્યા કેટલીકવાર સળંગ લિપિમાં લખેલ હોઈ મિશ્રિત થઈ ગયેલ જણાય છે, પરંતુ વિચારક વિવેકી વિદ્વાનો તો તેમાંથી પણ પૃથક્કરણ કરી શકે છે. તેવું ન સમજનાર અભ્યાસીએ ગુરુ-ગમ વિના ન શીખવું જોઈએ

મંત્ર-વિદર્ભિત લઘુ **'શાંતિ-સ્તવ'**મા પણ તે જ પદ્ધતિએ પૂર્વાચાર્ય પ્રાચીન વ્યાખ્યાકારે સૂચવ્યા પ્રમાણે તેમાંના પાઠોનુ પૃથક્કરણ કરતાં અન્ત.શીર્ષકો અન્તર્વચનો દર્શાવ્યાં છે, જેથી શાન્તિ-પાઠકો અને શાન્તિ-સાધકોનો માર્ગ સુગમ થવા સભવ છે

લેખક—ટીકાકાર, પ્રયોજક અને સશોધકોના એ શુભ પ્રયાસને શાંતિથી, ગુણ-ગ્રાહક દૃષ્ટિથી, હસ-વૃત્તિથી સૌ વિચારે-સમજે-એટલુ ઇચ્છી વિરમીશું. सुज्ञेषु किं बहुना ?

●

[ અનુસંધાન પૃષ્ઠ : ૧૩૦ થી ચાલુ ]

તેજ રીતિએ આત્માના દર્શન, જ્ઞાન, ચારિત્ર ગુણો ઉપર કર્મોનું આક્રમણ થયું, હલ્લો આવ્યો. સપૂર્ણ સામર્થ્યવાન આત્માએ તો કર્મનો છેદ કરી નાખ્યો (નાણા નગદ ગણી દીધાં) અને છૂટયો તેણે આત્માના ગુણો જાજ્વલ્યમાન કર્યા આનું નામ તે ક્ષાયિક ભાવ. બીજા આત્માએ મુદત લીધી આનુ નામ તે ઔપશમિક ભાવ. ત્રીજા આત્માએ લેણદાર દેણદાર એકનેય નુકસાન નહિ તેવાં કાંધાનો રસ્તો કાઢ્યો કર્મના રસને તોડે પણ ખરોઃ પુદ્ગલોને રહેવા પણ દે આનુ નામ ક્ષાયોપશમિક ભાવ. જ્ઞાનાવરણીયાદિ કર્મોનો ઉદય થાય ત્યારે તેના વિકારને તોડવામા આવે તથા તેના પ્રદેશોને ધીમે ધીમે ભોગવવામાં આવે તેનું નામ ક્ષાયોપશમિક-ભાવ—કર્મોને ધીમે ધીમે વેદવાં તે ક્ષાયોપમિકભાવ ધર્મ આ ત્રણ ભાવોમાં છે. રત્નત્રયી આદિ ધર્મ કે દાનાદિ ચતુષ્કરૂપી ધર્મ આ ત્રણ વાડી કે ઉપવનમાં રહેનારા છે. આ વાડી, આ ઉપવન પ્રયત્ન વિના બનનાર નથી. મનુષ્યભવ, પચેન્દ્રિયપણુ આદિ સામગ્રી ઔદયિક ભાવની છે.

મોક્ષ સાધવા માટે એ સામગ્રીની આવશ્યકતા ખરી, પણ એ બધી સામગ્રીની સફલતા ક્ષયોપશમ ભાવવાળાને છે। અને તે પણ પ્રશસ્ત ક્ષયોપશમ ભાવવાળાને

અત્યારે આપણને ક્ષાયોપશમિક તથા ઔદયિકભાવ એ બન્નેનો યોગ છે, પણ તે પ્રશસ્ત કોટિનો કેટલે અશે છે અને અપ્રશસ્ત કોટિનો કેટલે અશે છે એનો નિર્ણય યોગ્ય વિચારણાથી સ્થૂલ રીતે તો આપણે પોતે જરૂર કરી શકીએ અને એ રીતે પૃથક્કરણ કરવાની મહેનત ચાલુ રાખીએ તો એ દ્વારા પણ આપણે આપણો ઘણો વિકાસ સાધી શકીએ.



# કર્મ મીમાંસા

[ લેખાંક–દશમો ]

લેખક : **માસ્તર શ્રીયુત ખુબચંદ કેશવલાલ** સિરોહી (રાજસ્થાન)

**કાર્યસિદ્ધિમાં** જૈન દર્શન પાંચ કારણ માને છે. ભવિતવ્યતા, કર્મ, નિયતિ, કાળ તથા પુરુષાર્થ (ઉદ્યમ). આ પાંચેમાં કરવાનુ છે તે એક જ, અને તે ઉદ્યમ ઉદ્યમ જેમ કારણ છે તેમ બાકીના ચાર પણ કારણો છે. તેમ છતાં તેમાં મુખ્યતા પુરુષાથ (ઉદ્યમ)ની છે. કાલ-સ્વભાવ વગેરે કોઈનાં કર્યા થતાં નથી પણ જીવ કરી શકે એવું હોય તો તે ઉદ્યમ છે. જેને સાચો પુરુષાર્થ કરવો નથી તેઓ તો પોતાના બચાવને માટે કહે છે કે —"ધારેલું કરવામાં, નહિ કરવામાં કે પલટાવવામાં દુનિયામા કોઈ સમર્થ નથી જે ભાવી નિયત હોય તે જ થાય છે. ભવિતવ્યતા જ બળવાન છે, એ તો કરતા હોય તે કરવુ, આપણને કાંઈ લાગતું–વળગતું નથી થવાનુ છે તે તો ગમે તેમ કરો તો પણ થવાનું જ છે"

હવે જો ભવિતવ્યતા જ આધારભૂત હોય તો તમામની ભવિતવ્યતા ભિન્ન ભિન્ન કેમ છે? ત્યાં તો માનવું જ પડશે કે જેવો આત્માનો પ્રયત્ન તેવી ભવિતવ્યતા ઘડાઈ. આત્માનો પ્રયત્ન સારો હોય તો ફળરૂપ ભવિતવ્યતા નરસી આથી સિદ્ધ થાય છે કે ભવિતવ્યતા તો બિચારી પાંગળી છે. જ્યા સુધી જીવ કર્મ ન બાંધે ત્યાં સુધી ભવિતવ્યતાની તાકાત નથી કે જીવને કોઈ પણ ગતિમાં લઈ જઈ શકે. એટલે ભવિતવ્યતા પેદા થવામાં પણ જીવનો ઉદ્યમ (પુરુષાર્થ)જ કારણરૂપ છે ભવિતવ્યતાના નિર્માણ થવા સમયે પણ જીવનો ઉદ્યમ તો હોય જ છે પણ મિથ્યાત્વના યોગે ત્યાં વિપરીત ઉદ્યમ હોય છે એટલે પરંપરાએ સંસારની વૃદ્ધિ કરનારી ભવિતવ્યતાનુ તે નિર્માણ કરે છે સાચો ઉદ્યમ કે સાચા પુરુષાર્થનું તેને જ્યા સુધી ભાન ન હોય ત્યાં સુધી સ્વઉદ્યમદ્વારા ભવિતવ્યતાનુ નિર્માણ થતુ હોવા છતાં પણ જવાબદારી ભવિતવ્યતાને જ સોંપે છે. ભવિતવ્યતા, કાળ કે સ્વભાવ એ પુરુષાર્થથી બહાર છે : તે પુરુષાર્થનો વિષય નથી. પુરુષાર્થનો વિષય તો કર્મો કરવાં, ભોગવવા, યા તો મોક્ષનાં કારણો પ્રાપ્ત કરી છેવટે મોક્ષ મેળવવો એ જ છે. હિંસા, જૂઠ, ચોરી વગેરે કર્મોદયથી બને છે, તેને માટે ઉદ્યમ કરવાનું શ્રીજિનેશ્વરદેવે કહ્યુ નથી પણ મોક્ષમાર્ગને અંગે ઉદ્યમ કરવાનું ભગવાને ફરમાવ્યું છે

મિથ્યાત્વ દશામાં જીવનો પુરુષાર્થ કર્મો કરવામાં તથા ભોગવવામાં જ થાય છે મિથ્યાત્વ નષ્ટ થતાં મોક્ષનાં કારણો મેળવવામાં પુરુષાર્થ થાય છે અને તે કારણોમાથી જ મોક્ષની પ્રાપ્તિ થવારૂપ કાર્યસિદ્ધિ થાય છે. જેમ કેટલાક ભવિતવ્યતાને જવાબદારી ભળાવી દે છે તેમ કેટલાક જાણે પોતે દોષ રહિત હોય તેમ કર્મને દોષ આપે છે પણ અહીં વિચારીએ તો સમજાય કે જડ કે ચેતન? કર્મ થયું ક્યાંથી? કર્મ-કોઈનુ કર્યું થયુ કે આપોઆપ ફૂટી નીકળ્યુ? માનવું જ પડશે કે કર્મનો કર્તા પણ જીવ જ છે અને કર્તા છે તો પછી ભોક્તા તો છે જ

વૃક્ષના છોડવા કે અનાજ આપોઆપ ઊગતાં નથી ફણગા પોતાની મેળે ફૂટી નીકળતા નથી. ઉગાડનાર ખેડૂતના ઉદ્યમથી જ ઊગે છે. જો કે બીજ વિના ખેડૂત વાવે શું ? એટલે ખેડૂત પણ જોઈએ, બીજ પણ જોઈએ, અને વૃષ્ટિ (સાધન) પણ જોઈએ. તેમ છતાં પણ ખેતરનો માલિક તો ખેડૂત જ કહેવાશે. જો કે બીજમાંથી અનાજ પેદા થાય છે પણ પેદા કરનાર તો ખેડૂત જ ગણાશે. સામગ્રી બધી છતાં વાવવું કે ન વાવવું, થોડી જમીન વાવવી કે બધી વાવવી, અનાજ વાવવું કે બીજું કંઈ વાવવું, કયું અનાજ વાવવું આ તમામ માટે જવાબદાર-જોખમદાર ખેડૂત છે.

આ ઉપરથી સમજવું જોઈએ કે આત્મવિકાસ સાધવો હોય તો ભવિતવ્યતાના ભરોસે નહીં બેસી રહેતાં આશ્રવ( કર્મ આવવાના માર્ગ )રૂપ પુરુષાર્થથી દૂર રહી, સંવર (આવતા કર્મને રોકવાના માર્ગ ) તથા નિર્જરા( પૂર્વબદ્ધ કર્મને ક્રમે ક્રમે ક્ષય કરવા )રૂપ પુરુષાર્થમાં આત્માએ પ્રયત્નશીલ રહેવું જોઈએ. મનુષ્યને દાંતની પ્રાપ્તિ એ ભવિતવ્યતા કરાવનાર છે. પરંતુ ચાવવાનું કાર્ય ભવિતવ્યતા કરાવનારી નથી, તે તો ઉદ્યમથી જ થાય છે. એ રીતે મનુષ્યભવાદિ સામગ્રી ભવિતવ્યતા અર્પનાર છે પરંતુ તે સામગ્રી વડે સંવર તથા નિર્જરા કરવી તે પુરુષાર્થથી જ થાય છે. જ્યાં સંવર, નિર્જરા માટે પ્રયત્નની જરૂર છે ત્યાં ભવિતવ્યતાના ભરોસે રહેવું એ ભૂલ છે.

કર્મનો ઉદય કદાચ ભવિતવ્યતાને આધીન થઈ જાય પણ દર્શન, જ્ઞાન, ચારિત્ર એ રત્નત્રયીની આરાધના સંવર તથા નિર્જરાનું પોષણ, આશ્રવ-બંધનું શોષણ એ તમામ ભવિતવ્યતા કરવાની નથી ત્યાં તો આત્માએ પોતે પ્રયત્ન આદરવો પડશે.

શ્રીહરિભદ્રસૂરીશ્વરજી મહારાજ કહે છે કે ('પંચ વસ્તુ' પૃષ્ઠ ૨૬-૨૭) બાદરપણું, ત્રસપણું, પર્યાપ્તપણું, પંચેન્દ્રિયપણું, મનુષ્યપણું, દેવગુરુ ધર્મની જોગવાઈ, શ્રદ્ધા આદિ મળી ચૌદ વસ્તુની પ્રાપ્તિ થઈ છે પણ પન્નરમી વસ્તુ પુરુષાર્થ છે, ત્યાં જ કસોટી છે, ત્યાં પાછો પડે તો ખલાસ. ઉપરોક્ત તમામ વસ્તુની પ્રાપ્તિ હોવા છતાં પણ આરાધના ન કરીએ તો પ્રયત્નની ખામી છે. સાધન દ્વારા પણ સાધ્ય સિદ્ધ ન કરાય તો સાધનની સાર્થકતા શી ? નવાં કર્મો ન બાંધવાં, બાંધેલાં કર્મ તોડવાં તથા ઉદયમાં આવેલાં કર્મોને નિષ્ફલ કરવાના પુરુષાર્થ વિના મોક્ષમાર્ગમાં પ્રવૃત્તિ નથી

શ્રીહરિભદ્રસૂરીશ્વરજી મહારાજા કહે છે કે, છેલ્લા પુદ્ગલ પરાવર્ત્તમાં આવેલો જીવ જ ઉદ્યમમાં કટિબદ્ધ હોય છે. પૂર્વ સંચિત અંતરાય કર્મ હોય ત્યાં સુધી કાર્યસિદ્ધિમાં સ્ખલનાઓ થાય પણ તે અંતરાય કર્મને તોડનારો ઉદ્યમ જ છે હવે એ ઉદ્યમ કઈ પ્રવૃત્તિમાં કરવો, કેવી રીતે કરવો કે જેથી નવાં કર્મ ન બંધાય, બાંધેલાં તૂટતાં જાય અને ઉદયમાં આવેલાં નિષ્ફળ થાય તે વિચારીએ

મોક્ષનો માર્ગ ઔપશમિક, ક્ષાયિક તથા ક્ષાયોપશમિક ભાવમાં છે. આ ત્રણે ભાવો ઉદ્યમથી જ સિદ્ધ થાય છે. આ ત્રણ ભાવોથી પણ ઘણા અનાત હોય છે. માનો કે દશદશ હજારનું દેવું ધરાવનાર ત્રણ આસામીઓ છે તેમાંથી એકે તો આના-પાઈ સાથે રોકડા ગણી દીધા અને તે ઋણમુક્ત થયો બીજાએ રાજ્યમાં લાગવગ પહોંચાડી પોતાના ઉપર બાર માસ સુધી કોઈ ઇસમ દાવો ન કરે, જપ્તી ન લાવે, વોરંટ ન કઢાવે તેવો હુકમ મેળવ્યો. ત્રીજાએ ભેગા કરીને પોતાની પરિસ્થિતિ જણાવીને સમજાવી દીધા. વ્યાજ ઠરાવી. કાંધાં કરી આપ્યાં.

[ જુઓ અનુસંધાન પૃષ્ઠ : ૧૨૮ ]



# જૈનધર્મનાં ઉમદા તત્ત્વો રાજદરબારે પહોંચ્યાં હતાં.

લેખક શ્રીયુત મોહનલાલ દીપચંદ ચોકસી

" या वेळीं सुप्रसिद्ध सुंदर पांड्यन या नावाचा पांड्यकुलोत्पन्न जैनधर्मीय राजा मदुरा येथें राज्य करीत होता. चोळ राजाची कन्या मंगयर्करसि ही या सुंदर पांड्य राजाची पत्नि असून ती कट्टर शैवधर्मानुयायी होती. या राजाचा प्रधान हि शैवोपासक होता ' ..... ........सुंदर पांड्य यानें जैनधर्माचा त्याग करून शैवधर्माचा स्वीकार केला. या धर्मांतरा मुळें अर्थात् च जैनधर्मास जबर धक्का मिळाला।"

ઉપરનો આ ઉતારો દક્ષિણમાં—ખાસ કરીને તામિલ પ્રાંતમાં જૈનધર્મ કેવી રીતે અસ્તાચલ તરફ ગયો તે વિષે ઇશારો કહે છે રાજા સુંદર પાંડ્યે ધર્માંતર કર્યું એવો સ્પષ્ટ પુરાવો ઉપલબ્ધ થતો નથી બાકી શૈવોપાસક સંબંદર સાધુના જોરપૂર્વકના પ્રચારથી અને ચમત્કારથી, તેમજ રાણી તેમજ પ્રધાનના સહકારથી પ્રજાનું વલણ એ તરફ વળવા લાગ્યું અને એ કારણે એક સમયે જાહોજલાલી ભોગવતો જૈનધર્મ આમ-જનસમૂહના હૃદયમાંથી ઓસરવા માંડ્યો.

ભૂતકાળના આ બનાવ ઉપરથી જૈનધર્મના ઉપાસકોએ આજના કાળમાં બોધપાઠ ગ્રહણ કરવા સારુ જ આ ઉલ્લેખ ઇષ્ટ માન્યો છે. આજે નથી તો ચમત્કારનો યુગ કે નથી તો પરસ્પર ધર્મની સ્પર્ધા. આજનો યુગ બુદ્ધિવાદનો છે, અને તેથી એટલું તો ચોખ્ખું જણાઈ આવે છે કે જે ધર્મના સિદ્ધાંતો તર્ક અને પ્રમાણની નજરે અકાટ્ય હોય, અને એનો પ્રચાર સત્તાનાં સૂત્રો જેમના હાથમાં હોય, એવા અધિકારી વર્ગ સુધી પહોંચ્યો હોય, તો એની પ્રગતિનો રથ વિદ્યુત્ગતિએ દોડે છે. ભારતવર્ષના ચારે ખૂણે આજે આપણો જે વારસો લૂંટાતા, અને જીર્ણ થતાં બચેલો જોવાય છે, એના મૂળમાં ધનવાનોનું ધન જ માત્ર નિમિત્તભૂત નથી, પણ એની સાથે જૈનધર્મી આગેવાનોની રાજકારણમાં દિલચસ્પી અને જૈન શ્રમણોની રાજવીઓ પણ પોતાની ઉપદેશશક્તિના જોરે આકર્ષણ કરવાની પ્રતિભા, મુખ્યપણે ભાગ ભજવતી હતી એ દીવા જેવી વાત છે. જેમ જેમ એમાં શિથિલતા દાખલ થઈ, સાંપ્રદાયિક્તાના કુહાડા વધ્યા, અને ચોપાસ બનતા બનાવો પ્રતિ દુર્લક્ષ્ય કરી કેવળ અંદરના મતફેરોમાં રમવાનું શરૂ થયું અને એ દ્વારા જય-પરાજયનાં ઢોલ વાગવા માંડ્યા, તેમ તેમ પૂર્વજોની દીર્ઘદર્શિતાએ, પૂર્વાચાર્યોની પ્રતિભાએ, જે વારસો સ્થાપ્યો હતો અને જે પ્રતિષ્ઠા જમાવી હતી એ લુપ્ત થવા માંડી. 'ઘર ફૂટે ઘર જાય' અથવા તો 'કંકાસે કોઠીનું પાણી પણ સુકાય' જેવી જનવાયકા આપણા જૈનોના—સંબંધમાં સત્ય પુરવાર થઈ. આ કોઈ કલ્પના કે તરંગ નથી. વિદ્વાનોએ અભ્યાસના બળે જે ઉલ્લેખો, જૈનધર્મ તેમજ એ પાળનારા રાજવીઓ સંબંધે કરેલા છે એ વાંચતાં સહજ સમજાય તેવી વાત છે. અહીં એ સંબંધમાં લંબાણ નહીં કરતાં, અને એમાં શ્રીભદ્રબાહુ દક્ષિણમાં ગયા તે ચૌદ પૂર્વધર ભદ્રબાહુ કે એમના પછી થયેલ ભદ્રબાહુ બીજા

હતા એની ચર્ચામાં નહી ઊતરતાં જે એક મુદ્દાની બાબત છે તે તરફ અંગુલીનિર્દેશ કરીએ.

In the region of Politics we have a Succession of great Emperors and Kings since the days of Mahavir till Bharatakshetra became Hindustan by about the 12th century. Even after this century Jain Kingdoms continued to flourish. The first great emperor in Indian history Chandragupta Maurya is said to a Jain by faith and his able minister Chanakya the author of the famous 'Arthashastra' is also said to be a Jain.

..... ..There was in his court the venerable Jain Saint Bhadrabahu, the last of the Sruta Kevalies

આ સબંધમાં મિ. ઈ. થોમસ નીચે પ્રમાણે લંબાણથી પોતાનું મંતવ્ય નોંધે છે—

ચંદ્રગુપ્ત જૈન હતો એમ સંખ્યાબંધ લેખકોનુ માનવું છે અને એ એટલુ ચોક્કસ છે કે એ સબંધમા દલીલ કે પ્રચારની કંઈ જ અગત્ય નથી. પ્રાચીન પુરાવાથી એ વાત પુરવાર થઈ ચૂકેલી છે અશોક પણ પહેલાં જૈનધર્મી હતો અને પાછળથી બૌદ્ધધર્મી બન્યો હતો એ વાત એણે ઊભા કરાવેલા શિલાલેખોથી જણાય છે. **અબુલફજલ** 'આઈને અકબરી'માં જણાવે છે કે—'અશોકે કાશ્મીરમા જૈનધર્મ દાખલ કર્યો હતો. કાશ્મીર રાજ્યના નામીચા ગ્રંથ 'રાજતરંગિણી'માં '**અશોક** જૈનધર્મમાં ઊછર્યો હતો' એવી નોંધ પ્રાપ્ત થાય છે અશોકની ગાદી પર એનો પૌત્ર **સંપ્રતિ** આવ્યો તે પણ જૈનધર્મી હતો. અશોકના દાદાએ અને પૌત્રે **જૈનધર્મ**ની એવી સુંદર પ્રભાવના કરી કે જેવી ખ્રિસ્તી ધર્મ માટે કોનસ્ટાઈન્ટને કરી હતી. આ ઉપરાંત પણ જૈનધર્માવલંબી સંખ્યાબંધ રાજાઓનાં નામ જાણવાનાં મળે છે, જેમાં **સમ્રાટ ખારવેલ** કે જે કલિંગદેશનો સ્વામી હતો અને મહામેઘવાહન જેતું બિરુદ હતું, વળી, જેણે સાતકર્ણીને હરાવ્યો હતો અને રાજગૃહી પર વિજય પ્રાપ્ત કરી, ગંગા નદીનાં પાણીથી પોતાના હસ્તીઓને સ્નાન કરાવ્યુ હતુ, એટલુ નહી પણ મગધના સ્વામીને પોતાના ચરણે નમાવ્યો હતો એ મુખ્ય છે. ઓરિસામાં આવેલ હાથીગુફાના શિલાલેખમા એ સર્વ નોંધ પ્રાપ્ત થાય છે અને એ **શિલાલેખ** ભારતવર્ષમાં જૂનામાં જૂના મનાતા શિલાલેખોમાનો એક છે. એની આ ખ્યાતિને લઈ એ કાળમાં રાજકર્ત્તા જૈનધર્મી **પાંડયનરેશે** મોતી જેવી અતિમૂલ્યવાન ચીજો એને ભેટ તરીકે મોકલી હતી અને એ સાથે અશ્વો તેમજ હાથીઓની ભેટ ધરી હતી. આ ખારવેલે ઠેઠ ઉત્તર પર્યંત પોતાના સૈન્યને લઈ જઈ, વિજય પ્રાપ્ત કર્યો હતો. ગૂજરાતના સોલંકી મહારાજા કુમારપાલ, અમોઘવર્ષ અને બીજા ઘણા ચાલુક્ય રાજવીઓ, તેમજ હોયસાલ, રાષ્ટ્રકુટ, પલ્લવ, પાંડય, કદંબ અને ગંગવંશી રાજાઓમાના કેટલાક **જૈનધર્મના** અનુયાયી હતા, જ્યારે બીજાઓએ **જૈનધર્મ**ને પ્રોત્સાહન આપી એના પ્રચારમાં મદદ આપી હતી.

ઉપર મુજબ ભૂતકાળની ગૌરવ ગાથા વાંચ્યા પછી આજે આપણો શો ધર્મ હોઈ શકે? એ અવશ્ય વિચારણીય વિષય છે. ભારતવર્ષના જૈનેતર વિદ્વાનોમાના ઘણા નિષ્પક્ષ દષ્ટિથી ધર્મોનાં મતવ્યોની તુલના કરવા લાગ્યા છે અને **અહિંસાથી** ભારતે સાધ્ય કરેલ આઝાદી પછી ભારત બહારના અમેરિકા, ઇગ્લાંડ, જર્મની અને જાપાન આદિ દેશોના સંખ્યાબંધ

[ જુઓ અનુસંધાન પૃષ્ઠ . ૧૨૨ ]



# અજમેરના ચૌહાણ રાજાઓ સાથે જૈનાચાર્યોનો સંબંધ

લેખક : શ્રીયુત અગરચંદજી નાહટા

**અ**જમેર નગર એક પ્રાચીન અને પ્રસિદ્ધ સ્થાન છે. વિવિધ દૃષ્ટિઓથી એના ઇતિહાસનું મહત્ત્વ ઘણું છે હિંદુ, મુસલમાન, જૈન બધાનું એ આદરપાત્ર છે અહીંની મુસલમાની દરગાહ તો ઘણી પ્રસિદ્ધ છે. હિંદુઓને માટે અજમેરની સમીપે આવેલા પુષ્કર તીર્થનું ઘણું મહત્ત્વ છે. જૈનોના આચાર્ય શ્રીજિનદત્તસૂરિનું આ નિર્વાણસ્થળ છે. આ આચાર્યનું શ્વેતાંબર જૈન સમાજમાં ઘણું જ મહત્ત્વપૂર્ણ સ્થાન છે. તેઓ 'મોટા દાદા સાહેબ'ના નામે ભારતના ખૂણેખૂણામાં પ્રસિદ્ધ છે. તેમની સ્મૃતિમા સ્થાપન થયેલી ચરણપાદુકાઓ, મૂર્તિઓ અને ગુરુ-મંદિરો ભારતમા બધી જગાએ જોવામાં આવે છે દિગંબર સમાજનો પણ અહીં સારો પ્રભાવ રહ્યો છે આજે પણ શેઠ ભાગચંદજીની નસિયા તેમને જ માટે નહિ પણ પ્રત્યેક અજમેરના યાત્રી માટે આકર્ષણનો વિષય છે અહીંનું આ એક દર્શનીય મંદિર છે

અજમેરે ઘણી ચડતી અને પડતી દેખી છે એનો પ્રારંભિક ઇતિહાસ ઉજ્જવળ છે અહીંના ચૌહાણ રાજાઓનો સિક્કો એક કાળે જબરદસ્ત એકડો થયો હતો. તેમના શાસનનો પ્રદેશ ઘણો લાંબો–પહોળો હતો. સમ્રાટ્ પૃથ્વીરાજ અંતિમ હિંદુસમ્રાટ મનાય છે. એમના જ હાથે ભારત મુસલમાનોના અધિકારમાં આવ્યું. આથી તેમના પ્રભાવથી સૌ કોઈ પરિચિત છે એ તો કંઈક એવી ભવિતવ્યતા હશે, નહિતર તેઓ તો એક જબરદસ્ત વીરપુરુષ હતા. કેટલીયે વાર તેમણે કુતબુદ્દીનને હરાવીને નસાડયો હતો

અજમેરનો ઇતિહાસ ભારે રોમાંચક છે પરંતુ હજી સુધી એનો ઇતિહાસ ભાગ્યે જ સારી રીતે લખાયો હોય* તેના ઇતિહાસનો એક અધ્યાય જૈનધર્મ સાથે સંબંધિત છે એનો ખ્યાલ તો ઘણા ઓછા માણસોને જ હશે.

જો કે આ વિષયમાં હું લખી તો રહ્યો છું તે પૂરું ન હોય તો ભલે જ અધૂરું રહ્યું પણ જે કંઈ સામગ્રી અહીં ઉપસ્થિત કરવામા આવશે તે બીજાઓને માટે તો તદ્દન નવીન અને સર્વથા અજ્ઞાન જેવી જ હશે. અને તેથી આવી સામગ્રીદ્વારા પૂર્ણતા આપવા માટે બીજા વિદ્વાનોને પ્રેરણા મળશે એ લાભ ઓછો નથી આવા વિચારથી હું જેટલી જ્ઞાનસામગ્રી એકત્રિત કરી શક્યો છું તેને વ્યવસ્થિતરૂપે લિપિબદ્ધ અહીં મૂકું છું

×

અજમેર જેનું પ્રાચીન નામ 'અજયમેરુ' મળે છે તેને ૧૧–૧૨ મી શતાબ્દીમા રાજા અજયરાજે વસાવ્યું આની પહેલાં આ સ્થાનનું નામ શું હશે—એની શોધ કરવા જેવી છે નિકટવર્તી પુષ્કરના તો ઘણા પ્રાચીન ઉલ્લેખો મળે છે કંઈક દૂર રહેલા બીજા પણ કેટલાયે સ્થળો છે તેની પણ શોધ કરવી જોઈએ

---

* આ સંબંધે શ્રી હરવિલાસ શારદા કૃત 'અજમેર' નામક પુસ્તક વાંચવા જેવું છે આ પુસ્તક અંગ્રેજીમા લખાયું છે.

જૈન ઇતિહાસમાં હર્ષપુરનો કંઈક પ્રાચીન ઉલ્લેખ મળે છે, પ્રશ્નવાહનકુળના આચાર્યોની એક પરંપરા આ હર્ષપુરના નામથી 'હર્ષપુરીય' કહેવાય છે પાછળથી હર્ષપુરીયગચ્છના નામે પણ તેનો ઉલ્લેખ થયેલો જોવામાં આવે છે. શ્રી. ઓઝાજીના એક ઉલ્લેખ અનુસાર મેવાડના રાજા અલ્લટની રાણી હરીયદેવી હૂણ રાજાની પુત્રી હતી, અને એ રાણીએ હર્ષપુર વસાવ્યું આ અલ્લટની રાજસભામાં ચંદ્રગચ્છ—કે જે પાછળથી રાજગચ્છ નામે પ્રસિદ્ધિ પામ્યો—ના આચાર્ય શ્રીપ્રદ્યુમ્નસૂરિએ દિગંબરોને પરાજિત કર્યા હતા અને તેમણે સપાદલક્ષ તેમજ ત્રિભુવનગિરિના રાજાઓને જૈનધર્માનુરાગી બનાવ્યા હતા, એવો ઉલ્લેખ મળે છે. આ પ્રદ્યુમ્નસૂરિના શિષ્ય શ્રીઅભયદેવસૂરિ દર્શનશાસ્ત્રના ધુરંધર વિદ્વાન હતા. સિદ્ધસેન દિવાકરના 'સન્મતિતર્ક' ઉપર 'તત્ત્વબોધવિધાયિની' ટીકા, જે 'વાદમહાર્ણવ' નામે પણ કહેવાય છે તે બનાવી છે. તેમના શિષ્ય ધનેશ્વરસૂરિ ત્રિભુવનગિરિના કર્દમ નામે રાજા હતા. તેમણે દીક્ષા લીધી હોવાના કારણે જ આ પરંપરાનુ નામ રાજગચ્છ પડ્યું. આ પ્રશ્નવાહનકુળ અને હર્ષપુરગચ્છમા શ્રીજયસિંહસૂરિ નામના આચાર્યે શાકંભરીમાં ભારે પ્રસિદ્ધિ મેળવી, એમના શિષ્ય અભયદેવસૂરિ ચારિત્રસંપન્ન પ્રભાવક મહાપુરુષ હતા, જેમણે ગોપગિરિ (ગ્વાલિયરના)ના રાજા ભુવનપાલને ઉપદેશ આપી, ત્યાંના મહાવીર મંદિરનાં દ્વાર, જે અધિકારીઓએ બંધ કરી રાખ્યાં હતાં, તે ખોલાવ્યાં. એમના ઉપદેશથી શાંતૂ મહેતાએ ભરૂચના 'સમલિકા-વિહાર' નામક જિનમંદિર પર સ્વર્ણકળશ ચડાવ્યા હતા રાજા જયસિંહને ઉપદેશ આપીને પર્યુષણ આદિ પર્વ દિવસોમાં અમારિની ઉદ્ઘોષણા કરાવી હતી. તે મહારાજા તેમનો પરમ ભક્ત હતો, શાકંભરીના રાજા પૃથ્વીરાજ ચૌહાણને પત્ર લખીને તેમણે રણથંભોરના જૈન મંદિર પર સ્વર્ણકળશ ચડાવ્યા. આથી એમના અસાધારણ પ્રભાવનો પરિચય મળે છે.

અજમેર નગરના સંસ્થાપક અજેન્દ્ર અથવા અજયરાજથી જૈનાચાર્ય શ્રીધર્મઘોષસૂરિ પ્રશંસા પામ્યા હતા. અજયરાજની સભામાં જ્યારે ધર્મસૂરિ 'સાંખ્યશાસ્ત્ર'ની મધુર વ્યાખ્યાઓમાં સૂક્તિઓનુ ઉચ્ચારણ કરતા ત્યારે તો અજયરાજ હર્ષથી માથું હલાવા લાગતો. આ રાજાની પર્ષદાના વચસ્વી ધર્મસૂરિની ગદ્ય-ગોદાવરીની લહેરો જ્યારે ચારે બાજુએ ઊછળવા લાગતી ત્યારે દિગંબર વિદ્વાન ગુણચંદ્ર પોતાની જાતને ભૂલી જતા ધર્મસૂરિનો પ્રભાવ અર્ણોરાજ અને વિગ્રહરાજ પર પણ હતો. અર્ણોરાજની સભામાં તેમણે એક દિગંબર વાદી પર વિજય પ્રાપ્ત કર્યો હતો.

પટ્ટાવલીઓ અનુસાર આ વાદીનુ નામ ગુણચંદ્ર હતુ. વિગ્રહરાજ એટલે વીસલદેવ તો આચાર્યના એવા ભક્ત બની ગયા હતા કે તેમણે રાજવિહાર નામક શાંતિનાથ જૈન મંદિર બનાવ્યું, જેની પ્રતિષ્ઠા આ આચાર્યે કરી હતી આ રાજવીની માતા સુહવદેવીએ સુહવપુરમાં પાર્શ્વનાથપ્રાસાદ બંધાવ્યો હતો આ પ્રભાવક આચાર્યના કારણે જ રાજગચ્છનુ નામ ધર્મઘોષગચ્છ એ પ્રકારે પ્રસિદ્ધ થયું વિગ્રહરાજે પોતાના રાજ્યમા એમના ઉપદેશથી એકાદશીની તિથિએ જીવવધનુ નિવારણ કર્યું હતુ 'રાજવિહાર' ઉપર જ્યારે દંડકળશ ચડાવવામાં આવ્યા ત્યારે પ્રતિષ્ઠાના દિવસે અરિસિંહ અને માલવ મહેંદ્રની સાથે વિગ્રહરાજે ધ્વજાઓ ફરકાવી. આ આચાર્યશ્રીને સં. ૧૧૭૬માં સૂરિપદ પ્રાપ્ત થયું હતું. એમના સંબંધે સમકાલીન અનેક સ્તુતિ-સ્તોત્રો મળે છે, જેમાં ઉપર્યુક્ત આશયનું વર્ણન છે. અમારા સંગ્રહની એક પટ્ટાવલીમાં એ લખ્યું છે કે—

" श्रीधर्मसूरि हुआ वादी प्रतिमल्ल जिहे विसलदेव रायतणी सभा अजमेरि महादुर्गिं गुणचन्दु वादी जितउ। आनल, विसल, विग्रह, तीन राजा प्रतिबोध्या। सवा लखि ग्रामी प्रवर्ताई; एक सौ पञ्चोत्तर गोष्ठी श्रावक थाप्या। वादी चन्द्र गुणचंद्र बे जीता, भूपतित्रय विबोधित जीणय फलवर्द्धिका प्रतिष्ठा कीधी।"

'રાજગચ્છ પટ્ટાવલી'માં પણ લખ્યું છે:—

" राजगच्छाधिपप्रथमशाखायां द्वादशवर्षवयोऽनन्तरं यावज्जीवषड्विकृतित्यागिनो नामस्मरणेऽपि निर्नाशितक्षुद्रोपद्रवा अक्षीणलब्धिकारकाः श्रीशीलभद्रसूरय.। तेषां शिष्याः ११७६ वर्षे सूरिमन्त्रप्राप्ता अम्बिकासांनिध्यतो भूपत्रयप्रतिबोधका वारद्वयगुणचन्द्रवादिजेतारः श्रीधर्मघोषसूरयोऽभूवन्। यथा—आसीत् श्रीराजगच्छे सदसि नरपतेरह्लवाल्यस्य सांख्यग्रन्थव्याख्याविधाताऽऽन्नलनृपतिपुरो वादिगर्वापहर्ता जैनावज्ञाप्रसक्तं जिनमतसुदृढं विग्रहेशं विधाय श्रीमज्जैनेन्द्रधर्मोन्नतिकरणपटुर्धर्मसूरिर्मुनीन्द्र'। तथा यदुपदेशात् शाकंभरीदेशाधिपेन राज्ञा विसलदेवेन अजयमेरुपुर्या राजविहार. कारितः मूलनायकश्रीशान्तिदेवस्य प्रतिष्ठामहोत्सवोऽकारि। तस्य भूपतेर्मात्रा सूहवदेव्या सूहवपुरे श्रीपार्श्वप्रासादः कारितः। एवं यैराचार्यैः श्रीफलवर्द्धिपुरमण्डनश्रीपार्श्वदेवप्रभृतिजिनानां पञ्चोत्तरशत(१०५)प्रासादेषु प्रतिष्ठा विहिता। तथा च ब्राह्मणक्षत्रिय-माहेश्वरीयवैश्यान् प्रतिबोध्य ओसवालानां पञ्चोत्तरशत(१०५)गोत्राणि श्रीमालानां च पञ्चत्रिंदशगोत्राणि श्रावकव्रतधारीणि विहितानि। तेभ्यः श्रीधर्मघोषसूरिभ्यो राजगच्छस्य धर्मघोषगणसंज्ञा प्रसिद्धा।"[1]

નૃપતિ અર્ણોરાજની સાથે જૈનાચાર્ય જિનદત્તસૂરિનો પણ સારો સંબંધ હતો. જ્યારે આચાર્યશ્રી અજમેર આવ્યા ત્યારે તેમના ભક્ત શ્રાવકો એકઠા થઈને અર્ણોરાજની પાસે ગયા અને કહ્યું કે—'સ્વામિન્! અમારા અહોભાગ્યથી ગુરુવર્ય શ્રીજિનદત્તસૂરિનું અહીં આગમન થયું છે' અર્ણોરાજે કહ્યું 'અત્યંત પ્રસન્નતાની વાત છે, મારા યોગ્ય કંઈ કાર્ય હોય તો કહો.'

શ્રાવકોએ કહ્યું 'દેવમંદિર આદિ ધર્મસ્થાન, અને આ શ્રાવકોને મકાન બનાવવા માટે ઉપયુક્ત ભૂમિખંડ બતાવો.'

અર્ણોરાજે જવાબ આપતાં કહ્યું 'દક્ષિણ દિશા તરફ પર્વતની પાસે તમે લોકો મંદિર, દેવમંદિર વગેરે યથારુચિ બનાવી શકો છો ગુરુમહારાજના દર્શન મને પણ કરાવશો.'

રાજાના આ મધુર વાર્તાલાપથી આનંદિત થઈને શ્રાવકો પોતાના ઘેર પાછા વળ્યા.

શ્રાવકોએ શુભ મુહૂર્તમાં મહારાજાને આમંત્રિત કર્યા મહારાજા પણ મોટા આડંબર

---

૧ બીજાં ઉદ્ધરણો 'પાટણ-ભાંડાગારીય-ગ્રંથસૂચિ'માં અને પં૦ શ્રીલાલચંદ્ર ગાંધી-લિખિત 'જીરાવલા પાર્શ્વનાથ' પુસ્તકમાં છે. એ પ્રગટ હોવાથી અહીં તેની પુનરાવૃત્તિ અનાવશ્યક છે માત્ર અપ્રકાશિત બે ઉદ્ધરણો જ અહીં અમે આપ્યાં છે.

સાથે ઉપાશ્રયમાં આવ્યા અને વિનયપૂર્વક સૂરિજીના ચરણોમાં નમસ્કાર કર્યો. સૂરિજીએ તેમને આશીર્વાદ આપ્યો.

શ્રીજિનદત્તસૂરિજીના ઉપદેશથી અર્ણોરાજ ઘણા પ્રસન્ન થયા અને હમેશા માટે અહીં જ રહેવાની વિનંતિ કરી. આચાર્યશ્રીએ કહ્યું કે, 'રાજન્! આપનું કહેવું ઠીક છે, પરંતુ એક જ સ્થાનમાં રહેવું અમારે માટે આચારવિરુદ્ધ છે. લોકોપકારના હેતુથી સર્વત્ર વિચરણ કરતા રહેવુ એ અમારુ કર્તવ્ય છે આથી સમયે સમયે અમે આવતા રહીશું. આ વચનોથી સંતુષ્ટ થઈ રાજા પોતાને સ્થાને ગયા.

એ પછી મહારાજાએ બતાવેલી ભૂમિમા શ્રીપાર્શ્વનાથ, શ્રીઋષભદેવ, શ્રીનેમિનાથ, અને અંબિકાદેવીની દેવકુલિકા—ઉપરના માળમાં અને નીચે ગણધર વગેરેની સ્થાપના કરવાના સંબંધમાં ઠ૦ આસધરને ભલામણ કરીને સૂરિજીએ વાગડ દેશ તરફ વિહાર કર્યો થોડા સમય પછી જ્યારે મંદિર વગેરે તૈયાર થઈ ગયાં ત્યારે આચાર્યશ્રી અજમેર આવ્યા અને ત્રણે મંદિરોની સં. ૧૨૧૧ના અષાઢ સુદિ ૧૧ ના દિવસે પ્રતિષ્ઠા કરી શ્રીજિનદત્તસૂરિનો સ્વર્ગવાસ અજમેરમાં જ થયો હતો.

શ્રીજિનદત્તસૂરિજીનો સ્તૂપ બનાવવામા આવ્યો. તેની પ્રતિષ્ઠા સ૦ ૧૨૨૧ માં તેમના પટ્ટધર શિષ્ય શ્રીજિનચંદ્રસૂરિજીએ કરી. સ૦ ૧૨૩૫ માં શ્રીજિનચંદ્રસૂરિજીના શિષ્ય શ્રીજિનપતિસૂરિજીએ અજમેરમાં ચતુર્માસ કર્યું એ સમયે શ્રીજિનદત્તસૂરિજીના ઉપર્યુક્ત સ્તૂપની પુન. પ્રતિષ્ઠા ખૂબ વિસ્તારથી કરવામાં આવી. દેવપ્રભ અને તેમની માતા ચરણમતીને અહીં દીક્ષા આપવામાં આવી. સં૦ ૧૨૩૬ મા તેમણે શ્રે૦ પાસડે ભરાવેલી શ્રીમહાવીર પ્રતિમા અને અંબિકાના શિખરની પ્રતિષ્ઠા કરી.

શ્રીજિનદત્તસૂરિએ પ્રતિષ્ઠિત કરેલાં ઉપર્યુક્ત ત્રણ મંદિરો વગેરેનો અત્યારે કંઈ પણ પત્તો લાગતો નથી. શ્રીજિનદત્તસૂરિજીનો પૂર્વકાલીન સ્તૂપ તો નથી રહ્યો પણ પાછળથી નવો બંધાવેલો સ્તૂપ આજે પણ વિદ્યમાન છે.

અર્ણોરાજના રાજ્યમાં સ. ૧૧૯૮મા લખાયેલ 'આવશ્યકસૂત્ર–નિર્યુક્તિ'ની પ્રતિ પાટણના ભંડારમાં આજે પણ મૌજૂદ છે, પ્રશસ્તિ આ પ્રકારે છે:—

"संवत् ११९८ आषाढ सुदि २ गुरुदिने। अद्येह श्रीसमस्तराजावलीसमलङ्कृतपरमभट्टारकमहाराजाधिराजपरमेश्वरश्रीमदर्णोराजदेवविजयकल्याणराज्ये। श्रीमदजयमेरुअधःस्थितश्रीपृथ्वीपुरे प्रतिवसति स्म आर्जिका बन्धुमतिस्तस्या अर्थे नैगमान्वयकायस्थ पं० माढलेन आवश्यकपुस्तकोऽयं लिखितः ॥"

એ પછી સં ૧૨૦૭માં 'પંચાશકવૃત્તિ'ની, જિનસૂરિના શિષ્ય સ્થિરચંદ્રગણિએ, જે ત્રુટિત પ્રતિ અજમેરમાં ગ્રહણ કરી હતી તે જેસલમેરના ભંડારમાં પ્રાપ્ય છે.

"सप्तोत्तरसूर्यशते विक्रमसंवत्सरे त्वजयमेरौ ।
दुर्गे पल्लीभङ्गे त्रुटितं पुस्तकमग्रहीत् तदनु ॥
अलिखत् स्वयमत्र गतं श्रीजिनदत्तसूरिशिष्यलवः ।
स्थिरचन्द्राह्यो मणिरिह कर्मक्षयहेतुमात्मनः ॥"

એ પછી વિગ્રહરાજના સમયમાં લખાયેલી સં. ૧૨૧૨ની 'ઉપદેશપદ—ટીકા'ની પ્રતિ પણ જેસલમેરના ભંડારમાં છે. તેની પ્રશસ્તિ આ પ્રકારે છે.—

"संवत् १२१२ चैत्र सुदि १३ गुरौ अद्येह श्रीअजयमेरौ दुर्गे समस्तराजावलीविराजितपरमभट्टारकमहाराजाधिराजश्रीविग्रहराजदेवविजयराज्ये उपदेशपदटीकाऽलेखीति ॥"

એ પછી સં. ૧૨૧૬મા અજમેરમા લખાયેલ 'કવિરહસ્ય-વૃત્તિ'ની પ્રતિ પણ જેસલમેરના ભંડારમાં છે તેની પુષ્પિકા આ પ્રકારે છે.—

"संवत् १२१६ चैत्र सुदि ४ सोमे श्रीअजयमेरुदुर्गे पुस्तकमिद लिलिखे ॥"

ઉપર્યુક્ત ઉદ્ધરણોથી પૃથ્વીરાજ, અજયરાજ, અર્ણોરાજ અને વિગ્રહરાજ સાથે જે જૈનાચાર્યોનો ઉલ્લેખનીય સંબંધ રહ્યો છે તેની જાણકારી મળવાની સાથોસાથ ૧૧મી, ૧૨મી શતાબ્દીથી જ અહીં દિગંબરોનો પણ સારો પ્રભાવ રહ્યો હોવાનુ જણાય છે અને અહી શ્વેતાંબર ગ્રંથોનું સારુ જ્ઞાન લોકોમાં હોવાનું જણાય છે પાછળથી આ ભંડારની કોઈ રાજ્યવિપ્લવ વગેરેના સમયે દુર્દશા થઈ ગઈ એમાથી સ્થાનાંતરિત કરાયેલી ઉપર્યુક્ત ત્રણ પ્રતિઓ જ પાટણ અને જેસલમેરમા બચવા પામી છે.

સુપ્રસિદ્ધ રાજા પૃથ્વીરાજ બીજાના સંબંધમાં તો જૈન ગ્રંથોમાં ઘણી સારી જાણકારી મળે છે. "પુરાતન-પ્રબંધ-સંગ્રહ"મા પૃથ્વીરાજ અને જયચંદના બે પ્રબંધ શ્રીજિનવિજયજીએ પ્રકાશિત કર્યા છે, તે ખૂબ મહત્ત્વપૂર્ણ છે તેમાં પ્રાપ્ત ચંદ કવિના 'પૃથ્વીરાજ રાસો'ના પદ્યોથી તો હિંદી સાહિત્યમા પ્રચારિત એક ભ્રમનુ કંઈક નિવારણ થયુ છે 'રાસો'ની વર્તમાનમાં પ્રાપ્ત પાઠોની ગરબડથી કેટલાયે વિદ્વાનોને ત્યાં સુધી શંકા થઈ હતી કે, ચંદ વરદાઈ નામનો કોઈ કવિ પૃથ્વીરાજના સમયમા થયો નથી અને નથી તેણે 'પૃથ્વીરાજ રાસો' બનાવ્યો. પરંતુ આ પદ્યોમાં ચંદ વરહિયાનુ નામ આવે છે અને સાથોસાથ તત્કાલીન ભાષામાં રાસોનાં ચાર પદ્યો પણ ઉદ્ધૃત કરેલાં મળે છે, જેમાંથી ત્રણ પદ્યો તો પરવર્તી ભાષાના પરિવર્તનરૂપે આજે પણ રાસોના બધાંયે સંસ્કરણોમા પ્રાપ્ત છે

આ પૃથ્વીરાજની સભામા આ જૈનાચાર્યોનો એક બહુ મોટો મનોરંજક શાસ્ત્રાર્થ થયો હતો. સૌભાગ્યવશ આજે પણ તે 'યુગપ્રધાનાચાર્ય-ગુર્વાવલી'મા પ્રાપ્ત છે આ શાસ્ત્રાર્થ સં. ૧૨૩૯ના કાર્તિક સુદિ ૭ અથવા ૧૦ના રોજ ઉપકેશગચ્છના પદ્મપ્રભની સાથે ખરતર ગચ્છના શ્રીજિનપતિસૂરિ સાથે થયો હતો આ શાસ્ત્રાર્થનુ પૂરુ વર્ણન શ્રીજિનપતિસૂરિના શિષ્ય શ્રીજિનપાલોપાધ્યાયે ઉક્ત 'ગુર્વાવલી'ના અંતમાં વિસ્તારથી કર્યું છે આ પ્રસંગનો હિંદી અનુવાદ અમે સને ૧૯૪૦માં 'હિંદુસ્તાની' નામની પત્રિકામા પ્રકાશિત કર્યો હતો. મનોરંજક હોવાની સાથે એ બહુ વિસ્તારથી છે, એટલે એ અહીં ઉદ્ધૃત કરવાનુ સંભવિત નથી. પાઠકોએ ઉક્ત પત્રિકાનો જાન્યુઆરી સને ૧૯૪૦નો અંક જોવો જોઈએ અહીં તેમાની ઉલ્લેખનીય વાતોનું સૂચન કરી દઈએ છીએ

'ગુર્વાવલી' અનુસાર એ સમયે રામદેવ નામે ઘણો પ્રભાવશાળી શ્રાવક હતો. તેણે પૃથ્વીરાજની સભામાં જઈને નિવેદન કર્યું કે, 'અમારા ગુરુ શ્રીજિનપતિસૂરિજી પોતાના વિદ્વાન શિષ્યમંડળની સાથે આપણા નગરમા પધાર્યા છે અમે આપની સભામા એક વિપક્ષીની

સાથે તેમનો શાસ્ત્રાર્થ કરાવવા ઇચ્છીએ છીએ, તો આપની શી આજ્ઞા છે ?'

ત્યારે કુતૂહલવશ મહારાજાએ કહ્યું 'હા, એમા હરકત શી ? આ સમયે જ થઈ શકે છે.'

શેઠ રામદેવે કહ્યુ: 'સ્વામી ! વિપક્ષી પદ્મપ્રભ ફલોધીમાં છે'

રાજાએ કહ્યું 'તેને હુ બોલાવી દઈશ તમે તમારા ગુરુને તૈયાર કરો.'

રામદેવે કહ્યુ 'અમારા ગુરુ તૈયાર છે.'

મહારાજા પૃથ્વીરાજે પોતાના ભટ્ટોને મોકલીને ફલોધીથી પદ્મપ્રભને અજમેર બોલાવ્યા. આ સમય દરમ્યાન મહારાજાએ દિગ્વિજય કરવાના નિમિત્તે નરાનયનથી પોતાની વિશાળ સેના સાથે પ્રયાણ કર્યું. દિગ્વિજય કરીને પાછા ફર્યા પછી શેઠ રામદેવે ફરીને પોતાની વિજ્ઞપ્તિ ઉપર ધ્યાન અપાવ્યુ મહારાજાએ કહ્યુ: 'શાસ્ત્રાર્થનો દિવસ કાર્તિક શુકલા ૧૦ (૭ ?) નિશ્ચિત કરવામાં આવ્યો છે. તમે તમારા ગુરુને જણાવી દો.'

નિશ્ચિત સમયે શ્રીજિનપતિસૂરિજી, શ્રીજિનપાલ ઉપાધ્યાય, પં૰ સ્થિરચંદ્ર, માનચંદ્ર વગેરેની સાથે નરનયનની રાજસભામા પધાર્યા. બીજી તરફ શ્રીપદ્મપ્રભ પણ ભટ્ટપુત્રો સાથે આવી પહોચ્યા મહારાજાએ મત્રીશ્વર કૈમાસને આજ્ઞા આપી કે, 'હુ થોડી વિશ્રાંતિ કરીને આવું છુ. દરમ્યાન તમે વાગીશ્વર, જનાર્દન ગૌડ અને વિદ્યાપતિ આદિ પંડિતો સમક્ષ આમનો શાસ્ત્રાર્થ થવા દો.'

પછી મંડલેશ્વર કૈમાસની અધ્યક્ષતામા જે શાસ્ત્રાર્થ થયો તે આપવામાં આવ્યો છે. અંતે શ્રીજિનપતિસૂરિજીનો વિજય થયો. મહારાજા પૃથ્વીરાજે ભદાનકના દ્વિપતિને જીતી લીધો ત્યારે એનું પૃથ્વીરાજના સભામડપનુ, ઘોડાઓનું, ઉદયગિરિ નામક હાથી પર બેઠેલા મહારાજા પૃથ્વીરાજનુ સુંદર વર્ણન શ્રીજિનપતિસૂરિએ કર્યું છે. એ બધાથી અત્યંત પ્રસન્ન થઈને મહારાજા પૃથ્વીરાજે સૂરિજીને કહ્યું: 'આપ મારી પાસેથી કોઈ પણ ઇચ્છિત પદાર્થ જરૂર માગી શકો જે દેશ અથવા નગરમાં આપનું મન માનતું હોય તેનો પટ્ટો આપ મારી પાસેથી માગી લો '

સૂરિજીએ કહ્યુ : 'ધનની મને ખોટ નહોતી. વિક્રમપુરના શેઠ માનદેવ મારા કાકા થાય છે, જેમણે લાખ રૂપિયા પોતાના બાહુબલથી ઉપાર્જન કરેલા છે મને દીક્ષા ન લેવા માટે તેમણે ઘણી લાલચ આપી પરંતુ હુ વૈરાગ્યવશ એ બધી ધન–સપત્તિને છોડીને સાધુ બન્યો છુ મારે કોઈ ગામ, નગર નથી જોઈતાં '

શેઠ રામદેવે શ્રીજિનપતિસૂરિજીને વિજયપત્ર ભેટ કરવાની વાત મહારાજાને કરી ત્યારે તેમણે કહ્યુ કે, 'આજ અધિક સમય થઈ ગયો છે તેથી એ દિવસ પછી હુ અજમેર આવીશ ત્યારે અવશ્ય સૂરિજીને જયપત્ર ભેટ કરીશ મહારાજાએ મંડલેશ્વર કૈમાસને આવતા જોઈ તેમની આજ્ઞાથી ભારે ધામધૂમપૂર્વક અજમેરના ઉપાશ્રયમાં સૂરિજીને પહોચાડયા. આ વર્ણનમાંથી કેટલાક તથ્યો અમને જાણવા મળે છે·

૧ મહારાજા અજમેરની નજીક નરાનયન સ્થાનના રાજપ્રાસાદોમાં રહેતા હતા એ સ્થાન આજે પણ 'નારાયણા' નામે પ્રસિદ્ધ છે, રાજસભા અહી જ હતી.

૨ મહારાજાની સેવામાં વાગીશ્વર, જનાર્દન ગૌડ, વિદ્યાપતિ વગેરે પ્રકાંડ વિદ્વાન રાજપંડિતો હતા.

૩ મંડલેશ્વર કૈમાસ મહારાજાના સૌથી અધિક વિશ્વાસપાત્ર હતા અને કાર્યભાર ઉપાડતા હતા

૪ ભાદાનકનો વિજય આ શાસ્ત્રાર્થથી થોડા સમય પહેલાં જ મહારાજા પૃથ્વીરાજે કર્યો હતો.

૫. મહારાજા પૃથ્વીરાજે પોતાના મુખેથી પોતાની સેનામાં ૭૦ હજાર ઘોડાઓ હોવાનું બતાવ્યુ છે, એથી તેમની વિશાળ સેનાનો પરિચય મળે છે

૬ મહારાજા પૃથ્વીરાજ ઘણા કૌતુકપ્રિય અને આરામશીલ વ્યક્તિ હતા. 'ગુર્વાવલી'માં કેટલેય સ્થળે તેમને 'કેલિપ્રિય, કૌતુકાર્થી' એવાં વિશેષણો આપેલા છે શાસ્ત્રાર્થની સાથે ઇન્દ્રજાલ અને મલ્લયુદ્ધ જોવાની ઉત્સુકતા એમની વિનોદપ્રિયતાનું પ્રતીક છે, તેઓ ઘણા સમભાવી અને ન્યાયી હતા, મંડલેશ્વર કૈમાસ વગેરે જ્યારે પદ્મપ્રભથી રુષ્ટ થઈ ગયા ત્યારે મહારાજાએ તેમને સમભાવપૂર્વક પરીક્ષા અને ન્યાય કરવાની આજ્ઞા આપી હતી, તેઓ સ્વય પણ ઘણા નિષ્પક્ષ હતા, ચિત્રબદ્ધ કાવ્ય વગેરેમાં તેમનું ભારે આકર્ષણ જોતાં તેઓ વિદ્યાપ્રિય હોવાનુ સિદ્ધ થાય છે.

૭ જિનપતિસૂરિના અનન્ય ભક્ત શ્રાવક રામદેવ મહારાજાના વિશેષ કૃપાપાત્ર હતા તેઓ શેઠ વીરપાલના પુત્ર હતા. વીર, ધનવાન અને સર્વકલાસંપન્ન હતા રાજસભામા તેમના તરફ વક્રદૃષ્ટિએ જોવાનું કોઈનું સામર્થ્ય નહોતું. શાસ્ત્રાર્થના બે દિવસ પછી જ્યારે મહારાજા પોતાના વચન અનુસાર અજમેરના ધવલગૃહ પ્રાસાદમાં પધાર્યા ત્યારે જયપત્ર સાથે હાથી ઉપર બેસીને પૌષધશાળામાં પહોંચ્યા અને તે જ સમયે રામદેવે એમની વધામણી કરતાં ૧૬ હજાર રૂપિયા ખરચ્યા હતા.

મહારાજા પૃથ્વીરાજનો પ્રતાપ કેટલો જબરજસ્ત હતો, એ ઉક્ત 'ગુર્વાવલી'મા વર્ણિત સં ૧૨૪૮ના પ્રસંગથી સ્પષ્ટ છે, જ્યારે આસાપલ્લીના અભયડ નામે કોટવાલે સપાદલક્ષના સંઘ પાસેથી રૂપિયા પડાવવાની, જગદેવ પડિહાર પાસે આજ્ઞા માગી ત્યારે પોતાના સેવકની આ ઉદ્દંડતાથી તે પ્રજળી ઊઠયો અને આજ્ઞાપત્ર લખ્યુ કે, 'મે મહાપ્રયત્ને અજમેરનરેશ પૃથ્વીરાજની સાથે સંધિ કરી છે આથી સપાદલક્ષીય અજમેર સંઘની સાથે જરા પણ છેડ-છાડ ન કરવી અને કરશો તો તમને ગધેડાની ખાલમા સીવી દેવામાં આવશે. જગદેવ પડિહાર પાટણના રાજા ભીમસિંહનો પ્રધાન મંત્રી હતો. તે રાજા પૃથ્વીરાજના ખોફથી ડરતો હતો એ વર્ણનથી સ્પષ્ટ છે સં ૧૨૪૪ થી કંઈક પહેલા જ મહારાજા સાથે તેણે સંધિ કરી હતી, એ ઉલ્લેખ પણ મહત્ત્વનો છે.

સં ૧૩૬૯માં રચિત 'વિવિધતીર્થકલ્પ'મા લખ્યુ છે કે, સં. ૧૨૪૮માં ચૌહાણકુળ-પ્રદીપ શ્રીપૃથ્વીરાજ નરેન્દ્રનુ સૂરત્રાણ શાહબુદ્દીન દ્વારા મૃત્યુ થયુ

પંદરમી શતાબ્દીના શ્રીનયચંદ્રસૂરિરચિત 'હમ્મીર મહાકાવ્ય'ના ત્રીજા શ્લોકમા મહારાજા પૃથ્વીરાજના મૃત્યુ સંબંધે બહુ જ મહત્ત્વનો ઉલ્લેખ છે તેમા લખ્યુ છે કે, શાહબુદ્દીને ઉપદ્રવ કરતા કરતા મૂલસ્થાન (મુલતાન)મા રાજધાની સ્થાપન કરી આ અવસરે સુપ્રસિદ્ધ દિલ્હી-શ્વર ચૌહાણવીર પૃથ્વીરાજની આગળ ચંદ્રરાજ વગેરે હિંદુ રાજાઓએ વિજ્ઞપ્તિ કરતા પ્રતિજ્ઞા કરી કે, તેને મયૂરબંધને બાંધીને પગે પડાવીશ અને તેમણે આ પ્રતિજ્ઞા પૂર્ણ કરતાં સાત વાર

યુદ્ધમાં જીતીને ઉદારતાથી શાહબુદ્દીનને જીવતો છોડી મૂક્યો હતો. પરંતુ છેવટે દગાથી તેમને પકડી લેવામાં આવ્યા. કમનસીબે અકસ્માત દિલ્હી અને તેની છાવણીને ઘેરી લઈ તેમજ અશ્વપાલ અને વાજાંવાળાઓને ફોડીને પોતાના તરફ મેળવી દીધા પછી અત્યંત ક્રોધી બાદશાહ શાહબુદ્દીને મહારાજા પૃથ્વીરાજને લાવીને જીવતા જ કિલ્લામાં ચણી દીધા. આ દશ્ય ન જોઈ શકવાના કારણે વીરેન્દ્ર લજ્જાથી નમીને જમીન તરફ મોં રાખીને જોવા લાગ્યા. સજ્જનો અશ્રુપ્રવાહ દ્વારા શોક પ્રગટ કરવા લાગ્યા રાજકુલતિલક પૃથ્વીરાજ સ્થિર ચિત્ત થઈને શૈવ, જેને શિવ કહે છે, બૌદ્ધ–સુગત અને અર્હન્, જેને સર્વજ્ઞના નામે ઓળખવામાં આવે છે, એવા બ્રહ્મનું સ્મરણ કરતાં મૃત્યુને પ્રાપ્ત થયો.

'પુરાતન પ્રબંધ સંગ્રહ'માં આપેલ 'પૃથ્વીરાજ પ્રબંધ'નો સાર અહીં આપવાનો વિચાર હતો પરતુ લેખ મોટો થઈ જતા એ વર્ણન આપતો નથી.

**અંતે**— અહી એક ખાસ મહત્ત્વનો ઉલ્લેખ કરવો યોગ્ય છે. વિક્રમની ૧૨મી શતાબ્દીના ઉત્તરાર્ધમાં સપાદલક્ષ દેશની શ્રીવૃદ્ધિમાં ધર્કટવંશના શેઠ ધનદેવ નામના શ્વેતાંબર જૈન શ્રાવક મહામાત્યનો ઉલ્લેખનીય હાથ હતો. શાકંભરીના બાલરાજા એમના ખોળામાં ખેલતા હતા. એમની બુદ્ધિના પ્રયોગોથી શાકંભરીના સ્વામી અસાધારણ અભ્યુદયને પામ્યા મોટા મોટા સામંતો આ ધનદેવથી પ્રભાવિત હતા. એમના પૌત્ર યશશ્ચંદ્રે પોતાના ગ્રંથમાં તેમનો ઉલ્લેખ કર્યો છે.



[ अनुसधान टायटल पेज ३ से चालू ]

सम्भवतः सन् ३५–३६के बीचमें देखा था, जब हमारे गांवके राजा बीरेन्द्रशाहकी बारात दतिया गई थी। गोविन्दसिहजीकी बड़ी राजकुमारी उनको व्याही गई है। उस समय मुझे भी चुंगल चिड़ियाका विवरण सुननेको मिला था। उसके आकारके बारेमें तो इस समय मुझे स्मरण नहीं है, परन्तु इतना याद है कि यह बताया गया था कि इस चिड़ियाकी सांसमें पशु पक्षी खाच आते थे, जैसे कि अजगर खींच लेता है और महाराज गोविन्दसिहकी बन्दूक इस चिडियाके तालूमें टकरा गई, जिससे उन्हें इसे मारनेमें सुविधा हुई। ये बातें उस समय प्रामाणिक रूपसे ही अधिकारी लोगो द्वारा कही गई थीं। सही बात क्या थी यह केवल स्वर्गीय दतियानरेश जानते थे, क्योकि अफ्रीकामें वह अकेले ही थे। वह एक बड़े शिकारी तथा निशानेबाज थे यह असंदिग्ध है और जितनी बड़ी चिडियाका सिर वह ट्राफीके रूपमें लाए वह भारतमें सुलभ न थी। इसलिए मै समझता हूं कि चुंगल चिडियाकी कहानीका आधार तो सत्य है, परन्तु उसमें कितनी घटा-बढी कर दी गई है, यह लोक मानसके विश्वास अथवा विनोदका विषय है। + + +

लेखमें उल्लिखित बातोकी प्रमाणिकताके सम्बन्धमें हम अभी और भी पत्रोंकी प्रतीक्षा कर रहे है। ता. २९। ८। ५४ [–हिन्दुस्तान]



# चुंगल चिड़िया

लेखक : **स्वामी पारसनाथ**

[ यहां इस कथाको देनेका उद्देश 'चुगल चिडिया' नामक पक्षीका ज्ञान करानेका है, जो एक सत्य घटना पर आधारित है। जैन ग्रथोंमें जहां कही ऐसे पक्षियोका वर्णन आता है, उस वर्णनको वहुतसे लोग काल्पनिक समज लेते हैं, पर यह एक सत्य घटनात्मक कथामे उन वर्णनोके तथ्य पर ठीक प्रकाश पडता है।—**संपा०** ]

उस समयकी बात है जब भारतके सम्राट जार्ज पंचम थे और वाइसराय लार्ड हार्डिंग थे। वही हार्डिंग कि जिन पर चांदनी चौक दिल्लीमें बम फेका गया था।

हुआ यह था कि अफ्रीकाके देशमें एक 'चुंगल चिडिया' कहीसे आ गई। यह चिडिया पहाड़ोंमें रहती है और कभी कभी ही बस्तीकी तरफ आती है।

एक बार 'चुंगल चिडिया' दिखलाई पडी थी तब उसे बादशाह हातिमने मारा था। दूसरी बार चुंगल चिड़िया दिखलाई पडी थी महाराजा पृथ्वीराजके शासन कालमें। तब उसे आल्हाके पुत्र इंदलने मारा था। तीसरी बार चुंगल चिडिया दिखलाई पड़ी जार्ज पंचमके राजकालमें, जिसे दतियानरेश गोविन्दसिंहने मारा। भगवान न करे कि चौथी बार वह दुष्ट चिड़िया फिर कहीं दिखलाई पड़े, क्योंकि अब उसे मारनेवाला कोई नही है!

आप कहेंगे—आखिर क्या बला है यह चुंगल चिडिया!

तो सुनिए, जिस प्रकार पशुओका राजा शेर होता है, उसी प्रकार पक्षियोका राजा चुंगल है। एक बडे हवाई जहाजके समान, चुंगल चिड़िया विशालकाय होती है। उसका मस्तक इतना बड़ा होता है कि एक शिकारी मय बन्दूकके उस पर खड़ा रह सकता है। वह हाथीको पकड़कर उड सकती है और उडते ही उडते उसे खा भी सकती है। वह चलते ही चलते अधरमें कई मिनट खडी रह सकती है और अपनी सांससे किसी भी चीजको खींच सकती है।

अपने शरीरमें १०–२० गोलियां खाकर चुंगल चिडिया समझती है कि थकावट मिट गई! शिकारीको समूचा, मय बन्दूक, सांस द्वारा खींचकर निगल जाती है। उसकी सांसमें अजगरकी सांससे भी अधिक प्रबल आकर्षण शक्ति होती है।

अतः अफ्रीका प्रदेशमें जब चुंगल चिडिया आई तो उसने एक ही सांसमें गांव-के-गांव और कसबे-के-कसबे साफ कर दिए। नर-नारी, लड़का-लड़की, गाय-बैल, हाथी-घोडे और ऊंटोको भी वह चट कर गई। अफ्रीकामें त्राहि-त्राहि मच गई। अफ्रीकामें भी अंग्रेजोंका ही

राज्य था। सरकारने उस चिड़ियाको मारनेवालेको एक लाखका इनाम देना घोषित किया। जर्मनी, अमरीका फ्रांस, भारत, इटली और रूसके अनेक शिकारी गए और वे सब चुंगलके शिकार बन गए।

अन्तमें अंग्रेजी सरकारने ऐलान किया—"जो कोई उस चुंगल चिड़ियाको मारेगा उसे अफ्रीकाका एक जिला इनाम दे दिया जाएगा।"

अनेकानेक शिकारियोंकी दुर्दशा अखबारोंमें छप चुकी थी, इस कारण कोई शिकारी अग्रसर न हुआ।

अन्तमें जन-स्नेहसे प्रेरित होकर दतियाके महाराजा गोविन्दसिंहने कमर कसी। वाइसरायको उन्होंने तार दिया—"मैं चुंगलसे युद्ध करूंगा। वसीयतनामा लिखनेके लिए दिल्ली आ रहा हूं।"

मुलाकात होने पर वाइसरायने महाराजासे कहा—"आपका राजकुमार अभी नाबालिग है। आप क्यो अपनी जानको जोखिममें डाल रहे है? एक जिलेका लालच सता रहा है?"

"मैं इनाम लूंगा ही नही। जैसी पब्लिक अफ्रीकाकी वैसी भारतकी। जनता तो सब जगहकी एक हो है। मैं उस जनताके स्नेहके कारण ही चुंगलसे संग्राम करना चाहता हूं। मैं वसीयत लिखे जाता हूँ कि मेरे मर जाने पर मेरा राजकुमार दतियाका राजा बनाया जाय। जब तक वह नाबालिग रहे, तब तक महारानी साहिबा उसकी वाली और सरपरस्त रहेंगी। राजकुमारके बालिग होने तक राजकाजका संचालन महारानी साहिबा करेंगी। मैं वसीयत-नामा लिख लाया हूं। दस्तखत भी कर चुका हूं। आप भी स्वीकृत-सूचक अपने हस्ताक्षर कर दीजिए।"

महाराजाने वाइसराय लार्ड हार्डिंगको वसीयतनामा दे दिया।

महाराजा दिल्लीसे बम्बई गए और वहांसे जहाजमें बैठकर सीधे जर्मनी जा पहुंचे। वहां जो सर्वश्रेष्ठ कारखाना बन्दूक बनानेवाला था, उसको १५ हजार रुपए देकर उन्होंने एक स्पेशल बन्दूक बनवाई कि जिसमें १०८ गोलियां एक साथ भरी जा सकती थी।

उस वन्दूकको लेकर वे फ्रांस गए। वहां उन्होंने ऊनका एक ऐसा लबादा बनवाया जिसमें टोपी, कोट, पतलून, जूता सब सम्मिलित थे। कोट पतलूनमें कई जेबे थीं। रातमें ओढनेके लिए एक ऊनी कम्बल कंधे पर डाल वह अमरीका पहुंचे।

अमरीकाके विज्ञानवेत्ताओंसे उन्होने घी, शक्कर, आटेका सत्त्व तैयार कराया। १ मन आटेका सत्त्व १ पावमें भर दिया गया। इसी तरह १ मन घी और एक मन शक्करका सत्त्व एक एक पावमें भर दिया गया। इन सत्त्वोमें ताकत उतनी ही होती है। अगर १ मन आटा ४० आदमी खा सकते है तो एक पाव आटेका सत्त्व भी ४० आदमीको सन्तुष्ट कर सकता

है। तीनों चीजोंकी एक एक शीशी खरीदकर महाराजाने जेबमें रखी। एक छोटी एल्मोनियमकी कड़ाही जेबमें रक्खी और एक दरजन दियासलाई। इस प्रकार एक तपस्वी शिकारीका रूप बनाकर महाराजाने अफ्रीकाका जहाज पकड़ा।

अफ्रीका पहुंचकर महाराजा पहाड़ों और जंगलोमें उस चिड़ियाकी खोजमें घूमने लगे। किसीसे वह बोलते नही थे। दिनमें एक बार शामको थोडा सा हलुआ बनाकर खा लेते थे। किसी वृक्ष पर बैठकर रात व्यतीत कर देते थे। न हजामत, न स्नान, न भर पेट भोजन, न भर नींद सोना। छः महीने हो गए। चुंगलके दर्शन न हुए।

एक दिन महाराजा हलुआ बना रहे थे। एक सोताके किनारे उन्होने दो पत्थर रखकर चूल्हा बनाया। जंगली लकड़ी बीनकर कड़ाही रखी। एक कतरे घीमें एक कतरा आटा भूना और एक कतरा शक्करका डालकर पानी डाल दिया। बस हलुआ बन गया।

भूखे महाराजा ज्योंही हलुआ खाने बैठे त्योही कानमें हवाई जहाज जैसी घुर्राटेकी आवाज आई। देखा–चुंगल चिड़िया आ रही है। हलुआ हटा दिया–बन्दूक उठा ली।

चिड़ियाने भी शिकारीको पहचान लिया। वह अधरमें खड़ी हो गई और अपनी प्रबल श्वास द्वारा महाराजाने देखा कि उनके पैर अंगदके पैर नहीं बन सके तब उन्होने फायर करना शुरू कर दिया, तब महाराजाको वह खींचने लगी। थोडीं ही देरमें महाराजाके पैर पृथ्वीसे उखड गये। वह उपरकी ओर खींचने लगे।

चिड़ियाकी चोंच तक पहुंचते पहुंचते १०७ गोलियां चला दीं। सब गोलियां उसके शरीरमें घूसीं, एक भी निशाना चूका नहीं। मगर वाह री चुंगल! १०७ गोली खाकर वह परम प्रसन्न हो उठी। उसका शरीरका सारा दर्द निकल गया।

चिड़ियाने चोच खोली। महाराजा मय बन्दूक उसके मस्तकमें आरामसे खड़े हो गए।

महाराजाने चिडियाके मस्तक रूपी कमरेमें निगाह दौड़ाई। सहसा तालु पर नजर ठहर गई। अन्तरात्माने कहा–"बन्दूकमें एक ही गोली शेष है? वह गोली इसी तालुमें मार दो।"

महाराजाने बन्दूक सीधी की। तालु पर निशाना लगाया। ठांय होते ही चिड़िया 'धांय'से पृथ्वी पर जा गिरी। जिस प्रकार पूतनाकी छाती पर बालकृष्ण दिखलाई पड़े थे, उसी तरह चुंगल चिड़ियाकी छाती पर महाराजा गोविन्दसिह दिखलाई पड़े।

निकटके देहाती दौड़े आए। अफ्रीकाके अफसरोंने महाराजाको मय चुंगल चिड़ियाके जहाज द्वारा लन्दनके लिए रवाना कर दिया।

लन्दनके बन्दरगाहसे राजमहल तक सडक पर मखमल बिछाई गई थी। दोनो तरफ गोरी घुड़सवार सेना खड़ी थी। एक मोटरमें महाराजा थे–दूसरी बड़ी मोटरमें चिड़िया थी।

छतो परसे इतने पैसे और फूल बरसाए गए कि सड़क पर डेढ हाथ ऊंचे फूल छा गए। सैनिक लोग घोड़ों परसे उतर पड़े और फूल पैसे हटा-हटाकर मार्ग साफ करने लगे। 'लन्दन टाइम्स'ने लिखा था—"लन्दनने आज तक किसीका स्वागत इस मनोयोगसे नहीं किया था कि जैसा महाराजा दतियाका किया।"

बादशाह जार्ज पंचमने खड़े होकर महाराजासे हाथ मिलाया। उन्हें अपने बराबर सिंहासन पर बैठाया।

ताली बजाकर तथा पुष्प वर्षा करके सभासदोने अपना हर्ष व्यक्त किया। महाराजाको वीरताके लिए ५५ तोपोंकी सलामी दी गई।

सम्राट जार्ज पंचमने कहा—"मुझे विश्वास था कि भारतका ही कोई वीर उस दुष्ट चिड़ियाको मार सकेगा, क्योंकि वीरताके प्रत्येक आदर्श कार्यमें भारत ही आगे रहा है और आगे रहेगा। अगर भारतमें फूट न होती तो, वह सारे भूगोल पर शासन करता। मैं आपको 'ब्रिटीश कामनवेल्थ'की तरफसे धन्यवाद देता हूं। वह सामने अफ्रीकाका नक्शा लटक रहा है, जो जिला पसन्द हो ले लीजिए।"

महाराजा बोले—"दतिया स्टेटमें जो सात जिले है वे भी तो आप हीके दिए हुए हैं। मैंने इनामके लालचसे यह काम नहीं किया है। जन-प्रेमके कारण मैंने यह काम किया है। स्वार्थ होने पर मैं उसे मार ही नहीं सकता था। परोपकारके कारण ही मेरी बुद्धिमें यह बात आई कि तालू पर फायर करो। मै अनुरोध करता हूं कि मुझे किसी प्रकारका कोई इनाम न दिया जाय। मैंने अपना कर्त्तव्य पालन किया है, इनाम इकरामका सवाल ही नहीं उठता।

"कुछ तो निशानी ले जाइए—महाराज!" सम्राटने आग्रह किया।

"इस चुंगल चिड़ियाका सिर मुझे दे दीजिए। मसाला लगवाकर उसे दतियाके फाटक पर लटकवा दूंगा, ताकि लोग देखें कि चुंगल चिड़िया कैसी होती है।" महाराजने कहा।

"स्वीकार है," कहकर सम्राटने दरबारमें आज्ञा दी—"उस चिड़ियाका एक नकली सिर मसालासे बनवाकर उसके धड़ पर लगवा दो। फिर उसे लन्दन म्यूजियममें रखवा दो। असली सिर महाराजाको दे दो।"

चुंगल चिड़ियाका सिर लेकर महाराज भारत आए। दतियाके राजमहलके फाटकके ऊपर वह सिर आज तक रखा हुआ है। [ता. ११। ७। ५४ साप्ताहिक 'हिंदुस्तान.']

* * * *

## आलोचना

११ जुलाईके 'साप्ताहिक हिन्दुस्तान'में स्वामी पारसनाथका 'चुंगल चिडिया' शीर्षक लेख प्रकाशित हुआ था। उसके सम्बन्धमें हमारे पाठकोने अनेकानेक प्रकारकी शंकाएं प्रकट

की है, जिनके निवारणके लिए हमने स्वामी पारसनाथ तथा कुछ अन्य गण्यमान्य व्यक्तियोंको पत्र लिखे थे। हमने दतियाके वर्तमान महाराजा साहबसे भी जानकारी मांगी थी, किंतु उनका कोई उत्तर अभी तक नहीं प्राप्त हुआ है। अब तक जो पत्र हमारे पास आए हैं उन्हें नीचे प्रकाशित किया जाता है—

(१) श्री एम. के. .... (नाम अस्पष्ट) सब पोस्टमास्टर, दतिया अपने २२-७-५४ के पत्रमें लिखते हैं—

"आपने जो सुना है सत्य है। महाराजा गोविन्दसिंहने अफ्रीकामें चुंगल चिड़िया मारी थी और उसका सिर आज भी किलेमें सुरक्षित है।"

(२) श्री वृन्दावनलाल वर्मा (झांसी) ने लिखा है—

यह सही है कि स्व० गोविन्दसिंहजीने दक्षिण अफ्रीकाके प्रवास कालमें एक विलक्षण पक्षीका शिकार किया था और उसी समय झांसीमें उस पक्षीके सम्बन्धमें तरह-तरहकी अफवाह फैली थी। मैंने उस चिड़ियाका कोई अंग नहीं देखा है। मेरा अनुमान है कि वह शुतुरमुर्ग रहा होगा।

(३) श्री सियारामशरण गुप्त (चिरगांव, झांसी)ने लिखा है—

लेख अधिकांशमें काल्पनिक है। + + +

दतियाके राजमहलमें उक्त महाराजाके आखेटकी अनेक वस्तुएं दिखाई जाती रही हैं, यद्यपि मैं कभी वहां जा नहीं सका। एक किसी जीवका सिर भी वहां प्रदर्शित होता रहा है, जिसे मेरे निकटस्थ कितने ही जन देख चुके हैं और जिसका नाम साधारण समाजमें 'हिप्पो चिड़िया' प्रसिद्ध है। यह शब्द सम्भवतः हिपोपोटैमसका अपभ्रंश है।

महाराजा निश्चय ही बहुत-बडे शिकारी थे और एक बार वह अफ्रीका भी गये थे।

(४) जगदीशप्रसाद चतुर्वेदी (१५ विंडसर पैलेस, नई दिल्ली)ने लिखा है—

ज्ञात होता है कि 'चुंगल चिड़िया' नामके पक्षीके सम्बन्धमें जो विवरण आपके पत्रमें छपा है उसपर कुछ विवाद हो गया है। उस सम्बन्धमें सही स्थिति वह है कि यह तो निश्चत है कि भूतपूर्व दतियानरेश महाराज गोविन्दसिंहने अफ्रीकामे एक विशालकाय पक्षी मारा था जिसे उन्होंने दतियामें 'चुगल चिड़िया'के नामसे घोषित किया। उसका सिर वह काटकर लाए थे और मैंने उस सिरको उनके गोविन्द-निवासके बैठकखानेके पिछले बरामदेमें टंगा हुआ देखा है। यद्यपि उसकी चोंचके मापका ठीक-ठीक विवरण तो मैं इस समय नहीं दे सकता, तथापि साधारणतः वह एक अरने भैंसेके सिरके लगभग होगा। मैंने यह सिर

[ देखो अनुसंधान पृष्ठ १४० ]

# શ્રી જૈન સત્ય પ્રકાશ

## અંગે સૂચના



### યોજના

૧. શ્રી. જૈનધર્મ સત્ય પ્રકાશક સમિતિ દ્વારા 'શ્રી. જૈન સત્ય પ્રકાશ' માસિક ૧૯ વર્ષ થયાં પ્રગટ કરવામાં આવે છે.

૨. એ સમિતિના આજીવન સંરક્ષક તરીકે રૂા. ૫૦૦) આ૦ દાતા તરીકે રૂા. ૨૦૦) આ૦ સદસ્ય તરીકે રૂા. ૧૦૧) રાખવામાં આવેલા છે. આ રીતે મદદ આપનારને કાયમને માટે માસિક મોકલવામાં આવે છે.

### વિનંતિ

૧. પૂજ્ય આચાર્યાદિ મુનિવરો ચતુર્માસનું સ્થળ નક્કી થતાં અને શેષ કાળમાં જ્યાં વિહરતા હોય એ સ્થળનું સરનામું માસિક પ્રગટ થાય એના ૧૫ દિવસ અગાઉ મોકલતા રહે અને તે તે સ્થળે આ માસિકના પ્રચાર માટે ગ્રાહકો બનાવવાનો ઉપદેશ આપતા રહે એવી વિનંતિ છે.

૨. તે તે સ્થળોમાંથી મળી આવતાં પ્રાચીન અવશેષો કે ઐતિહાસિક માહિતીની સૂચના આપવા વિનંતિ છે.

૩. જૈનધર્મ ઉપર આક્ષેપાત્મક લેખો આદિની સામગ્રી અને માહિતી આપતા રહે એવી વિનંતિ છે.

### ગ્રાહકોને સૂચના

૧ "શ્રી જૈન સત્ય પ્રકાશ" માસિક પ્રત્યેક અંગ્રેજી મહિનાની ૧૫મી તારીખે પ્રગટ થાય છે.

૨. આ માસિકનું વાર્ષિક લવાજમ રૂા. ૩) ત્રણ રૂપિયા રાખવામાં આવ્યું છે.

૩. માસિક વી. પી. થી ન મંગાવતાં લવાજમના રૂા. ૩) મનીઑર્ડરદ્વારા મોકલી આપવાથી અનુકૂળતા રહેશે.

૪. આ માસિકનું નવું વર્ષ દિવાળીથી શરૂ થાય છે. પરંતુ ગ્રાહક ગમે તે અંકથી બની શકાય.

૫. ગ્રાહકોને અંક મોકલવાની પૂરી સાવચેતી રાખવા છતાં અંક ન મળે તો સ્થાનિક પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી અમને સૂચના આપવી.

૬. સરનામું બદલાવવાની સૂચના ઓછામાં ઓછા ૧૦ દિવસ અગાઉ આપવી જરૂરી છે

### લેખકોને સૂચના

૧. લેખો કાગળની એક તરફ વાંચી શકાય તેવી રીતે શાહીથી લખી મોકલવા.

૨. લેખો ટૂંકા, મુદ્દાસર અને વ્યક્તિગત ટીકાત્મક ન હોવા જોઈએ

૩. લેખો પ્રગટ કરવા ન કરવા અને તેમાં પત્રની નીતિને અનુસરીને સુધારોવધારો કરવાનો હક તંત્રી આધીન છે.

મુદ્રક : ગોવિંદલાલ જગશીભાઈ શાહ, શ્રી શારદા મુદ્રણાલય, પાનકોર નાકા, અમદાવાદ.
પ્રકાશક : ચીમનલાલ ગોકળદાસ શાહ.
શ્રી. જૈનધર્મ સત્ય પ્રકાશક સમિતિ કાર્યાલય. જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ–અમદાવાદ.




# શ્રી જૈન સત્ય પ્રકાશ






વર્ષ : ૨૧ : અંક : ૮
ક્રમાંક : ૨૪૮

# વિષય દર્શન





## નિવેદન

ગત વર્ષમાં શ્રી જૈન ધર્મ સત્ય પ્રકાશક સમિતિની આર્થિક સ્થિતિ વિશે અમે કરેલાં નિવેદનોથી 'જૈન સત્ય પ્રકાશ' પ્રત્યે સહાનુભૂતિ અને અભિરુચિ રાખનારા સજ્જનોએ સારી મદદ કરી હતી, પરંતુ તે મદદ એકાદ વર્ષ માટે પણ પૂરતી ન હતી. સમિતિના વાર્ષિક ખર્ચને પહોંચી વળવા માટે અમારે આ ટાણે–વર્ષ દરમિયાન ફરીથી મદદ માટે ટેલ નાખવી પડે છે. અમારી કાર્યવાહક સમિતિ આ માસિક પત્રને ટકાવવા માટે પ્રયત્નશીલ છે પણ શ્રી સંઘની મદદ વિના એકલે હાથે પત્ર ગતિ લંબાવી ન શકે. આથી અમે શ્રી સંઘને વિનંતિ કરીએ કે, તેઓ શ્રી મુનિસંમેલનના આ સંભારણાને—શ્રી સંઘના કીર્તિસ્તંભને ટકાવી રાખવા પ્રયત્નશીલ બનશે એવી અમે આશા રાખીએ છીએ.

—સંપા૦

### પૂજ્ય મુનિરાજોને

પૂજ્ય આચાર્યાદિ મુનિવરો પોતાનાં સરનામાં કાર્યાલયમાં લખી મોકલે એવી વિનંતિ કરીએ છીએ.

વ્યવ૦



॥ ॐ अर्हम् ॥
अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक
मुनिसम्मेलन संस्थापित
श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र
जेशिंगभाईनी वाडी : घीकांटा रोड : अमदावाद (गुजरात)
तंत्री ચીમનલાલ ગોકળદાસ શાહ

| | | |
|---|---|---|
| वर्ष : २१ | વિક્રમ સં. ૨૦૧૨ : વીર નિ. સં. ૨૪૮૧ : ઈ. સ ૧૯૫૬ | क्रमांक |
| अंक : ८ | વૈશાખ સુદિ ૫ મંગળવાર : ૧૫ મે | २४८ |






# ભગવાન મહાવીરની પરંપરા

લેખક : શ્રીયુત અમરચંદ માવજી શાહ

વીર સંવત ૨૪૮૨ વર્ષથી ભગવાન મહાવીરના શાસનની પરંપરા અવિચ્છિન્નપણે ચાલુ છે, તે આપણે પ્રત્યક્ષ જોઈએ છીએ. પ્રભુ મહાવીરે જે શાસનની વ્યવસ્થિત સ્થાપના અને બંધારણ કરેલ છે, તે એટલુ બધુ પ્રમાણોપેત અને સુદૃઢ છે કે, તેમા કાંઈ પણ ફેરફાર ઇચ્છવો તે આપણી મતિમંદતાનું પ્રતીક છે

ભગવાન મહાવીરે ચતુર્વિધ સંઘની સ્થાપના કરી, તેમા સાધુ–સાધ્વીનો એક ભાગ અને શ્રાવક–શ્રાવિકાનો બીજો ભાગ, બન્ને વિભાગો માટેના ધર્મક્રિયાના આચારો સુંદર રીતે દર્શાવી સૌ સૌના ક્ષેત્રની મર્યાદામાં રહી, પોતાનો આત્મવિકાસ સાધી શકે તેવું સુંદર માર્ગ-દર્શન આપ્યુ છે

ભગવાન મહાવીરની વાણી પ્રવાહબદ્ધપણે પરંપરાગત અસ્ખલિતપણે અદ્યાપિ પર્યન્ત વહેતી રહી, અનેક ભવ્ય જીવોનો ઉપકાર કરી રહી છે આપણા સમાજ ઉપરનો આ પ્રવાહ-બદ્ધ ઉપકાર ખરેખર પરંપરાગત શ્રમણ સમુદાયને આભારી છે આજે પંચમકાળમા આપણને ભલે પ્રકાર કરાવી મુનિરાજ લાભે છે, અને ભગવાન મહાવીરના શાસનને ટકાવવા માટેનો એ મુનિપુંગવોનો ભગીરથ પ્રયાસ જરૂર વંદનીય છે

આપણે એક વખત અંતરમાં એક કલ્પનાનુ ચિત્ર ખડુ કરીને જોઈએ સાધુસંસ્થા રહિત આપણા સમાજનુ દર્શન કરીએ તો ખરેખર આપણને જણાશે કે આપણે અનાર્ય કરતાં પણ વધુ અધોગતિમાં હોત

ભગવાન મહાવીરની વાણી જેમા અવ્યાબાધ સચવાયેલી છે એવા આગમશાસ્ત્રો

આપણા એ મહાન ઉપકારી આચાર્યવર્યોએ સાચવી રાખી આપણને અમૂલ્ય વારસો આપ્યો છે આપણી પાસે જો એ આગમરૂપી દીવાદાંડી ન હોત, જો એ શાસનના સંચાલકો મુનિવર્યોરૂપ કપ્તાનો ન હોત તો આપણી જીવનનૌકા કયાં અફળાતી હોત એ કલ્પવું મુશ્કેલ છે.

આપણે એ વાણીનો અને એના પ્રવર્તાવનારનો જેટલો અનાદર કરીએ છીએ, અને સ્વચ્છંદી બનીએ છીએ, તેટલો જ આપણા જીવનમાં અંધકાર વ્યાપે છે અને આપણે અભિમાનથી અંધ બની અનેક જાતના સંસારના વમળમાં સપડાઈએ. છીએ ભગવાન મહાવીરના શાસનમાં માત્ર શ્રદ્ધાભાવથી, ઓઘદૃષ્ટિથી પણ પ્રવેશ કરનારનું જીવન બીજા કરતાં ઘણુંજ ઉચ્ચ કક્ષાનું હોય છે.

આપણાં ધન્યભાગ્ય છે કે, હજારો રૂપિયાનો પગાર આપતાં પણ ન સાંપડે તેવા ત્યાગી ધુરંધરો આપણને માત્ર પેટવડીયે અને આપણા આત્માના ઉપકાર માટે સાંપડયા છે. તેઓના ગુણોમાં રાગી બની, આપણે ભક્તિભાવનાના પ્રકર્ષથી આકર્ષાઈ ભલે બીજો ગમે તેટલો ખર્ચ કરીએ, એ તો આપણા આત્માની ઉન્નતિ માટે તથા શાસનની શોભા માટે છે પરંતુ મુનિવર્યોનો એકાંત ઉપકારી દૃષ્ટિએ માત્ર જીવન જીવવા પૂરતો જ ઘેરઘેરથી ભિક્ષા લઈને, ટુકડો ટુકડો ભેગો કરીને, આહાર કરી પોતાનું સંયમજીવન નિભાવે છે, અને માત્ર દેહને ઢાંકવા સફેદ કપડાના શીવ્યા વગરના ટુકડાઓ દેહ ઉપર ઢાંકી, ટાઢ તાપાદિથી સંયમદેહનું રક્ષણ કરે છે. કાષ્ટનાં પાત્ર આદિ મામૂલી વસ્તુઓથી પોતાનું ઉપજીવન ચલાવે છે, ગામેગામ પગે ચાલીને વિહાર કરે છે, અને ભગવાન મહાવીરનો સંદેશો અહિંસા, સત્ય, અસત્ય, બ્રહ્મચર્ય, નિષ્પરિગ્રહ આદિ મહાન આચારો અને ધર્મકર્તવ્યોનો ઉપદેશ સર્વત્ર વિસ્તારે છે. દુર્વ્યસનથી બચાવે છે, પાપકર્મથી છોડાવે છે અને તત્ત્વજ્ઞાન જે આ જીવે અનાદિકાળથી સાંભળ્યું નથી તેનો નિષ્કામ ઉપદેશ કરે છે. અને સમાજનું શ્રેય. થાય, સમાજની ઉન્નતિ થાય, સુખ-શાંતિ પ્રાપ્ત થાય તેવાં પુણ્યકાર્યો, દયા-દાન આદિ શુભ કર્તવ્યો કરવા પ્રેરી, સમસ્ત જીવોનું કલ્યાણ થાય તેવી વાણી, વગર પૈસે પીરસી આપણા ઉપર અમોઘ ઉપકાર કરે છે.

પોતે ચારિત્રનું યથાશક્તિ પાલન કરે છે, અને તેની છાયા સમાજ ઉપર પાથરે છે. હું બીડી-ચા પીતો હોઉં તો બીજાને બીડી ન પીવાનો, ચા ન પીવાનો ઉપદેશ આપવા અધિકારી નથી, તેમજ ચારિત્ર વગરનાઓ ગમે તેટલો ઉપદેશ આપે તો તેની અસર કદાપિ સમાજજીવન ઉપર થવાની નથી

જ્યાં સુધી આપણે વીતરાગ ન થઈએ, ત્યાં સુધી આપણે સૌ છદ્મસ્થ અવસ્થામાં જ છીએ, અને છદ્મસ્થ અવસ્થા પ્રમત્તભાવવાળી છે, ભૂલવાળી છે. તેમાં જો આપણે માત્ર ક્ષુદ્ર ભૂલો તરફ જ દૃષ્ટિ આપ્યા કરીએ તો જે મહાન ગુણોનો લાભ આપણે મેળવવો છે તે ગુમાવી બેસીશુ. હમેશાં જીવનવિકાસમા ગુણગ્રાહી દૃષ્ટિ હોય, અનાગ્રહપણું હોય, સરળ પરિણામ હોય, પોતાના દોષ તરફ દૃષ્ટિ હોય, તો જ બીજાના ગુણો પ્રત્યે આકર્ષણ થઈ શકે છે અને તે ગુણો પ્રાપ્ત કરી શકાય છે.

સાધુસંસ્થામાં કાળદોષથી કાંઈક ઉણપ પણ હોય, કયાંક શિથિલતા પણ જણાય, તો તે વખતે આપણે વિચારવુ જોઈએ કે, આપણામાં કેટલી ઉણપ છે. આપણામાં શ્રાવકના ૨૧ ગુણોમાંથી કેટલા ગુણો છે? આપણું વર્તન કેવું છે? આપણા આચાર કેવા છે? સાધુભક્તિ સંબંધમા આપણે કેટલી ફરજ બજાવીએ છીએ? આપણી કયા ઉણપ છે? આમાં આપણે

કેટલા જવાબદાર છીએ? એ વગેરે જો તપાસીએ તો આપણને ખ્યાલ આવશે કે, સાધુ-સંસ્થામાં ઉણપ કે શિથિલતા આણવામાં આપણો પણ સામાન્ય હિસ્સો નથી.

આપણા સમાજમાંથી જ સાધુઓ થાય છે. ઘરબાર, કુટુંબપરિવાર, પરિગ્રહ આદિ સર્વસ્વનો ત્યાગ કરીને આપણા સમાજના આધારે ઉપાશ્રયોમા વસે છે આપણા દાન ઉપર તેમનુ જીવન ચલાવે છે. અને પૂર્વના મહાન પુરુષોની અપૂર્વ વાણી પોતે ભણીને, પચાવીને, તેનો રસ કરી આપણને મુક્ત મનથી આપે છે કાલેજનો એક પ્રોફેસર એક કલાક માત્ર ભાષણ આપે છે, તેનો કેટલો પગાર હોય છે? ત્યારે આ તો માત્ર પેટવડીયે જ આપણને વ્યાખ્યાનો સભળાવે છે આપણા આબાલવૃદ્ધ અનક્ષર સૌને સત્ય દોરવણી આપે છે. આવા ઉપકારી ગુરુવર્યો પ્રત્યેની આપણી ઉપેક્ષા ખરી રીતે ઓછી જવાબદાર તો નથી જ આપણાં અનેક તીર્થો અને અનેક ખાતાંઓને પોષણ જો મળતુ હોય તો તે પણ તેઓશ્રીના ઉપદેશને જ આભારી છે.

આપણે હિસાબ ગણીએ તો આપણી વીસ લાખની વસ્તીમા માત્ર બે હજાર જ સાધુ-સાધ્વીઓ હશે, એટલે દસ હજારે એક સાધુને શુ આપણે છૂટથી પોષી ન શકીએ? શું આપણે એટલા બધા નિર્માલ્ય બની ગયા છીએ? આમા આપણી નબળી મનોવૃત્તિ જ જવાબદાર છે. આપણે જો લગ્નાદિ પ્રસગોમા હજારો રૂપિયા વાપરવામા પાછી પાની કરતા નથી, ગર્વમાં માતા નથી, એવા શક્તિવત છીએ, તો સાધુસસ્થાના ઉત્કર્ષના કદાચ આપણો સમાજ ઉત્સાહથી જોડાઈને, ત્યાગ ભાવનાથી પોતાની લક્ષ્મીનો છૂટથી સદ્‌ઉપયોગ કરે તો કેવું સુદર ફળ આવે? આવો સદ્‌ભાવ કરનારા સંખ્યાબધ સદ્‌ગ્રહસ્થો નીકળે તેમાં વાંધો લેનારા નીકળે તો તેમને વાંધો લેવાનો અધિકાર જ શું છે? આપણી એ સાચી મૂડીને સભાળવામા આપણી જે મૂડી ખર્ચાય છે તે સાર્થક જ છે. કદાચ સોમા દસ ગેરલાભ લેતા હોય તો પણ તેની ઉપેક્ષાવૃત્તિ જ રાખવી ઘટે. કારણકે શાસનના હીરા એ ખાણમાથી જ પ્રકાશિત થવાના છે અને થાય છે તે આપણે ભૂલવાનુ નથી.

જ્યારે આપણે આપણી ફરજ સમજતા થઈશુ, આપણા સાધુસમાજને તેમના સંયમ જીવનની જરૂરિયાતો વિચારપૂર્વક આપવાની ભાવનાવાળા થઈશું, તેમના સંયમ જીવનને વિકસાવવા માટે આપણે લાગણીથી સેવા બજાવીશુ, તેમની ભૂલોને જાહેરમા ખોટી રીતે હો-હા-કર્યા સિવાય, પ્રેમપૂર્વક સમજાવવાની એને સયમમા દૃઢ રહેવા માટે બહુભાવે પ્રેરણા કરીશુ, તો જરૂર આ સસ્થા એક આદર્શ સસ્થા બનવા પામશે, સુદર બગીચો બનશે, અને તે સમાજને પણ શીતળતા અર્પશે. સાધુ કે સાધ્વીઓ આપણી પાસેથી માગી માગીને શું માગશે? પાનસોનો અબર કે આલપાકના કોટ નહિ માગે, આપણે ત્યા રોટલી હશે તો માલપૂવા નહિ માગે, માગશે માત્ર ટુકડો રોટલી, કટકો કાપડ કે પુસ્તક કે પેન અને આ વિદ્યાર્થી અવસ્થામા પ્રાથમિક પ્રેમ ઉત્પન્ન કરવા માટે કદાચ આથી વિશેષ સારી ઈન્ડીપેન, કે ઘડીયાળો માગે તો આપણે પણ આપણા બાળકો જે કોલેજમા જાય છે તેને નહિ કમાતો હોવા છતાં આથી વિશેષ શુ નથી આપતા? જ્યારે તેનો ત્યાગ, અભ્યાસ પછી સાચી સમજણ-વાળો થશે એટલે આપોઆપ એનો ત્યાગ કરશે બાળકોને રમકડા બાલવયમા આપવા પડે છે. તો સંસારી સર્વ વસ્તુઓનો ત્યાગ કરી, સયમજીવનની બાલ્યઅવસ્થામા કદાચ સમાજ આટલો ભોગ આપે તો, જેમ કોલેજમાથી નીકળેલો વિદ્યાર્થી કુટુબનો નાયક બને છે, તેમ

આ સાધુઓમાંથી પણ એવા તરણતારણ મહાન પુરુષો પ્રગટવાનો દરેક સંભવ છે. આપણે આપણી સાધુસંસ્થાની આશાતના કરતાં હવે અટકવું જોઈએ, અને તેનો કેમ વિકાસ થાય, તેમાં આપણે કઈ રીતે સહાયક બની શકીએ તે જ લક્ષ રાખવું કલ્યાણપ્રદ છે. ટીકા એવી ન હોવી જોઈએ કે આપણી સાધુસંસ્થાની કીમત ઘટી જાય. આપણા વીરશાસનના એ રક્ષકો છે. પૂર્વના મહાપુરુષોનાં જે વચનામૃતો આપણને મળે છે તે આ સંસ્થાને જ આભારી છે. જડવાદના ઘેરામાં સપડાઈ યેનમાં ને ત્રેનમાં આપણે આપણી જાતને જ, આપણા સમાજને આ વિઘાતક પદ્ધતિથી નબળો પાડી રહ્યા છીએ. આપણે સાધુસંસ્થાને કહેવાને હક્કદાર છીએ પણ આપણી યોગ્યતા તેવા પ્રકારની હોવી જોઈએ જૈન સાધુપણું એ આ જમાનામાં સામાન્ય નથી, બહુ દુષ્કર છે. અને અત્યારે પણ એવો આકરો સંયમ પણ જળવાય છે.

તેવી જાતનું સંયમ જીવન અન્યત્ર દુર્લભ જ છે. એ હકીકત સૌ કોઈ સમજી શકશે. ભગવાન મહાવીરની પરંપરા સાધુસંસ્થા જેવી જીવતી જાગતી, હરતી ફરતી, શાળાઓ આપણા સમાજને સાંપડી છે તે પરમ ભાગ્ય છે. આપણે આપણા સાધુને સામેથી વસ્તુઓ માગતો, ઓશિયાળો બનતો જોઈએ ત્યારે આપણે આપણી ફરજ ચૂકયા બદલ શરમથી મસ્તક નમાવવું જોઈએ ભગવાન મહાવીરનો સાધુ હાથ લાંબો કરે એવી સ્થિતિ ઉત્પન્ન કરીએ આપણા સમાજની શું શરમ નથી?

આપણા સાધુસમુદાયની નિંદા કે ઉપેક્ષા કર્યા સિવાય તેનાં પરિણામ વર્ધમાન કરવા, આપણે યોગ્ય વિવેકપૂર્વક સહાયક બની, આપણી આ પરંપરાને ટકાવીએ. આપણી ભાવી પ્રજા માટે પણ આ વહેતું ઝરણું આશીર્વાદરૂપ છે. જેમને સંયમ પાળવું છે, તેઓ આપણો આક્રોશ સહન કરશે, કષ્ટ સહન કરશે. પરંતુ તેથી આપણને થવો જોઈતો લાભ તો નહિ જ થાય એ સ્પષ્ટ છે.

સાધુસંસ્થા નિર્નાયક છે એમ કહેવાય છે, તો આપણામાં પણ શું નિર્નાયક જેવી દશા નથી પ્રવર્તતી? સાધુઓ પણ ગૃહસ્થને આંગણેથી જ આવે છે ગૃહસ્થોના બાળકોથી જ સાધુસંસ્થાની પરંપરા ચાલે છે. એ ગૃહસ્થોના બાળકોને ધાર્મિક કેળવણી આપવામા આપણે કેટલો રસ ધરાવીએ છીએ? પાઠશાળામા બત્તી બાળવાનાય પૈસા નથી મળતા. માસ્તરને પગાર આપવાના વાંધા છે, આવી સ્થિતિમાં આપણા તત્ત્વજ્ઞાનનો ધાર્મિક અભ્યાસ કયાંથી થઈ શકે? આપણે કોલેજોની ફી કે ટયુશનોમાં મોંમાગ્યો ખર્ચ આપવા તૈયાર છીએ પણ આપણા આત્મિક હિતના અભ્યાસમા કયા માતા-પિતા રસ ધરાવે છે? આમાંથી પૂર્વના સંસ્કારી આત્માઓ સાધુસંસ્થાને ખોળે આવે છે અને તેમને એકડે એકથી શિખવવું પડે છે ક્ષતિઓ દેખાય તેની ઉપેક્ષા કરવી જ કર્તવ્યરૂપ છે. આ સંસ્થાને જો આપણે પ્રહારો કરી ગુગળાવી નાખીશું, તો આપણો સમાજ અતોભ્રષ્ટ તતોભ્રષ્ટ થશે, અને સાધુ શોધ્યા જડવા મુશ્કેલ બનશે

ભગવાન મહાવીરશાસનના ચાર પાયા—સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા. એ ચારે પાયા મજબૂત સંગઠિત સહાયક થશે તો કોઈની તાકાત નથી કે, આપણા સમાજને કોઈ આગળી ચીંધી શકે, પણ આપણે અંદર અંદર ઈર્ષાની આગો સળગાવીશું તો જગતમાં આપણું મસ્તક ઊંચું રહેશે નહિ આપણે આપણા ગજે સાધુસંસ્થાનું માપ કાઢવામાં જરૂર ભૂલ ખાઈશું.

આપણે સુધારાને નામે કુધારા ન કરી બેસીએ અને આપણી મૂડીને ખોઈ ન બેસીએ

[ જુઓ : અનુસંધાન પૃષ્ઠ : ૧૫૩ ]



# અષ્ટાપદ તીર્થ—ઇતિહાસ

લેખક : પૂજ્ય મુનિરાજ શ્રીજ્ઞાનવિજયજી (ત્રિપુટી)

" वरधर्मकीर्तिऋषभो, विद्यानन्दाश्रितः पवित्रतायुतः ।
देवेन्द्रवन्दितो यः, स जयत्यष्टापदगिरीशः ॥ १ ॥

**અ**ષ્ટાપદ પર્વતની સં. ૨૦૧૨ પોષ શુદ ૮, તા. ૨૧-૧-૫૬ શનિવારના 'જૈન'ના અંકમાં વિચારણા આવેલી છે.

અમારી ઘણા સમયથી ભાવના છે કે, ક્ષત્રિયકુંડ, તક્ષશિલા અને અષ્ટાપદ એ ત્રણે અંગે વિવિધ સામગ્રીવાળી પુસ્તિકા બહાર પાડવી. તક્ષશિલાનું પ્રકાશન કરી અષ્ટાપદનું કામ હાથ ધરવા ભાવના હતી પરંતુ ચાલુ સાલમાં જ અષ્ટાપદને અંગે ઊહાપોહ ઊઠ્યો છે તેથી એ સાધનોને સામે રાખી આ ટૂંકો લેખ લખું છું

" અષ્ટાપદગિરિ કલ્પ " એ અષ્ટાપદનો સૌથી પ્રથમ સળંગ ઇતિહાસ આપે છે હું તેના આધારે પ્રથમ ઈતિહાસ આપીશ અને પછી અર્વાચીન ઈતિહાસ, સંશોધન તથા વિશેષ પરિચય આપીશ.

## ભ૦ ઋષભદેવજીનું નિર્વાણ

'અષ્ટાપદગિરિ કલ્પ'માં વર્ણન છે કે—ભગવાન શ્રીઋષભદેવસ્વામી, તેમના બાહુબલિ વગેરે ૯૯ પુત્રો, અને ૮ પૌત્રો એમ ૧૦૮ પુરુષો અષ્ટાપદગિરિ ઉપર એકજ સમયે મોક્ષે ગયા છે. (શ્લો૦ ૨ થી ૪)

ભગવાન્ ઋષભદેવજી પહેલા તીર્થંકર છે. તેઓનું જીવનવૃત્તાંત 'જંબૂદ્વીપપણ્ણત્તિ, આવસ્સયણિજ્જુત્તિ, કપ્પસૂત્ર, ચઉવન્નપુરિસચરિય, દિ૦મહાપુરાણ અને ત્રિષષ્ટિશલાકાપુરુષ-ચરિત્ર' પર્વ-૧માં વિસ્તારથી મળે છે.

'ઋગવેદ, ભાગવત, શિવપુરાણ અને પ્રભાસપુરાણ'માં ભ૦ ઋષભદેવજીનો નામોલ્લેખ છે 'ભાગવત'માં સ્કં૦. .. અ૦ ૨, ૩,માં તો સાંપ્રદાયિક ફેરફાર સાથે ભ૦ ઋષભદેવનું ચરિત્ર પણ છે[1]

---

૧. आदित्या त्वमसि, आदित्य सद् आसीतस्तभ्राद्यां " वृषभों " तरिक्ष, विमिमीते वरिमाण ॥ पृथिव्या आसि च द्विरवा भुवनानि सम्राड्ड विवस्वतेति वरुणस्य व्रतानि —(ऋग्वेद ३०, अ० ३)

**ભાવાર્થ**—તું અખંડ પૃથ્વી મંડળના સાર ત્વચારૂપ છે, પૃથ્વીતલનું ભૂષણ છે, દિવ્યજ્ઞાન વડે આકાશની માપણી કરે છે, એવા હે "વૃષભનાથ" સમ્રાટ્! સંસારમાં જગરક્ષક વ્રતોનો સંચાર કર.

अर्हन् बिभर्षि सायक, निधत्याऽर्हत्तनिष्क, यजत विश्वरूपम्—(ऋग्वेद अ० १, अ० ६, व० १६)

अर्हन् निदयसे विश्व भुव भुव न वा ओजीयो रुद्रत्वदस्ति—(ऋग्वेद अ० २, अ० ७, व० १७)

—હે અર્હન્ દેવ! તમે ધર્મરૂપી તીરને ધારણ કર્યું છે, સદુપદેશરૂપી ધનુષને ધારણ કર્યું છે, જ્ઞાનરૂપી આભૂષણોને ધારણ કર્યા છે. હે અર્હન્! આપે જગતને પ્રકાશ આપનાર કેવલજ્ઞાન સંપાદન કર્યું છે. તારા જેવો શત્રુઓને દબાવનાર અને બલવાન બીજો કોઈ નથી

कैलासे पर्वते रम्ये, **वृषभो**ऽय जिनेश्वरः ।
चकार स्वावतार यः, सर्वज्ञ सर्वग. **शिवः** ॥—(शिवपुराण)

પ્રો. હેલ્મુથ વોન ગ્લાઝેનપે પોતાના 'જૈનિઝમ' પૃ. ૨૭૫માં ભ૦ ઋષભદેવજીનું ચરિત્ર અંગ્રેજીમાં આપ્યું છે.

ભગવાન અષ્ટાપદ પર નિર્વાણ પામ્યા, એનું 'વિધાન જંબૂદ્વીવપણ્ણત્તિ, આવસ્સયણિજ્જુત્તિ ગા૦ ૩૦૭, ૩૬૬, ૪૩૪, ૪૩૫, હારિભદ્રીય-પણ્હાવાગરણ, ઠાણંયસુત્ત, ૪/૨, જીવાજીવાભિગમસુત્ત, વસુદેવહીડી, પચાસગ-૧૯/૧૭, ચઉવન્નપુરિસચરિયં, ઉસભપંચાસિયા ગા૦૮, ધર્મરત્નકરંડક, ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર ૫૦૧, ૬૦૬, આ. મહેંદ્રસૂરિની અઠ્ઠુત્તરી તિત્થમાલા ગા૦ ૪૧ થી ૪૫, ( રત્નસાર ભા. ૨જો )' વગેરે ગ્રંથોમાં વિવિધ રીતે મળે છે.[૨]

## સ્તૂપ તથા મંદિર

'કલ્પ'માં વર્ણન છે કે—ભગવાન્ ઋષભદેવ, ગણધરો અને મુનિઓને જુદા જુદા ત્રણ સ્થાનોમા અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો, ઈંદ્રે એ ત્રણે સ્થાને રત્નોના સ્તૂપ બનાવ્યા અને ભરત ચક્રવર્તીએ ત્યાં સિદ્ધાયતન જેવો સિંહનિષદ્યા નામનો ચાર દ્વારવાળો જિનપ્રાસાદ બનાવી તેમાં ૨૪ તીર્થંકરો તથા ૯૯ ભાઈ વગેરેની, તેઓના રંગ ઊંચાઈ અને માપવાળી મણિમાણેક તથા રત્નોથી બનાવેલી પ્રતિમાઓની પ્રતિષ્ઠા કરી. અને ૨૪ તીર્થંકરોના તથા ૯૯ ભાઈઓના સ્તૂપ બનાવ્યા. ( શ્લોક ૫ થી ૧૦ )

ત્યારથી મનુષ્યના શરીરને અગ્નિદાહ દેવાની પ્રથા શરૂ થઈ છે.

---

૨. अट्ठावय चपुर्ज्जित पावा सम्मेयसेलसिहरेसु ।
उसभ-वसुपुज्ज-नेमी-वीरो सेसाय सिद्धिगया —आवस्सयणिज्जुत्ति गा० ३०६; पचासग १९।१७
तित्थयराणं पढमो, उसभरिसी विहरिओ णिरुवसग्गो ।
अट्ठावओ णगवरो, अग्गभूमी जिणवरस्स ॥ ३३८ ॥
दाणं च माहणाणं, वेए कासी अ पुच्छ निव्वाणं ।
कुडा थूस जिणहरे, कविलो भरहस्स दिक्खा य ॥ ३३६ ॥
वृ० वृत्ति—देवैः अग्निकुंडानि कृतानि, स्तूपाः कृताः । जिनगृह भरतश्चकार ।
पत्तो अट्ठावय सेस ॥ ४३४ ॥
अट्ठवयम्मि सेसे, चउद्दसभत्तेण सो महरिसीणं ।
दसहिं सहस्सेहिं सम, णिव्वाणमणुत्तर पत्तो ॥ ४३५ ॥ —( आवस्सयणिज्जुत्ति )
अट्ठावयमुज्जिंते, गयग्गपए य धम्मचक्के य ।
पास रहावत्तणय, चमरुप्पाय च वदामि ॥ ४१ ॥
अट्ठावय गिरिराए, पणमेमि थुणेमि तहय झाएमि ।
धम्मधूरधरणवसभं, उसभ पणमंत सुरवसभ ॥ ४२ ॥
अजियाइणो विसेसे, वरअइसेसे जिणे उ तेवीस ।
तह सासय चउणामा, सोलस पडिमाओ थूमेसु ॥ ४३ ॥
उसभस्स समोसरणा, पयपकय अकणाओ सिवगमणा ।
तव-लद्धिरोहगसिद्धिओ य, अट्ठावयम्मि थुणे ॥ ४४ ॥
अट्ठावयगिरितित्थ ॥ ४५ ॥ ६९ ॥
—( आ० महिंदसूरि-अट्ठुत्तरी तित्थमाला, રત્નસાર-ભા. ૨ જો-પૃ૦ ૨૨૯ થી ૨૩૨ )

ઇંદ્રે અષ્ટાપદ ઉપર સ્તૂપ બનાવ્યા તેમજ ભરત ચક્રવર્તીએ પણ ત્યાં જિનપ્રાસાદ અને સ્તૂપ બનાવ્યા, જેના ઉલ્લેખો 'આવસ્યણિજ્જુત્તિ ગા. ૩૬૬, આવસ્સયભાસ્સ ગા. ૪૫, કપ્પસુઅ, વસુદેવહીડી, ત્રિષષ્ટિચરિત્ર, અષ્ટાપદગિરિ કલ્પ, તીર્થકલ્પ અને અટ્ઠુત્તરી તિત્થમાલા વગેરેમાં ત્યાં મળે છે.[3]

ભરત ચક્રવર્તીએ પોતાની વીંટીના માણેકની ભ ઋષભદેવજીની નાની "માણેકસ્વામી"ની પ્રતિમા બનાવી, અહીં બહારના ગોખમાં સ્થાપી હતી, જે હાલ દક્ષિણમાં કુલ્પાકજી તીર્થમાં વિદ્યમાન છે.

જૈન સ્થાપત્યમા સ્તૂપ એ પોતાની વિશિષ્ટ કળા છે. જૈનો તીર્થંકરોના નિર્વાણસ્થાને, કલ્યાણકસ્થાને, જૈનશ્રમણોના; અગ્નિસંસ્કારના સ્થાને, અને તપોભૂમિમાં સ્તૂપ બનાવે છે. તીર્થંકરોના નિર્વાણસ્થાને ચૈત્ય પણ સ્થાપિત કરે છે. ચૈત્યમા જિનપ્રતિમા અને સામે સ્તૂપ બનતા હતા.

જૈન આગમોમાં જ્યાં જ્યાં સિદ્ધાયતનનુ વર્ણન છે ત્યાં ત્યાં સ્તૂપો પણ બતાવ્યા છે. 'જીવાજીવાભિગમસૂત્ર'માં માણેકસ્તંભનું પણ સ્પષ્ટ વિધાન છે.

ભરત ચક્રવર્તીએ અષ્ટાપદગિરિ ઉપર સ્તૂપ બનાવ્યો, એ ભારતનો સૌથી પ્રાચીન સ્તૂપ છે. બીજા ધર્મોએ તેનું અનુકરણ કરેલ છે.

મથુરામાં ભગવાન સુપાર્શ્વનાથનો સ્તૂપ હતો. પાશ્ચાત્ય વિદ્વાનો માને છે કે, ઉપલબ્ધ થતા સ્તૂપોમાં સૌથી પ્રાચીન આ સ્તૂપ છે. મથુરાના કંકાલી ટીલામાંથી એના અવશેષો નીકળ્યા છે, જે આજે લખનઉમાં સુરક્ષિત છે. (–વીસેન્ટ સ્મીથ જૈન સ્તૂપ એન્ડ અધર એન્ટીકવીટીઝ ઓફ મથુરા.)

મથુરામાં અંતિમ કેવલી આ. જમ્બૂસ્વામી તથા તેમના પરિવારના શ્રમણ, શ્રમણીઓના ૫૨૭ સ્તૂપો બન્યા હતા. અહીં જ સ્કંદિલાચાર્યે ૮૪ આગમોને પ્રથમ લિપિબદ્ધ કર્યા હતા. જ્યાં આજે ચોરાશીનુ મંદિર છે, જેમા આ જમ્બૂસ્વામીની વિશાળ ચરણપાદુકા સ્થાપિત છે. તેની પાસેની ભૂમિમાં ઉક્ત ૫૨૭ સ્તૂપોમાંથી ઘણા જીર્ણ સ્તૂપો આજે પણ વિદ્યમાન છે. વૈશાલીમાં જૈન સ્તૂપ હતો, જેને અજાતશત્રુએ ઉપડાવી નાખ્યો. તક્ષશિલામાં સમ્રાટ્ સંપ્રતિએ જૈન સ્તૂપ બનાવ્યો, જે આજે કૂણાલસ્તૂપ તરીકે પોતાની પ્રાચીનતા સાબિત કરતો ઊભો છે

બંગાલના રાજશાહી જિલ્લામાં સોમપુર પાસે પહાડપુર સ્તૂપ છે, તે જૈન સ્તૂપ છે, તેમાંથી મળી આવેલ અવશેષો અને તામ્રપત્ર બંગાળની પ્રાચીન સંસ્કૃતિની ગાથા ગાય છે. ભીલ્સામાં સેંકડો સ્તૂપ ઊભા છે, જેમા ઘણા જૈન સ્તૂપ છે, એમ પ્રાચ્ય વિશારદો સ્પષ્ટ રીતે જણાવે છે.

---

૩. कुडा थूभ जिणहरे । गा० ३६६ ।
वृ० वृत्ति—देवैः + स्तूपाः कृता. । जिनगृह भरतश्चकार ॥
वृ० वृत्ति–स्तूपशत, सिंहनिषद्या–जीवाभिगमे ॥ गा० ४३५ ॥
थूभसय भाउगाण, चउवीस चेव जिणहरे कासो ।
सव्वजिणाणं पडिमा, वण्णपमाणेहिं नियएह ॥ भा० ४५ ॥ —(आवस्सयणिज्जुत्ति–भास्स )
थूभा य कारिया भरहेण जिणपरिणिव्वाणभूमिए ॥ महिम च करेइ ॥
—( वसुदेवहीडी भा० १ पृ० १८५ )
तह सासयचउनामा, सोलस पडिमाओ थूभेसु ॥ ४३ ॥ –( तित्थमाला )

જૈનો બંગાળમાંથી હિજરત કરી રાજપૂતાનામાં આવ્યા ત્યારથી તેઓમાં આ સ્તૂપકળા મોટે ભાગે ગૌણુ બની ગઈ છે. છતાં આજે પણ જૈન શ્રમણોના અગ્નિસંસ્કારના સ્થાને નાનકડો સ્તૂપ કે સમાધિ બનાવાય છે [૪]

**અષ્ટાપદતીર્થ**

'કલ્પ'માં વર્ણન છે કે–આ પહાડ આઠ યોજન ઊંચો છે. ભરત ચક્રવર્તીએ તેને ચારે બાજુથી કાપી કાપીને એકેક યોજનનું એકેક પગથિયું હોય એમ બનાવ્યો છે ત્યારથી તેનું નામ અષ્ટાપદ જાહેર થયું છે. ભરત ચક્રવર્તીએ પોનાના મોહરૂપી સિંહને મારવાને માટે આ અષ્ટાપદ–પક્ષી બનાવ્યુ હોય એમ લાગે છે, ત્યારબાદ અહી ભરત ચક્રવર્તી વગેરે કરોડો મુનિવરો મોક્ષ પામ્યા છે. ( શ્લોક. ૧૧, ૧૨ )

અષ્ટાપદ એ અયોધ્યાની ઉત્તરે સ્ફટિક જેવો સફેદ પહાડ હતો. કવિચક્રવર્તી ધનપાલના શબ્દોમાં કહીએ તો ભગવાન્ ઋષભદેવનો અભિષેક પણ અહીં થયો હતો ભગવાનનો વિહાર અહીં અનેકવાર થયો હતો. અને અંતે ભગવાનનું નિર્વાણુ પણ અહીં જ થયું આથી આણે તીર્થપદ પ્રાપ્ત કર્યું છે ભરત ચક્રવર્તીએ તેને કોરી કોરીને આઠ વાવડીવાળો–અષ્ટાપદ બનાવ્યો છે. ભારતવર્ષનુ સૌથી વધારે પ્રાચીન તીર્થ અષ્ટાપદ છે.

આપણે આગળ જોઈશું તેમ તિબેટમાં વિક્રમની અગિયારમી શતાબ્દીમાં બૌદ્ધ ધર્મ દાખલ થયો તે પહેલાંનો તિબેટનો ઇતિહાસ પણ આ પર્વતને આર્હત–તીર્થ તરીકે સંબોધે છે.[૫]

---

૪. थूमा य कारिया भरहेण–( वसुदेवहींडी )

थूभो–वेसालीए णयरीए णाभीए मुणिसुव्वयस्स थूभो। —( आवस्सयणिज्जुत्ति–वृत्ति पृ० ४३७ )

The form of the Tibetan chorten as well as the name is derived from Magadham or Bengali frototypes. Budhism was introduced into Tibet from Bengal in IInd Century A. D. when Atison or Dipankara Sri-jnana went to Tibet. Tibetan alphabet has preserved the IIIed Century form of the north-Eastern alphabet of India with great correctness. All Tibetan Ehortens retain the form of the stupa of Bengal and Magadham in the 12 century and the Cater modifications is stupa architecture of the 12th century in these country did not affect Tibetan sacred architecture of the Carger Stupas in Bengal and Bihar is the only temple known to us the temple at Paharpur. In this temple we find prests-type of the Ananda temple at Pagan. 2.

1. See the miniature stupa from Bihar.

2. Annual repoit of the Archeologecal Survey of India. (1903-04. Pl. XXIX.)

૫. अट्ठावओ णगवरो अग्गभूमि जिणवरस्स ॥ ३३८ ॥ —( आवस्सयणिज्जुत्ती )

जम्मि दुम अभिगित्तो, जत्थ य सिवसुहमपय पत्तो ॥ ८ ॥ —( उसभपचासिया )

આ ગિરિકલ્પમાં દમયંતી, વાલિમુનિ, રાવણ, ગણધર ઇંદ્રભૂતિ ગૌતમસ્વામીએ આ તીર્થની યાત્રા કર્યાનું સૂચન છે. આ ઉપરાંત બીજા ગ્રંથોમાં રાજા અરવિંદ, જયસુર કુમાર વગેરે રાજા, મહારાજા ગૃહસ્થ વિદ્યાધર અને દેવોએ અહીં યાત્રા કર્યાના ઘણા ઉલ્લેખો મળે છે [6] [અપૂર્ણ]

[ અનુસંધાન પૃષ્ઠ : ૧૪૮ થી ચાલુ ]

તેનો ખ્યાલ રાખવો જરૂરી છે. આપણા ચરમ તીર્થપતિ ભગવાન મહાવીરસ્વામીના જન્મ-કલ્યાણક પ્રસંગે આપણે આ બાબતમાં ગંભીરતાથી વિચાર કરવાનો છે. આપણી અણ-સમજણથી થયેલી ભૂલો બદલ પશ્ચાત્તાપ કરવાનો છે સિંહને વનની ઓથ અને વનને સિંહની ઓથ તેમ સાધુ તથા શ્રાવકોએ એક બીજાની ઓથે રહી, સમાજનો ઉત્કર્ષ સાધવાનો છે.

આપણા સમાજની કથળતી જતી હાલત, કંગાલિયતનું કારણ આપણી સ્વામીભક્તિમાં આવેલી ઓટ છે આપણે અંદરોઅંદર એકબીજાની નિંદા કરવામાં જ મશગૂલ બની ગયા છીએ. આપણે સમગ્ર દૃષ્ટિએ વિચાર કરીને, આપણી જે જે વિચારસરણીઓ જુદી જુદી દિશામાં મેળ વગરની વર્તે છે, અને શક્તિ, સમય અને ધનનો ખોટો વ્યય થાય છે, તેમાં યોગ્ય સુધારો કરી, આપણા આ ચારે પાયાને મજબૂત કરવા માટે કટીબદ્ધ થવાનો સમય આવી પહોંચ્યો છે

આપણા સમાજના ઉત્કર્ષમાં પણ સાધુસંસ્થાની અત્યંત આવશ્યકતા છે આપણું એક અંગ જો નિર્બળ હશે તો આપણી ઇમારતને પડવાનો ભય છે આપણને જૈન દર્શન જેવું સર્વોત્કૃષ્ટ દર્શન મહાભાગ્યે પ્રાપ્ત થયું છે. આ દર્શનને અનુસરવાવાળો દુઃખી હોય જ કેમ? પણ તેમાં આપણા પુન્યની ક્યાંક ખામી છે આપણે જૈન દર્શનને જગતમાં પ્રસરાવવા ઇરાદો રાખીએ છીએ પણ આપણે જૈન દર્શનને પચાવવા માટે, અનુસરવા માટે કેટલા તૈયાર છીએ! દીવા નીચે અંધારું!

વસ્તુતઃ 'હાઈકોર્ટના ન્યાયાધીશના પ્રમાણિકપણાથી એક જૈનનું પ્રમાણિકપણું ઓછું ન હોવું જોઈએ.' અત્યારે એ આપણી છાપ કેટલી ભૂંસાઈ ગઈ છે તે સમજવાની જરૂર છે.

ભગવાન મહાવીરના ચતુર્વિધ સંઘની પરંપરા અવ્યાબાધ ચાલુ રહે તેવી ભાવના-પૂર્વક મારા અંતરનો ઉભરો મહાવીર જયન્તિ પ્રસંગે ઠાલવી વિરમું છું

---

There is the Mountain Sise (Kailas) with its neck of ice, the dwelling place of those who have Conqured all enemies (Arhats)

આ બરફના શિખરોવાળો કૈલાસ પર્વત છે આમાં અર્હંતોનું નિવાસસ્થાન છે

Antiquitis of Indian Tibet. Party 1. P. 26, 27

(તિબેટનો નાગવંશનો રાજા નાગમા ઓસનો શિલાલેખ)

૬ વિંધ્યગિરિના રાજા અરવિંદે દુન્યવી સુખો ભોગવતા ઝંઝાવાતથી વાદળાના ટુકડા થઈ ગયા તે જોઈ, સંસારની ક્ષણભંગુરતા સમજી જૈન દીક્ષા લીધી રાજર્ષિ અરવિંદે અષ્ટાપદમાહાત્મ્ય સમજાવ્યું ને જૈન બનાવ્યો, મરુભૂતિ નામના ગજરાજને શાંત બનાવી તેને વરુણને તથા બીજાઓને જૈન બનાવ્યા, રાજયોગીએ કૈલાસની યાત્રા કરી મરુભૂતિ ધર્માત્મા બની સૂર્યના તાપથી તપેલા પાણી અને સૂકાં પાદડાઓથી નિર્વાહ ચલાવવા લાગ્યો (આ૦ ભાવદેવસૂરિકૃત 'પાર્શ્વનાથ ચરિત્ર' શ્લોક ૬૭૦થી ૭૮૦, ૮૧૫થી ૮૫૭, રચના સં ૧૩૧૨; મ્યુરીસ બ્લુમ ફીલ્ડનું અંગ્રેજી ભાષાંતર પૃ ૩૬ થી ૪૦)

He Replied that he was going to Mount Kailasa (Jaina Savior Parsvanatha by Maurrice Bloomfield.)

जाणामि जइ तए सह, अट्ठवय पव्वयाइ तित्थेसु ।
वरगंधेहिं सय चिय, करेमि पूस जिणदाणं ॥ —( जयसुर-गंधपूजा, विजयचदकेवलिचरिय )





ઠક્કર ફેરુ રચિત

# મુદ્રાશાસ્ત્રનો અદ્વિતીય જૈન ગ્રંથ

: લેખક :
પૂજ્ય મુનિરાજ શ્રીકાંતિસાગરજી

[ ગતાંક : ૫, પૃષ્ઠ : ૧૦૫થી ચાલુ ]

અથ ઢિલ્લિકાસત્કં મુદ્રા—

अणग मयण पलाहे, पिथउ पलाहेय चाहड पलाहे।
संयमज्झि टंक सोलह, रूप्पउ उणवीस करि मुल्लो ॥ १११ ॥
एवां मुद्रां राजपुत्रतोमरस्य ॥

ભારતના ઇતિહાસમાં તંવર-તોમર વંશનું સ્થાન ઊંચું છે. તોમર રાજવંશનો ઇતિહાસ હજી ઘણોખરો અંધકારમાં છે. જેટલો પ્રકાશિત થયો છે, તે પણ નવીન સાધનોની પ્રાપ્તિ પછી અપૂર્ણ જેવો લાગે છે. અમારા સંગ્રહમાં એક વિસ્તૃત 'તંવર વંશાવલી' સુરક્ષિત છે; જેનો લેખનકાળ વિ. સં. ૧૫૦૪ છે. આમાં ઉપર્યુક્ત ચારે રાજાઓનું વિસ્તૃત જીવન અને તાત્કાલિક રાજનીતિક હિલચાલોનો આંશિક સંકેત મળે છે. આ નરેશોના દિલ્હી સાથેના સંબંધ વિશે બીજો કોઈ સંદેહ રહી જતો નથી. 'યુગપ્રધાનાચાર્ય ગુર્વાવલી'માં રાજા મદનપાલનો ઉલ્લેખ આવે છે. એમાંથી માલમ પડે છે કે, જૈનાચાર્યોની સાથે તેમનો વિશેષ સંબંધ હતો, પ્રાચીન ગ્રંથોમાં તેમની મુદ્રાઓના સંક્ષિપ્ત ઉલ્લેખો અમારા જોવામાં આવ્યા નથી. પૃથ્વીપાલ અને ચાહડપાલના આઠ સિક્કાઓ સને ૧૯૩૯માં મુંબઈમાં એક પારસી સજ્જનને ત્યાં જોયા હતા, જે એ જ સાલમાં અમેરિકા મોકલવામાં આવ્યા.

હવે અહીંથી ૧૩૨ ગાથાઓ સુધી ભિન્ન ભિન્ન પ્રકારની મુદ્રાઓના નામ આપેલાં છે, જેમાંથી અધિકતર મુસલમાનો સાથે સંબંધિત છે. તે મુદ્રાઓ આ પ્રકારે છે.

| પ્રતિ | મુદ્રાનામ | શતમધ્યે | રૂપા | તોલા | માશા |
|---|---|---|---|---|---|
| ૩૧ | સૂજા નામ મુદ્રા | શતમધ્યે | રૂપા | ૪ | ૮ |
| ૨૧ | સહાવદીણી | ,, | ,, | ૪ | ૮ |
| ૨૧ | મહમૂદ સાહી | ,, | ,, | ૪ | ૮ |
| ૨૧ | ચઉકડિયા | ,, | ,, | ૪ | ૮ |
| ૧૬ | કડગા | ,, | ,, | ૬ | ૩ |
| ૧૬ | સખા | ,, | ,, | ૬ | ૩ |
| ૧૬ | મખિયા | ,, | ,, | ૬ | ૩ |
| ૧૮ | કુડલિયા | ,, | ,, | ૫ | ૬ |
| ૨૫ | છુરિયા | ,, | ,, | ૪ | ૨ |
| ૨૫ | જગડપલાહા | ,, | ,, | ૪ | ૨ |
| ૨૩ | દુકડિયા ઠેંગા | ,, | ,, | ૪ | ૩ |
| ૧૬ | કુવાઈચી જજ્જૈરા | ,, | ,, | ૩ | ૧૦ |

| પ્રતિ | મુદ્રાનામ | શતમધ્યે | રૂપા | તોલા | માશા |
|---|---|---|---|---|---|
| ૨૬ | ફરીદી મુદ્રા | „ | „ | ૩ | ૧૦ |
| ૨૬ | પરસિયા | „ | „ | ૩ | ૧૦ |
| ૩૧ | ચંડક | „ | „ | ૩ | ૩ |
| ૩૧ | વફા | „ | „ | ૩ | ૩ |
| ૩૦ | ખફારિયા | „ | „ | ૩ | ૪ |
| ૨૪ | નીંવદેવી | „ | „ | ૩ | ૪॥ |
| ૨૮ | ધમડાહ | „ | „ | ૩ | ૬ |
| ૨૮ | જકારિયા | „ | „ | ૩ | ૬ |
| ૩૧ | અલ્લાઉદ્દીની[1] | „ | „ | ૧ | ૫ |
| ૬૧ | સતકાસમસી | „ | „ | ૧ | ૫ |
| ૭૦ | મોમિની અલાઈ મુદ્રા | „ | „ | ૧ | ૪ |
| ૩૨ | સેલાસમસી | „ | „ | ૩ | ૧॥ |
| ૩૪ | તિતિમિસી | „ | „ | ૩ | ૦ |
| ૩૪ | કુવ્વખાની | „ | „ | ૩ | ૦ |
| ૩૪ | ખલીફતી | „ | „ | ૩ | ૦ |
| ૩૪ | અધચંદા | „ | „ | ૩ | ૦ |
| ૩૪ | સિકંદરી | „ | „ | ૩ | ૦ |
| ૩૫ | રુકુની | „ | „ | ૨ | ૧૧ |
| ૩૫ | પેરોજશાહી | „ | „ | ૨ | ૧૧ |
| ૩૫ | બારહોતરી | „ | „ | ૨ | ૧૧ |
| ૫૫ | વારનવકામઉજી | | | ૧ | ૯॥ |
| ૫૫ | પતકામઉજી | „ | „ | ૧ | ૯॥ |
| ૧૯ | **ઢિલ્લિકા ટંકસાલ** | „ | „ | ૫ | ૬ |
| ૩૧ | **રદી કુદૌવા ટંકસાલ** | „ | „ | ૪ | ૩ |
| ૫૧ | સાલહોત્તરી | „ | „ | ૨ | ૦ |
| ૪૯ | પનહોત્તરી | „ | „ | ૨ | ૧ |
| ૪૭ | છકાનામ મુદ્રા | „ | „ | ૨ | ૨ |
| ૮૦ | વલવાણી એકાંગી | „ | „ | ૧ | ૨ |
| ૫૭ | વલવાણી વામદેવી | „ | „ | ૧ | ૬ |
| ૫૭ | ચઉકડિયા | „ | „ | ૧ | ૬ |
| ૯૦ | તેરહસઈ મરોટી | „ | „ | ૧ | ૦ |
| ૧૩૦ | ઉચ્ચઈ મુલથાણી | „ | „ | ૦ | ૯ |
| ૮૭ | મરોટી ઈગાની | „ | „ | ૧ | ૦॥ |

---

૧. આ અલ્લાઉદ્દીન પીરોજશાહના પુત્ર હતા, જે ગ્રંથની ૧૨૫ ગાથાના આ વાક્યથી સ્પષ્ટ થાય છે. 'पेरोजशाही नदण।'

| પ્રતિ | મુદ્રાનામ | શતમધ્યે | રૂપા | તોલા | માશા |
|---|---|---|---|---|---|
| ૮૭ | સુકારી | „ | „ | ૧ | ૦॥ |
| ૪૧ | સિરાજી | „ | „ | ૨ | ૬ |
| ૫૪ | મુખ્તલસી | „ | „ | ૧ | ૧૦ |
| ૪૭ | કાલ્હડી | „ | „ | ૨ | ૪ |
| ૫૦ | **નસી ઢિલ્યાં ટંકસાલા** | „ | „ | ૨ | • |
| ૫૫ | દકીરી | „ | „ | ૧ | ૮॥ |
| | ગ્યાસી દુગાણી | „ | „ | ૩ | ૪ |
| ૨૦ | મઉજી નામ મુદ્રા તિગાની | | „ | ૫ | • |
| ૪૬ | જલાલી નામ મુદ્રા વર્તમાન | | „ | ૧ | ૧૦ |
| ૪૮ | રુકુની નામ મુદ્રા પ્રવર્તમાન | | „ | ૧ | ૧૦ |

॥ ઇતિ શ્રીઢિલ્યાં રાજ્યવર્તમાનેષુ ॥

ઉપર્યુક્ત કોષ્ટકાન્તર્ગત ઉલ્લિખિત મુદ્રાઓ ભારતીય મધ્યકાલીન ઈતિહાસ અને મુદ્રાતત્ત્વની દૃષ્ટિએ મહત્ત્વની છે. જ્યાં સુધી આ બધી મુદ્રાઓ ઉપર તુલનાત્મક વિશદ વિવેચન કરવામાં ન આવે ત્યા સુધી એના મૂળ રહસ્યને સમજવું મુશ્કેલ છે. આમાંના અધિક સિક્કાઓ તો એવા છે કે, જેનો સબંધ મુસલમાન રાજ્યકર્તાઓની સાથે છે, જે સિક્કાઓના નામો ઉપરથી સ્પષ્ટ થાય છે. ફારસી તવારીખોથી જણાય છે કે, ઈ. સ. ની ૧૪મી શતાબ્દીમાં દિલ્હીની ટકશાલમાં વિભિન્ન પ્રકારની મુદ્રાઓ સુચારુરૂપે ઢાળવામાં આવતી હતી. તેની કેટલીક મુદ્રાઓ પ્રસ્તુત ગ્રંથમા વર્ણવેલી છે. 'ढिल्यां राज्यवर्तमानेषु' એ ઉલ્લેખથી સ્પષ્ટ થઈ જાય છે કે, આ બધાનો સંગ્રહ એ સમયે દિલ્હીની ટંકશાળમાં કરવામાં આવ્યો હશે. અને અનેક મુદ્રાઓનું નિર્માણ પણ ત્યાં થયુ હતુ, કેમકે એ દિવસોમાં બાદશાહોનો ઇતિહાસ અને પુરાતત્ત્વનાં સાધન પ્રાચીન શિલાલેખોમા લખેલી વાતોને જાણવાની રુચિ હતી આ મુદ્રાઓમાંથી બહુસખ્યક મુદ્રાઓ કલકત્તાના ઇંડિયન મ્યુઝિયમમા પ્રાપ્ત છે, જેના પર મિ૦ શમશુદ્દીન અહમદ એમ એ. ક્યારેક પ્રકાશ નાખશે.

ગ્રંથકાર ફેરુએ અહીં સુધી અલગ અલગ મુદ્રાઓની આવશ્યક જાણકારી સાથે વર્ણન કર્યું છે. અતમાં 'अनज्जदेशसभव' લખીને સૂચિત કર્યું છે કે અન્યાન્ય દેશોની મુદ્રાઓ પણ હતી, જેનો ઉલ્લેખ આ ગ્રંથમાં કર્યો નથી

હવે ગ્રંથકારના સમયમાં અલ્લાઉદ્દીન ખિલજી અને કુતુબુદ્દીન દ્વારા પ્રચલિત સિક્કાઓનું વર્ણન ક્રમશ આ પ્રકારે છે:—

"संपइय वट्टमाणा, मुद्दा अल्लावद्दीणरायस्स ।
दुविह दुगाणी दव्वो, पउणा दस अट्ठ टंकसए ॥ १३४ ॥
छग्गाणी पुण दुविहा, सड्ढा पणवीस पउण पणवीसा ।
टंकसय मज्झि रुप्पउ, सड्ढा चउ दु जव नवविसवा ॥ १३५ ॥
इग्गाणी सय मज्झे, तंबउ पण नवइ टंक पण दव्वो ।
रायहरे त्रिवहारे, गणिज्ज इग्गाणिया सयलं ॥ १३६ ॥

इग पण दह पन्नासं, सयतोला तुल्लि हेमटंकाइं ।
चउमासा दीनारा, रूप्पय टंकोय तोलिणो ॥ १३७ ॥
चउमास जाव घडियं, सहावद्दीणस्स तुच्छ मुच्छ मुद्दाइं ।
दम्म छग्गाणि टंका, रूप्पसुवन्नस्स तोलिणो ॥ १३८ ॥"

॥ इति अश्वपतिमहानरेन्द्रपातसाही अल्लावद्दीनमुद्रा ॥

એ વાત ઇતિહાસ પ્રસિદ્ધ છે કે, પ્રસ્તુત બાદશાહ અને તેના પુત્ર મુબારકશાહના દિલ્હીની ટંકશાળના રજત-સુવર્ણના સિક્કાઓ વિપુલ પરિમાણમા ગુજરાતમાં પ્રાપ્ત થઈ ચૂક્યા છે, પરંતુ એના વિશે મુદ્રાશાસ્ત્રની દ્રષ્ટિએ ગભીર અધ્યયન ઉચિતરૂપે કરવામાં આવ્યુ નથી.

આ ગ્રથને છોડીને અન્યત્ર ક્યાંય પણ આટલુ વિશ્લેષણ અમારા અવલોકનમા આવ્યુ નથી.

ઉપર્યુક્ત ગાથાઓના મૂલતમ રહસ્યને સમજવા માટે યંત્ર આપવામાં આવે છે રુપ ટંકા ૧ અલ્લાઈ પ્રતિ ગણ્યતે—

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧૦ | છગાણી | શતમધ્યે | તોલા | ૮ | માશા | ૬ | જવ | ૪ાા |
| ૧૦ | ,, | ,, | ,, | ૮ | ,, | ૩ા | | ૨/૪ |
| ૩૦ | દુગાણી | ,, | ,, | ૩ | ,, | ૩ | | ૦,૦ |
| ૩૦ | ,, | ,, | ,, | ૨ | ,, | ૮ | | ૦,૦ |
| ૬૦ | ઈગાણી | ,, | ,, | ૧ | ,, | ૮ | | ૦,૦ |

શેષ તાંબા શત ૧ ટંક પૂરણે સર્વમુદ્રા

## દીનાર

ગાથા ૧૩૭માં 'દીનાર'નો પણ ઉલ્લેખ કરેલો છે, જે અલ્લાઉદ્દીનનો મુખ્ય સિક્કો હતો. મધ્યપ્રાંત અને યુક્તપ્રાંતમાં જે સિક્કાઓ પ્રાપ્ત થયા છે તેમા ગોવિદચંદ્ર ગહડવાલનો ૪ માશાનો દીનાર પણ સમિલિત છે. આથી અલ્લાઉદ્દીને પણ પોતાના દીનારનુ વજન ૪ માશા રાખ્યુ હશે.

અહીં એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે, 'દીનાર' શબ્દ ભારતીય છે કે બહારથી આવેલો છે? સાંચીસ્થ બૌદ્ધ સ્તૂપના ખંડિયેરોમાં સમ્રાટ્ ચદ્રગુપ્તનો એક લેખ છે, જેમાં 'દીનાર' શબ્દ આવેલો છે. જૈનોના આગમિક તેમજ અન્ય સાહિત્યના ગ્રથોમાં 'દીનાર' શબ્દ આવેલો છે 'હરિવંશપુરાણ' અને 'મહાવીરચરિત'મા પણ એ ઉલ્લેખ છે. સુલેમાન સોદાગરના 'યાત્રાવિવરણ'મા 'દીનાર' શબ્દ આવેલા છે. વિ. સ. ૧૩૬૧મા આચાર્ય મેરુતુંગસૂરિએ પોતાના પ્રસિદ્ધ ઐતિહાસિક 'પ્રબંધચિંતામણિ' નામક ગ્રથમા દીનારનો ઉલ્લેખ આ પ્રમાણે કર્યો છેઃ—

"तं महान्तं गलङ्कपङ्कपुर्याः पर्यालोच्य **दीनार**लक्षं प्रदाय नृपस्तं लोहकपुत्रं कोशे निवेशयामास ॥"

પાશ્ચાત્યવર્તી સાહિત્યમા પણ 'દીનાર'નો ખૂબ વ્યવહાર થયેલો છે. પરંતુ ક્યાય પણ તેનું નિશ્ચિત તોલ સૂચવેલુ નથી. ક્યાક એ ૨ તોલાનો અને રઘુનદનના માતાનુસાર કેવળ ૩૨ રત્તીનો જ માનવામાં આવ્યો છે. પ્રકૃત ગ્રથમા ઠક્કુર ફેરુએ ગાથા ૬૬ અને ૧૩૭મા

ચઉમાસા દીનારો' દીનારનું તોલ ૪ માશા સૂચવ્યું છે. અકબરના સમયમાં પણ દીનારનું ચલન હતુ, જેનું તોલ એક મિસકાલ 𝟏 તોલા હતુ.

૧૩૯ થી ૧૪૮ ગાથા સુધી કુતુબુદ્દીન બાદશાહ (ખિલજી)ની સુવર્ણ, રૂપા, અને ત્રિધાતુ-મિશ્રિત મુદ્રાઓ વર્ણવી છે, જેનો અન્યત્ર પૂર્ણ ઉલ્લેખ ભાગ્યે જ મળી આવે. આ બાદશાહ ગ્રંથકારના સમકાલીન હતા. આથી આ મુદ્રાઓનું જે વર્ણન ગ્રંથકારે કર્યું છે, તે પુરાતત્ત્વની દૃષ્ટિએ અત્યંત મૂલ્યવાન છે, જે આ પ્રકારે છેઃ—

"इत्तो भणामि संपइ, कुतुबुद्दीराय बंदिछोडस्स ।
चउरंस वट्ट मुद्दा, नाणाविह तुल्ल मुल्लो य ॥ १३९ ॥
बत्तीसं कणयमया, रूप्पमया वीसदम्म सत्तविहा ।
चउविह तंबय साहा, मुद्दा सव्वेवि तेसट्ठी ॥ १४० ॥ (दारं) ॥
इग पण दहतोलाइं, दसहिय जासउ दिवड्ढ सउदुसयं ।
इत वट्टहेम टंका, चउरंस पुणो वि एमेव ॥ १४१ ॥
तेरह मासा सतिहा, सुवन्नटंको य सोनिया तिविहा ।
इगमासिया दुमासिया, चउ गुंजा एय बत्तीसं ॥ १४२ ॥
॥ इति स्वर्णमुद्रा ॥
रूप्पिग तोली वट्टा, चउदस चउरंस हेम समतुल्ल ।
पंचविहा रुप्पइयो, इग दुति चउमासि अद्धतोला ॥ १४३ ॥
॥ इति रूप्पमुद्रा ॥
दुग्गाणीय छग्गाणी, तुल्ले मुल्लेय रूप्प तंबेय ।
अल्लाइ सम जाणह, अन्ने अन्ने विही भणिमो ॥ १४४ ॥
चउगाणी वट्टसए, सोलसवा टंक नव जवा रूप्पं ।
चउमासा तुल्लेण, न संसयं इत्थ नायव्वं ॥ १४५ ॥
चउवीस वार सट्ठय, अडयालिसाण मुद चउरंसा ।
तुल्लेय रूप्प तंबय, संखा कमि अट्ठगाणीऊ ॥ १४६ ॥
तित्तिस टंक नव जव, चउ विसुवा रूप्पु सेस तंबोय ।
सय अट्ठगाणिएहिं, इगेगि तुल्लीय चउमासा ॥ १४७ ॥
विसुवा सवाय विसुवा, अधवा पइकाय तव चउरंसा ।
तुल्लेण कमि चडंता, मासाउ जाम पण मासा ॥ १४८ ॥"
॥ इति साहेः मुद्राः ॥

---

૨. આ શબ્દ ખાસ કરીને ધ્યાન દેવા યોગ્ય છે. એ દિવસોમા પણ રૂપિયો પ્રસિદ્ધ હતો. આજકાલ પણ આ શબ્દ—રૂપિયાના વ્યવહારમાં કરાય છે.

ઉપર્યુક્ત ૧૩૯ થી ૧૪૮ સુધીની ગાથાઓ અમારી સમજમાં ફેરુએ પાછળથી સંમિલિત કરી દીધી લાગે છે, કેમકે લેખક અલ્લાવદ્દીનની મુદ્રાઓ માટે પણ—'सपइय वट्टमाणा—સંપ્રતિ વર્તમાન' એ પ્રકારે ઉલ્લેખ કરે છે. આથી જો એક જ ધારાપ્રવાહમાં આને લિપિબદ્ધ કરવામાં આવી હોત તો 'સંપ્રતિ' શબ્દ બે વાર દેવાની જરૂરત ન રહેત

**દ્રમ્મ**

ઉપર્યુક્ત મુદ્રાઓમાં 'દ્રમ્મ'નો વ્યવહાર કરવામાં આવ્યો છે. સુલેમાન સોદાગરે પણ—'દિરહમ'નો ઉલ્લેખ કર્યો છે, 'દ્રમ્મ' ઉપર્યુક્ત શબ્દનું અપભ્રષ્ટ રૂપ તો નથીને? 'લીલાવતી'માં દ્રમ્મ ૧૬ પળના માપના રૂપમાં વ્યવહૃત કરેલો છે. શ્રીહેમચંદ્રસૂરિના 'દ્વયાશ્રયકાવ્ય'માં પણ એનો ઉલ્લેખ છે. એ સમયે રાજમુદ્રારૂપે અથવા વિશિષ્ટ પ્રકારની મુદ્રાએ એનો વ્યવહાર પ્રચુર પ્રમાણમાં થતો હતો એ વાતની પુષ્ટિ તત્કાલીન વિનિર્મિત 'યુગપ્રધાનાચાર્ય ગુર્વાવલી'થી પણ થાય છે. ફેરુએ પોતાના 'ગણિતસાર કૌમુદી'માં વીશેક સ્થળે દ્રમ્મનો ઉલ્લેખ પ્રચલિત મુદ્રાના રૂપમાં કર્યો છે.

આ પ્રકારે ૧૪૮ ગાથાઓમાં ફેરુએ ભારતીય મુદ્રાશાસ્ત્ર પર પોતાના અનુભવપૂર્ણ મૂલ્યવાન વિચારો વ્યક્ત કરીને ભારતીય પુરાતત્ત્વાન્વેષીઓ ઉપર બહુ મોટો ઉપકાર કર્યો છે. આ ગ્રંથને જોવાથી નિશ્ચિતરૂપે કહેવું પડે છે કે, ભારતીયોને ન કેવળ પોતાનો ઇતિહાસ લખવાનું જ પરિજ્ઞાન હતુ, બલ્કે તદ્વિષયક નાના નાના વિષયો પર પણ સુંદર આલોચનાત્મક પદ્ધતિથી વિચાર વ્યક્ત કરવામાં તેઓ કુશળ હતા. આ ગંભીર વિષય ઉપર આજના વિદ્વાનો પણ કલમ ચલાવવા માટે વિચાર કરે છે, જ્યારે આજથી સવા છસો વર્ષો પહેલાં મુદ્રાશાસ્ત્રના અધ્યયનનાં સાધનોનો પણ અભાવ હતો, તે સમયે ફેરુએ આ વિષય ઉપર સર્વાંગપૂર્ણ ગ્રંથ લખ્યો હતો, જે તેમની ઇતિહાસ અને પુરાતત્ત્વ વિષયક અભિરુચિનું દ્યોતક છે.

અમને જે પ્રતિ પ્રાપ્ત થઈ છે, તેમાં કેટલાંક સ્થાનો પર હાંશિયામાં ગ્રંથગત વર્ણિત મુદ્રાઓનાં ચિત્રો પણ આપેલાં છે, જેનાથી ઇતિહાસ અને પ્રાચીન મુદ્રાઓના પરિજ્ઞાનમાં તેની લિપિ, નિર્માણ કરવાની કળા અને લંબાઈ–પહોળાઈનો પત્તો લાગે છે.

ઉપર્યુક્ત 'દ્રવ્યપરીક્ષા'મા કલચૂરિ, ગહડવાલ, વિજયનગર સામ્રાજ્ય આદિ નિકટવર્તી પૂર્વકાલીન તેમજ તાત્કાલિક અનેક મુદ્રાઓના વર્ણનનો ઉલ્લેખ નથી. સંભવ છે કે, ત્યાં મુદ્રાઓ પહોંચવા જ ન પામી હોય. મુસલમાન બાદશાહો અને અલાઉદ્દીન, કુતુબુદ્દીન ખિલજીની મુદ્રાઓ અમે જોઈ છે, જે કલકત્તાના 'ઇંડિયન મ્યુઝિયમ'માં સુરક્ષિત છે કેટલીક મુદ્રાઓનું તોલ અને ધાતુઓની સરખામણી અમે કરી જોઈ છે. તેમાં બરાબર સરખુ વજન ઊતર્યું છે બીજા પણ અનેક મુસલમાન બાદશાહોની મુદ્રાઓનો પત્તો ત્યાથી લાગે છે, પરંતુ એ અન્વેષણને વ્યક્ત કરવાનું આ સ્થાન નથી એ સ્વતંત્ર નિબંધનો વિષય છે. અન્ય બાદશાહોની મુદ્રાઓનો ઉલ્લેખ એ સમયની તવારીખોમા પ્રાપ્ત છે. આ બધીયે મુદ્રાઓ પર ડો. દિનેશ સરકાર એમ. એ. પીએચ ડી (કલકત્તા—વિશ્વવિદ્યાલય) શમ્શુદ્દીન અહમદ (મુદ્રા–વિશેષજ્ઞ) અને હું—એમ ત્રણે બેસીને ગંભીર વિચાર કર્યા પછી વિસ્તૃત સર્વાંગીણ પ્રકાશ પ્રાડવાનો પ્રયત્ન કરીશુ.

હવે અમે અહીં આગળ સંક્ષિપ્તરૂપે એ સિક્કાઓનો સૂચનાત્મક ઉલ્લેખ કરીશું, જેનું પ્રચલન

તેરમી, ચૌદમી શતાબ્દીમાં પશ્ચિમી ભારતમાં હતું. એનો ઉલ્લેખ ફેરુએ પોતાના ગ્રંથમાં નથી કર્યો ભારતીય મુદ્રાશાસ્ત્રીના અધ્યયનના વિપુલ સાધનોમાં પ્રાચીન સંસ્કૃત, પ્રાકૃત આદિ ભાષાઓમાં ગુંફિત સુલલિત સાહિત્યિક ગ્રંથોની ઉપેક્ષા કરી શકાતી નથી. કેમકે, તેમાં પ્રાચીન મુદ્રાઓના ઉલ્લેખો આવે છે, જે તત્કાલીન પ્રચલિત મુદ્રાઓના પરિજ્ઞાનમાં માત્ર સહાયક જ નથી થતા પરંતુ નવીન તથ્યો પણ પ્રસ્તુત કરે છે. એવા જ એક ગ્રંથમાં જે મુદ્રાલેખ છે, તેનો પરિચય દેવો આવશ્યક જણાય છે.

## દ્વિવલ્લક

'યુગપ્રધાનાચાર્ય ગુર્વાવલી'માં 'દ્વિવલ્લક' નામક દ્રવ્ય વિષયક ત્રણ ઉલ્લેખો આ પ્રકારે આવે છે.—

( १ ) हरिपालसहितेन द्विवल्लकद्रम्मशत २६७४ श्री इन्द्रपदं गृहीतम् ॥ ( पृष्ठ ७५ )

( २ ) ""गोसलसुश्रावकेण द्विवल्लकद्रम्मशत २४७४ गृहीतम् । मन्त्रिपदं च प्रभावकसाधुकालासुश्रावकपुत्ररत्नेन सा० वाजसुश्रावकेण द्रम्मशताष्टकेन गृहीतम् । शेषसुश्रावकैरन्यानि पदानि गृहीतानि । सर्वसंख्यया श्रीनेमिनाथदेवभाण्डागारे द्विवल्लकद्रम्मसहस्र ८० उत्पन्नः ।

( ३ ) ""साधुलखमासुश्रावकेण द्विवल्लि(ल्ल)कद्रम्मशतसप्तत्रिंशद्भिर्गृहीतम् ॥

ઉપર્યુક્ત ત્રણે ઉલ્લેખો ઠક્કર ફેરુના સમકાલીન સાહિત્યથી ઉદ્ધૃત કરવામાં આવ્યા છે, જેનાથી સૂચિત થાય છે કે, એ દિવસોમાં 'દ્વિવલ્લક' મુદ્રાનો પ્રચાર અવશ્ય હતો. પરંતુ ઠક્કર ફેરુએ આટલી પ્રચલિત મુદ્રાનું વિશ્લેષણ કોણ જાણે કેમ પોતાના મુદ્રાશાસ્ત્ર વિષયક ગ્રંથમાં દેવાનુ ઉપયુક્ત ન જાણ્યુ ?

## પારુત્થ

ઉપર્યુક્ત ગ્રંથમાં ૧૨ મીથી ૧૩ મી શતાબ્દી સુધી પ્રચલિત 'પારુત્થ' નામક મુદ્રાનો ઉલ્લેખ મળે છે. 'જઇથિલ' સિક્કાનું સૂચન પણ દૃષ્ટિગોચર થાય છે. મુદ્રાતત્ત્વવિદોએ, એ જરૂરી છે કે તેઓ આ ત્રણે મુદ્રાઓના વિષયમાં અધિકથી અધિક જાણકારી પાઠકોને કરાવે.

(સંપૂર્ણ.)





# સોરઠનો સૂબો જીણાશાહ

લેખક . પૂજ્ય મુનિરાજ શ્રીજ્ઞાનવિજયજી ( સરધના )

'ગુરુજી ! મત્થએણ વંદામિ.'

'ધર્મલાભ, મહાનુભાવ જીણા ! ગુરુવંદન માટે કેટલા દિવસે આવ્યો.'

'ગુરુજી ! મન તો આપના દર્શન માટે લાગી રહ્યું હતું પણ એક તો ગૃહસ્થી, અને બીજું અંતરાય કર્મનો ઉદય. એટલે દોડાદોડીમાં અવકાશ જ મળતો નથી. કપાસની ખરીદી માટે ગામાંતરું કર્યું. ત્રણ દિવસ ગુરુદેવનાં દર્શનનો લાભ ન મળ્યો.'

'દુકાન છે કે ફેરી કરે છે ?'

'સાહેબ ! ઘી, કપાસ અને અનાજની ફેરી કરું છું. કામ તો ઠીક ઠીક ચાલે છે. પણ અતંરાય કર્મ આડું આવે છે. દેવગુરુની કૃપાથી સૌ સારાં વાનાં થઈ જશે.'

'જીણા ! રોજ પૂજા કરે છે ?'

'હા જી. પ્રભુની કૃપા છે કે-પ્રતિદિન એ લાભ મળી જાય છે.'

'તો એક કામ કર.'

'કૃપા કરી સેવકને ફરમાવો.'

'તું કસલદલમાં સ્થાપેલ ભગવાન પાર્શ્વનાથની પ્રતિમાની નિરંતર પૂજા કરજે. 'ભક્તામર સ્તોત્ર'નો પાઠ ચાલુ રાખજે. શ્લો. ૧ તથા ૩૩ માનો વધુ પાઠ કરવો. લાભાંતરાય હઠી જશે'

'તહત્તિ, ગુરુકૃપા સફલ હો.'



'એઈ વાણિયા ? ઊભો રહે આગળ એક ડગ પણ ભર્યું તો મર્યો સમજજે.'

'જેની આયુની દોરી તૂટી હોય તે જ મરે, સરદાર !'

'એમ કે ? મગજ ઉપર ચરબી વધુ ચડી લાગે છે મૂક ઘીનો ગાડવો નીચે.'

'આ મૂક્યો ગાડવો. તમારી માએ શેર સૂઠ ખાધી હોય તો ગાડવો લઈ જુઓ.'

'આ વાણિયો બહુ ફાટયો છે. માર પડશે ત્યારે જ સીધો થશે.'

'પોતાની માનું દૂધ પીધું હોય તો મેદાનમાં સામે આવી જાઓ. જીભાજોડી કરવી એ તો બાયલાનું કામ છે.'

એક તરફ ઘીની ફેરી કરનારો એકલો વાણિયો છે, સામે લૂંટારાના ત્રણ સરદાર છે. સરદારોને મફતનું ઘી ખાવાનું મન હતું પણ વાણિયો તેઓના માથાનો મળ્યો લૂંટારાઓએ પોતાનાં ધનુષ્યબાણને સંભાળ્યાં, વાણિયાએ પણ પોતાનાં ધનુષબાણ સાંધ્યાં. અને એક પછી એક એમ ત્રણ બાણ ફેંકીને ત્રણે લૂંટારાઓને નવી માનું ધાવણ ધાવવા મોકલી દીધા.'

વાણિયાની આ બહાદુરી ચારે બાજુ ગવાવા લાગી, ગુજરાતના રાજા ભીમદેવે તેને પાટણ બોલાવ્યો અને પૂછયું :

'તારી વીરતાથી હું ઘણો ખુશી થયો છું તારું નામ શું છે? કયાં રહે છે?'

'રાજન્! હું ધોળકાના પાદશાહ શ્રીમાળીનો પુત્ર છું સૌ કોઈ આપના આ સેવકને જીણો કહે છે. હું આપની પ્રજા છું.'

'જીણાશાહ! તારા જેવા વીરો એ મારા રાજ્યની સાચી શોભા છે. તું શું ધંધો કરે છે?'

'મહારાજા? હું ઘીનો ગાડવો, કપાસ અને અનાજની ફેરી કરી ગુજરાન ચલાવુ છું.'

'જીણાશાહ! હું તને તરવાર, પટ્ટો અને મુદ્રા આપું છું. આજથી તને ધોળકાનો સૂબો બનાવું છું. જા, ધોળકે જા. વફાદારીથી કામ કરજે.'

'જી હજુર! આ સેવક વફાદારીમાં ચૂકે તે દિવસે મારું શિર અને આપની તલવાર.'

'મહારાજા! સબૂર. આ તો વાણિયો છે તેને ત્રાજવું અને ગજ અપાય, તરવાર ન અપાય, તેને તરવાર ન શોભે.' સેનાપતિ શત્રુશલ્યે વચમાં જ રાજાને વગર માગી સલાહ આપી.

'સેનાપતિજી! તલવાર, ધનુષ, બાણ, ભાલો કે શક્તિને ઉપાડીને ફરનારા ઘણા હોય છે. પરંતુ તેને યુદ્ધમાં કઈ રીતે વાપરવાં એ કળા તો વીરલા પુરુષને જ વરે છે.' જીણાશાહે સેનાપતિને શૂરવીરતાની સાચી પિછાન આપી

'શસ્ત્ર અને શાસ્ત્ર યોગ્ય પુરુષમાં યોગ્ય બની રહે છે. તેમજ જેની ઉપર રાજાની નજર પડે તે પુરુષ પણ યોગ્ય જ બની જાય છે.' સેનાપતિએ સમય પારખી વાતને વાળી લીધી.

ગુજરાતના સોલંકી રાજા ભીમદેવે જીણાશેઠને ગુજરાતનો સૂબો નીમ્યો અને સૂબા જીણાશેઠે શસ્ત્ર તથા બુદ્ધિના પ્રયોગથી સૌરાષ્ટ્રમાંથી ચોરોનું નામ-

નિશાન ભૂંસી નાખ્યું ત્રાસ ઘટ્યો, પ્રજામાં શાંતિ વધવા લાગી અને એ સૂણાગીરીની તારીફ ચારે તરફ ફેલાવા લાગી.

'સૂબા સાહેબ! દેરાસરમાંથી નીકળી બહાર ઓટલા પર જરાક પધારોને! રાજ્યનું ખાસ જરૂરી કામ છે.' એક સિપાહીએ દેરાસરના દરવાજે આવી જીણાશાહને બોલાવ્યા.

'શું કામ છે, માનસિંહ? જીણાશેઠ પૂજાનાં કપડાં પહેરી હાથમાં સોનાના થાળમાં કેસર, કટોરી, ધૂપ, દીપ, ફૂલમાલા, ફળો રાખી દેરાસરમાં તીર્થંકરદેવની પૂજા કરતા હતા. તેણે ત્યાંથી બહાર આવી સિપાહીને પૂછ્યું.

'આપની આજ્ઞા છે કે ચોર પકડાય કે તેને તરત આપની પાસે લાવવો અને આપની આજ્ઞા મુજબ વિના વિલંબે દંડ કરવો. તો ચોર લઈ તમારી પાસે આવ્યો છું.'

'માનસિંહ! ચોર કોણ છે? તેણે શું ચોર્યું છે!' સૂબાએ મુખે બોલ્યા વિના જ હાથ હલાવી આંખના ઈશારાથી પૂછ્યું.

'સાહેબ! આ ચોર તે વંથલી તરફનો ચારણ છે. તેણે સરકારી ઊંટ ચોર્યું છે. તે પોતાના અપરાધને કબૂલ કરે છે. ફરમાવો, આનો શું દંડ કરવો?' માનસિંહે ટૂંકામાં જ રજુઆત કરી.

'જા, એ જ?' જીણાશેઠે ડાબા હાથની આંગલી પર જમણા હાથની આંગળી વડે કાપ મૂકવાનો તથા ફૂલનું દીંટડું તોડવાનો સંકેત કરી હૂકમ આપ્યો.

ચારણ સમજી ગયો કે સૂબાએ મારો વધ કરવાનો હૂકમ આપ્યો છે તે એકદમ બોલી ઊઠ્યો.

'એક જિણહાને જિણવરહ, ન મીલઈ તારો તાર.
જહિં અમારણ પૂજઈ, તે કિમ મારણહાર? (૧)'

(જીણાશેઠે જિનવરદેવ સાથે તારો તાર મેળવ્યો નથી. અમારકને—
અહિંસકને પૂજનારો શું બીજાને મારવાનો હુકમ કરે ખરો?)

'જા, તને છોડી મૂકું છું પરંતુ બીજીવાર ચોરી કરીશ તો મર્યો સમજજે.' સૂબાએ ચારણની વાતને સચી માની આવું બોલનારો ચોર ન હોઈ શકે એમ વિચારી ચારણને જીવતો છોડવાનો હૂકમ કર્યો.

'ઈક્કા ચોરી સા કરી, જા ખોલડઈ ન માઈ.
બીજા ચોરી જુ કરઈ. ..... ................ .. (૨)'

(જેણે એક એવી ચોરી કરી છે કે જેને ઘરમાં
સતાડી શકાય નહીં, તે બીજી ચોરી કરે ખરો?)

ચારણે પોતાના દોહરાની ધારેલી અસર થઈ છે એમ માની બીજા દોહરાથી પોતાનો બચાવ કર્યો.

'ચારણ! તું બહુ વાચાલ છે. તને ચારણ સમજી જીવતો છોડયો છે. પણ જો હવે કંઈ પણ બોલ્યો તો તારું મોં ચીરી નાખીશ.' સૂબાએ વધુ સાંભળવાનો હવે કંટાળો બતાવ્યો.

'તઉ ચારણ ચોર ન થાઈ. (૨)'

(ચારણ કદી પણ ચોર થાય ખરો?)

ચારણે આ બીજો બચાવ મૂકયો અને સૂબાને વિચારવમળમાં ધકેલી દીધો.

'ચારણ! હું તારા પર ખુશ થયો છું. તો હવે સાફસાફ બતાવ કે તેં આ ચોરી શા માટે કરી છે?'

'સૂબા સાહેબ! તમે જૈન છો. અહિંસાના ઉપાસક છો, છતાં તમે ધોળકાના પ્રદેશમાંથી ચોરોની જડ કાપી નાખી એ કઈ રીતે કાપી હશે? મને એ જાણવાની ખૂબ તાલાવેલી લાગી. હું ચારણ છું, ચોર નથી. પણ તમારી એ પરીક્ષા કરવા માટે મેં ચોરીનો અખતરો અજમાવ્યો છે. મને આજે તમારી સૂબાશક્તિનો પૂરો પરિચય મળ્યો છે.'

આ સાંભળી સૂબો ખુશ થયો. તેણે ચારણને ઈનામ આપ્યું. તેણે ચારણને ફરીવાર બોલે તો મોં ચીરવાની ધમકી આપી હતી. છતાં ચારણ ફરીવાર બોલ્યો હતો આથી સૂબાએ પોતાના બોલને સાચો કરી બતાવવા ચારણના મોંમાં સોનામહોર દાબી દાબીને ભરાવી અને તે બોલ્યો કે, 'મારું મોં ચીરાઈ ગયું છે' ત્યારે તેને છોડયો.

ચારણ ખુશ ખુશ થઈ સૂબાને નમી સોરઠ ચાલ્યો ગયો. તેણે જીણાશેઠને પ્રશંસાવડે લોકપ્રસિદ્ધ કર્યો



જીણાશાહ એ વિચારક જૈન હતો તેણે અંતિમજીવન ધર્મધ્યાનમાંજ વીતાવ્યું છે.

તેણે ધોળકામાં બે દેરાસર બંધાવ્યાં. એકમાં ભગવાન શ્રીપાર્શ્વનાથજીની કસોટીની પ્રતિમાની અને બીજા દેરાસરમાં ભગવાન શ્રીઆદિનાથ, ચક્રેશ્વરીદેવી વગેરે પ્રતિમાની આ૦ શ્રી અભયદેવસૂરિના વરદ હાથે પ્રતિષ્ઠા કરાવી, આ૦ અભયદેવસૂરિએ બનાવેલ નવાંગવૃત્તિઓની પ્રતો લખાવી, સંઘ કાઢયો અને ધોળકામાં યતિઓના સામાનની જકાત બંધ કરાવી. આ જકાત સં. ૧૪૨૬ સુધી બંધ હતી.

❦



# बम्बई-चिन्तामणिजी मन्दिरके अभिलेख

लेखक : श्रीयुत भंवरलालजी नाहटा

बम्बईके श्रीचिन्तामणिजीके मन्दिरके निर्माण एवं प्रतिष्ठादि संबन्धी अमरसिन्धुर रचित जो स्तवन प्राप्त हुआ था उसे 'जैन सत्यप्रकाश'के वर्ष-अंकमें प्रकाशित किया जा चुका है। उसके बाद हमारा बम्बई जाना हुआ तो इस मन्दिरके कतिपय प्रतिमालेखोकी नकले ली गई, उससे पूर्वोक्त स्तवनमें जो मूलनायक प्रतिमाके सूरतसे लानेका उल्लेख है उसका भली-भांति समर्थन हो जाता है। सूरतमें सं. १८२८के वैशाख सुदि १३ बुधवारको ओसवाल भाईदासने शीतलनाथ जिनालय बनवाया तब खरतरगच्छाचार्य श्रीजिनलाभसूरिजीके कर-कमलोंसे शताधिक प्रतिमाएं प्रतिष्ठित करवायी थी उनमेंसे चार प्रतिमाएं बम्बईके चिन्तामणिजीके मन्दिरमें आज भी देखनेको मिलती है। इनमें मूलनायक प्रतिमा श्रीगौड़ी पार्श्वनाथ भगवान-की है पर पार्श्वनाथजीके चमत्कारिक नामोमें चिन्तामणिजी बहुत प्रसिद्ध होनेसे इस मन्दिरका नाम श्रीचिन्तामणिजीके रूपमें प्रसिद्ध हुआ मालूम होता है। बीकानेरमें सबसे प्राचीन मन्दिर जिसका पुराना नाम "चौवीसटा" था और उसका कारण आदिनाथ मुख्य चतुर्विंशति पट्टका मूलनायक रूपसे प्रतिष्ठित होता रहा है। पर गत दोसौ वर्षोंसे वह श्रीचिन्तामणिजीके नामसे ही लोकप्रसिद्ध है। उसी प्रकार मूलनायक गौड़ीपार्श्वनाथ प्रतिमा होने पर भी बम्बईमें चिन्तामणिजीके नामसे प्रारंभसे ही यह मन्दिर प्रसिद्ध हुआ। इसके साथकी प्रतिष्ठित अनन्त-नाथ और धर्मनाथ प्रभुकी दोनो प्रतिमाएं मूलनायकजीके दाहिनी और बॉयी ओर एवं पद्मावती देवीकी मूर्ति है। इसके पश्चात्से १८८८में जब यह मन्दिर वाचक अमरसिन्धुरजीके प्रयत्नसे तय्यार हुआ तो कालेगोरे भैरवकी मूर्त्ति वैशाख सुदि २ को सेठ मोतीचद खेमचद कारित प्रतिष्ठित की गई। इसी संवत्के माघ सुदि ५ सोमवारको जिनरंगसूरि शाखाके जिनचंद्रसूरि प्रतिष्ठित ८ प्रतिमाएं तथा सं. १९०४, १८९२, १९१३, १९२०में इसी शाखाके आचार्य–श्रीपूज्योने प्रतिष्ठित कई मूर्त्तियां यहां हैं जो पीछेसे लखनऊ आदिसे लायी हुई प्रतीत होती है। सं. १८९२ वालीमें लक्ष्मणपुरस्थ व सं. १९०४ व १९२० वालीमें "पांचाल-देशे कांपिल्यनगरे"का स्पष्ट उल्लेख है, इससे ये प्रतिमाएं लखनऊ और कंपिलपुरमें प्रतिष्ठित हुई सिद्ध ही है। इस शाखाके अनुयायी अधिकांश श्रीमालवंशके है इसलिए अधिकांश मूर्त्तियां उन्हींकी बनवायी हुई है। स. १८९३ व १९१०मे जिनमहेन्द्रसूरि (जयपुर शाखा)

द्वारा प्रतिष्ठित चन्द्रप्रभबिम्ब व सिद्धचक्र यन्त्र पाया गया है। सं. १९४२में श्रीजिनकुशलसूरिजीके चरणन्यासका उद्धार व माघ सुदि १० रविवारको श्रीकल्याणनिधान गणिके उपदेशसे श्रीसंघने करवाके श्रीजिनचंद्रसूरिजीके करकमलोसे प्रतिष्ठा करवायी। समयाभावसे कुछ लेख बाकी रह गये, जो लिये जा सके यहां प्रकाशित किये जा रहे है।

वाचक अमरसिन्धुरजी कृत चिन्तामणि स्तवनमें इस मन्दिरके निर्माता कोठारी अमरचंद हीराचंद आदिका उल्लेख मिलता है। मूलनायकजीके दाहिनी ओरकी प्रतिमा, जिसका लेख पच्चीमें दब गया है, उसके बनानेवाले कोठारी हीराचंदके पुत्र थे, इतना अंश पढा गया है। विशेष अनुसन्धान करने पर जयपुर गद्दीके खरतरगच्छीय श्रीपूज्यजी श्रीधरणेन्द्रसूरिजीके दफ्तर-वहीमें कोठारो अमरचंद हीराचंद माणकचदके कार्योंका इस प्रकार निर्देश मिला है। इससे उनकी बंबई संघमें प्रधानता और उदारताका परिचय मिलता हैः—

"मंबई बिंदर—सं. १८९३ रा मिती मिगसर बदि २ दिने सूरत बिंदरथी विहार करी ग्रामानुग्राम विहार करतां श्रीसंघ मिलो प्रवेशोत्सव घणे आडम्बरसेती कियौ। प्रभावना श्रीफलांरी दीवी. श्रीसिरकारके पातरौनै साथां रै आहारपाणी परभात रौ तो खेमचंदभाई मोतीसाजी रै हुवौ नै संझ्यारो कोठारी हीराचंदजी रै हुवो."

"मिती मिगसर सुदि १२ कोठारी हीराचंद माणकचंद रै हुई जरी पल्लां रो दुपट्टो १ रु. ७००) री कीमत रो २।) मोहरां ७०) नगद चादर १ सफेद चलोटा २ इण भांते सेवा भक्ति घणी साचवी पं० जीतरंग गणि नै फरद १ बणार्स कोटवाल साधु समस्तां ने प्रत्येके १) ठाणै दीठ ग्रस्ती चेलां ने पागड्यां।"

"मिती पोष वदि ११ विहार करी भुंखेडै दादा साहिब रै मकान आया सर्व संघ भेळो हुय एक दिन उठे राख्या फरद १ मोतीसा रै वेटै चढाई। बोरखो १ मुंग्यां रोडवी १ रूपेरी हीराचंदजी कोठारी बाकी सर्व संघ रा ३३५) भेट सोगन सब्द घणां भव्य जीवां लीवी। कोठारी अमरचंदजी चौथो व्रत अंगीकार कीयौ कुशील रौ त्याग कीयौ और पिण धर्म री महिमा अत्यंत हुई।"

कवि अमरसिन्धुरजीने अपने स्तवनमें श्रीचिन्तामणिजीके मन्दिरके साथ साथ उपाश्रयका भी उल्लेख किया है। जयपुरवाले दफ्तरमें इस उपाश्रयको श्रीपूज्यजीको भेट करनेका लिखत है जिसकी नकल यहां दी जाती हैः—

श्री

श्रीजिनमहेन्द्रसूरिजी महाराज रै

सं. १८९३ रा मिती कार्तिक वदि ७ दिने लिखितं वा। अमरसिंधुरगणि पं. माना

अणदा चिरुं सुखा तथा उपासरो १ मुंबई बिंदर मध्ये अमारो करायोड़ो छे सु अमे अमारी राजी खुसीसुं भट्टारक श्री १०८ निजराणै कीयौ छे। अरु इण उपासरा रो परवाणौ १ अंगरेजी पालीताणामें अमारी पेटीमें पड्यौ छे सु श्रीपूज्यजी रो छे। अमे अमारी राजी खुसीसुं भेट कीयौ छे। इणरो कोई दावौ टटो करै तो गादीरो राजदरबार पचां रो गुनैगार छै अमे अमारी राजी खुसीसुं लिख दीनौ छै सूरतबिंदर मध्ये। द। पं। कनकविजय रा। वा। अमरसिंधुर गणि रे कह्यां सुं लिखौ छै। लिखतं। वा। अमरचदगणि ऊपर लिख्यो सो सही २ लिखतुं महिमारत्न आणंदमिंदर ऊपर लिख्यो सो सही २। राजीखुसीसु लिख्यो छै।

## प्रतिमालेख—

१ ॥ सं. ॥ १८२८ शा १६९४ व। वै. सु १२ गुरु ओ। वृ शा। भाईदासेन श्रीगौड़ीपार्श्वनाथबिंबं कारितं प्रतिष्ठितं च। श्रीखरतरगच्छे भ। श्रीजिनलाभसूरिभिः ॥ [—मूलनायकजी]

२ ॥ सं. १८२८ शा १६९४ वै. सु. १२ गुरौ से। भाईदासेन अनंतनाथबिंबं कारितं प्रतिष्ठितं श्रीखरतरगच्छे भ। श्रीजिनलाभसूरिभिः सूरत बिंदरे ॥ [—मूलनायकजीसे बाँयें ओर]

३ ॥ सं. १८९३ ॥ व। माघ सुदि १० बुध............ श्राविका बाई श्रीचंद्रप्रभबिंबं कारितं प्रतिष्ठितं खरतरगच्छे भ। श्रीजिनहर्षसूरिपट्टदिवाकर जं। यु। भट्टारक। श्रीजिनमहेन्द्रसूरिभिः ॥ [मूलनायकजीसे बाँयें]

४ ॥ सं. १९१० वर्षे शाके १७७५ प्रवर्त्तमाने माघ शुक्ल २ तिथौ श्रीसिद्धचक्र जंत्र प्र। भ। श्रीजिनमहेन्द्रसूरिभिः का। गो। छाजेड़ ओसवाल हरप्रसाद तत् भारज्या सोनाबीबी श्रेयोर्थमानंदपुरे। [—पित्तलमय यंत्र]

५ सं. १८२८। वै। शु। १२ गुरौ सेठ भाईदासेन श्रीधर्मनाथबिंब कारितं प्रतिष्ठितं बृहत्खरतरगच्छे भ श्रीजिनलाभ .. [—मूलनायकजीसे दाहिनी ओर]

६ सं. १५(?)१६ मि। वैशाख सुद ३ दिने श्री अजितनाथ जिनस्यबिंबं प्रतिष्ठितं बृहत्खरतरगच्छे .. [—दाहिनी ओर श्याम पाषाण प्र.]

७ ... कारापिता कोठारी सा। हीराचंद तत्पुत्र .. .. [— मूलनायकजीसे दाहिने]

## भमतीमें दाहिनी ओर देहरियोंमें—

८ ॥ सं. १८८८ माघ सुदि ५ सोमे श्रीपद्मप्रभजिनबिंबं कारितं श्रीमालान्वये भांडिया गो। मूलचंद्र पुत्र जात्रीमल्लेन प्र। वृ। भ। खरतर? श्रीजिनचंद्रसूरिभिः। श्री....

९ ॥ संवत् १९२० फाल्गुसिति बुधे श्रीशांतिनाथ जिनबिंबं पंचालदेशे कांपिल्यपुरे प्रतिष्ठितं

श्रीमद् बृहद्भट्टारक खरतरगच्छाधिराज श्रीजिनअक्षयसूरिपद·· ·····भ श्रीजिन········

१० सं. १८८८ माघ सुदि ५ सोमे श्रीयुगमंधर जिनबिंबं कारितं श्रीमालान्वये फोफलिया गो।····राय पुत्र····सुखरायेण प्र। वृ।····

११ सं. १८८८ माघ सुदि ५ सोमे श्रीसुविधिनाथ जिनबिंबं कारितं ओसवंशे चोरड़िया गोत्रे चैनसुख पुत्र रत्नचन्द्रेण। प्र। वृ। भ। खरतरगच्छाधिराज श्रीजिनचंद्रसूरिभिः श्रीजिनाक्षयसूरिपदस्थितै

१२ श्रीचक्रेश्वरीजी १९७१

१३ ········०६ पो। कृ। ३ भ। श्रीजिनचंद्रसूरिभिः प्रतिष्ठिता···· ···

१४ सं. १८८८ माघ सुदि ५ श्रीमहावीरबिंबं कारितं श्रीमालान्वये फोफलिया गोत्रे बखतावरसिंहस्य भार्या ज्ञाना···· ···

१५ संवत् १९१० फाल्गुसिति बुधे श्रीमा० महमवाल गो। ला। छजमल तत्पुत्र शिवपरसादेन श्रीसुमतनाथ जिनबिंबं · ·····

१६ सं. १८८८ माघ सुदि ५ सोमे श्रीसुविधिनाथबिंबं कारितं श्रीमालान्वय महिमवाल गोत्रीय जीतमल्लस्य भार्या रूपाख्यया पुत्र धूमीमल्लेन। प्र। वृ।········

१७ सं. १८८८ माघ सुदि ५ सोमे श्रीचंद्रप्रभ जिनबिंबं कारितं। प्र। वृ। भ। खरतरगच्छाधिराजश्रीजिनचंद्रसूरिभिः श्रीजिनाक्षयसूरिपदस्थैः

## दोतल्ले स्थित लेखाः

१८ ॥ संवत् १९२४ माघ शुक्ल १३ गुरौ सुमतिजिनबिंबं कारितं श्रीमाल छम······· जी भावसिंघ

१९ सं. १९०४। माघ शुक्ल १२ बुधे श्रीशीतलनाथबिंबं पंचालदेशे कांपिल्यपुरे प्रतिष्ठितं च श्रीमद्बृहत्भट्टारक खरतरगच्छीय श्रीजिन ····

२० सं. १८७७ माघ सु. १३ बु। उसवा छजलानी गो ···

२१ सं. १९०४ वर्षे शाके १७६९ प्र। माघ मासे········

२२ सं. १८८८ माघ शुक्ल ५ सोमे श्रीसुविधिनाथबिंबं कारितं ओसवंशे ·····

२३ ॥ संवत् १९।१३ शाके १७।७८ तिथौ माघ शुक्ल पंचम्यां ५ भृगुवासरे श्रीमत्शांतिनाथजिनदीक्षाकल्याणकपादुका ओसवंशे वैद महता गोत्रीय प्रसाद कालिकादास तत्पुत्र अवुजि तत्पुत्र शिखरचंद्रादि सपरिवारेण बृहत्खरतरगच्छीय भ। जिनजयशेखरसूरिभिः श्रेयः

२४ ॥ सं। १८२८ शा १६९४ प्र। वै। सु १२ गुरौ सा। भाईदासेन श्रीपद्मावतीमूर्त्तिः कारिता प्र। श्रीखरतर ग········

२५ सं। १८८८ वर्षे मिती वैशाख सुदि..........खेमचंद गोरा भैरवमूर्त्ति कारापिता प्र। वाणारस अमरसिंधुरगणिः खरतरगच्छे ॥

२६ सं. १८९२ चैत्र शुक्ल राकायां चन्द्रवासरे लक्ष्मणपुरस्थ श्रीमालान्वये भांडियागोत्रे हिरदेसिंघ भार्या चुनियाख्या आचाम्लतपोद्यापने श्रीसिद्धचक्रयंत्र कारापितं श्रीमद्बृहत्खरतरगच्छाधीश्वर जं। यु। भ। श्रीजिनचंद्रसूरि पदस्थ भ० श्रीजिननंदीवर्द्धनसूरिभिः प्रतिष्ठितं ॥

२७ सं. १८९२ चैत्र शुक्ल राकायां चंद्रवासरे लक्ष्मणपुरस्थ श्रीमाल दुसाज उमदामल पुत्र। उमदामल तत्पुत्र बहादरसिंह माय मुनीयाख्या सिद्धचक्र कारापितं प्रतिष्ठितं बृहत्खरतरगच्छाधिराज श्रीजिनचंद्रसूरि पदस्थ नंदिवर्द्धनसूरिभिः ॥

२८ ॥संवत् १९१० फाल्गुनसिति २ बुधौ श्रीधर्मनाथ जिनबिंबं पांचालदेशे कांपिल्यपुरे प्रति.........

२९ ॥सं. १८८८ माघ शुक्ल ५ भौमे श्रीअभिनंदन जिनबिंबं का। ओसवंशे बहोरागोत्रे हर्षचंद्र पुत्र किर्त्तिसिंहेन भार्या दुनिल्या........

३० संवत् १९२४ माघ शुक्ल ५ गुरौ नमीनाथ .......

## नीचे गुरुमन्दिरमें—

३१ संवत् १९४२ शाके १८०७ माघ मासे शुभे शुक्ल पक्षे दशम्यां तिथौ रविवासरे दादाजी श्रीजिनकुशलसूरिजिचरणकमलन्यास उद्धार कारापितं श्रीसंघेन श्रीबृहत्खरतरगच्छीय॥ जं। यु। प्र। भ। श्रीजिनचंद्रसूरिभिः प्रतिष्ठित। ॥ उ॥ कल्याणनिधानगणिः उपदेशात् शुभं ॥

३२ ॥संवत् १८८८ वर्षे मिती वैशाख सुदि २ सेठजी श्रीमोतीचंदजी खेमचंद श्रीकाला भैरवमूर्त्ति कारापितं। प्रतिष्ठितं वाणारस अमरसिंधुर, गणि श्रीखरतरगच्छे।

अन्य प्रतिमालेख जो लेने बाकी रह गये हैं, उन्हें शीघ्र ही प्रकाशमें लाना आवश्यक है। वे सब धातुप्रतिमाओंको छोड़कर प्रायः पीछेके हैं। उपर्युक्त लखोसे स्पष्ट है कि इस मन्दिरजीके मूलनायकजी आदि सूरतसे लाये गये वे खरतरगच्छाचार्योंके प्रतिष्ठित है और मन्दिर निर्माणके अनन्तर भी वहां जो प्रतिष्ठा आदि कार्य हुए उनकी हकीकत शेष लेखोंसे मिलना संभव है।



# શ્રી જૈન સત્ય પ્રકાશ

## અંગે સૂચના



### યોજના

૧. શ્રી. જૈનધર્મ સત્ય પ્રકાશક સમિતિ દ્વારા 'શ્રી. જૈન સત્ય પ્રકાશ' માસિક ૧૯ વર્ષ થયાં પ્રગટ કરવામાં આવે છે.

૨. એ સમિતિના આજીવન સંરક્ષક તરીકે રૂા. ૫૦૦) આ૦ દાતા તરીકે રૂા. ૨૦૦) આ૦ સદસ્ય તરીકે રૂા. ૧૦૧) રાખવામાં આવેલા છે. આ રીતે મદદ આપનારને કાયમને માટે માસિક મોકલવામાં આવે છે.

### વિનંતિ

૧. પૂજ્ય આચાર્યાદિ મુનિવરો ચતુર્માસનુ સ્થળ નક્કી થતાં અને શેષ કાળમાં જ્યાં વિહરતા હોય એ સ્થળનું સરનામું માસિક પ્રગટ થાય એના ૧૫ દિવસ અગાઉ મોકલતા રહે અને તે તે સ્થળે આ માસિકના પ્રચાર માટે ગ્રાહકો બનાવવાનો ઉપદેશ આપતા રહે એવી વિનતિ છે.

૨. તે તે સ્થળોમાંથી મળી આવતાં પ્રાચીન અવશેષો કે ઐતિહાસિક માહિતીની સૂચના આપવા વિનંતિ છે.

૩. જૈનધર્મ ઉપર આક્ષેપાત્મક લેખો આદિની સામગ્રી અને માહિતી આપતા રહે એવી વિનતિ છે.

### ગ્રાહકોને સૂચના

૧ "શ્રી જૈન સત્ય પ્રકાશ" માસિક પ્રત્યેક અંગ્રેજી મહિનાની ૧૫મી તારીખે પ્રગટ થાય છે.

૨. આ માસિકનું વાર્ષિક લવાજમ રૂા. ૩) ત્રણ રૂપિયા રાખવામાં આવ્યું છે.

૩. માસિક વી. પી. થી ન મંગાવતાં લવાજમના રૂા. ૩) મનીઑર્ડરદ્વારા મોકલી આપવાથી અનુકૂળતા રહેશે.

૪. આ માસિકનું નવું વર્ષ દિવાળીથી શરૂ થાય છે. પરંતુ ગ્રાહક ગમે તે અંકથી બની શકાય.

૫. ગ્રાહકોને અંક મોકલવાની પૂરી સાવચેતી રાખવા છતાં અંક ન મળે તો સ્થાનિક પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી અમને સૂચના આપવી.

૬. સરનામુ બદલાવવાની સૂચના ઓછામા ઓછા ૧૦ દિવસ અગાઉ આપવી જરૂરી છે.

### લેખકોને સૂચના

૧. લેખો કાગળની એક તરફ વાંચી શકાય તેવી રીતે શાહીથી લખી મોકલવા.

૨. લેખો ટૂંકા, મુદ્દાસર અને વ્યક્તિગત ટીકાત્મક ન હોવા જોઈએ.

૩. લેખો પ્રગટ કરવા ન કરવા અને તેમાં પત્રની નીતિને અનુસરીને સુધારોવધારો કરવાનો હક તંત્રી આધીન છે.

મુદ્રક : ગોવિંદલાલ જગશીભાઈ શાહ, શ્રી શારદા મુદ્રણાલય, પાનકોર નાકા, અમદાવાદ.
પ્રકાશક : ચીમનલાલ ગોકળદાસ શાહ.
શ્રી જૈનધર્મ સત્ય પ્રકાશક સમિતિ કાર્યાલય. જેશિંગભાઈની વાડી. ઘીકાંટા રોડ-અમદાવાદ.

ચારિત્ર

જ્ઞાન

દર્શન

# શ્રી જૈન સત્ય પ્રકાશ



વર્ષ : ૨૧ : અંક : ૯
ક્રમાંક : ૨૪૯

# વિષય-દર્શન





## નિવેદન

**ગત વર્ષમાં** શ્રી જૈન ધર્મ સત્ય પ્રકાશક સમિતિની આર્થિક સ્થિતિ વિશે અમે કરેલાં નિવેદનોથી ‘જૈન સત્ય પ્રકાશ’ પ્રત્યે સહાનુભૂતિ અને અભિરુચિ રાખનારા સજ્જનોએ સારી મદદ કરી હતી, પરંતુ તે મદદ એકાદ વર્ષ માટે પણ પૂરતી ન હતી. સમિતિના વાર્ષિક ખર્ચને પહોંચી વળવા માટે અમારે આ ટાણે-વર્ષ દરમિયાન ફરીથી મદદ માટે ટેલ નાખવી પડે છે. અમારી કાર્યવાહક સમિતિ આ માસિક પત્રને ટકાવવા માટે પ્રયત્નશીલ છે, પણ શ્રી સંઘની મદદ વિના એકલે હાથે પત્ર ગતિ લંબાવી ન શકે. આથી અમે શ્રી સંઘને વિનંતિ કરીએ કે, તેઓ શ્રી મુનિસંમેલનના આ સંભારણાને—શ્રી સંઘના કીર્તિસ્તંભને ટકાવી રાખવા પ્રયત્નશીલ બનશે એવી અમે આશા રાખીએ છીએ.

—સંપા૦

### પૂજ્ય મુનિરાજોને

પૂજ્ય આચાર્યાદિ મુનિવરો પોતાનાં સરનામાં કાર્યાલયમાં લખી મોકલે એવી વિનંતિ કરીએ છીએ. **વ્યવ૦**



॥ ॐ अर्हम् ॥

अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक

मुनिसम्मेलन संस्थापित

श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र

जेशिंगभाईनी वाडी : घीकांटा रोड : अमदावाद (गुजरात)

તંત્રી . ચીમનલાલ ગોકળદાસ શાહ

| | | |
|---|---|---|
| वर्ष : २१ | વિક્રમ સં. ૨૦૧૨ : વીર નિ. સં. ૨૪૮૧ : ઈ. સ ૧૯૫૬ | क्रमांक |
| अंक : ९ | જેઠ સુદ ૭ શુક્રવાર : ૧૫ જુન | २४९ |


# શ્રમણ-જીવનનું ધ્યેય

**ભ**ગવાન મહાવીર મહાન આદર્શના પ્રતીક છે મહાવ્રતોની અખંડ સાધનાથી તેઓએ જીવનનો બુદ્ધિગમ્ય માર્ગ નક્કી કર્યો અને સ્થૂળ જડ શરીરથી ઊંચે ઊઠીને ભાવોના શાશ્વત વિજયનો નવો ગજ એમણે સ્થાપિત કર્યો ઉચ્ચ અનન્ત જીવનને માટે મન, વાણી અને કર્મની સાધના કોઈ વ્યક્તિ કેટલી હદે કરી શકે, એનું ઉદાહરણ તીર્થંકર મહાવીરનું જીવન હતું. એ મહાન ધર્મ-સમુદ્રનાં મેઘ-જળ ઘણા લાંબા વખત સુધી વરસતાં રહ્યાં છે ભવિષ્યમાં પણ એ અમૃત-જળનું દરેક વ્યક્તિના જીવનમાં સિંચન થઈ શકે એ માટે એ જરૂરી છે કે આપણે એ આદર્શને આપણા જીવનમાં યથાશક્તિ ઉતારવાનો પ્રયત્ન કરીએ. આપણા સદાચારરૂપી શીતળ પવનને મેળવીને જ ધર્મનું દિવ્ય જળ આકાશમાંથી ધરતી ઉપર આવ્યા કરે છે. અવ્યક્ત ધર્મતત્ત્વને જીવનમાં વ્યક્ત બનાવી લેવુ એ જ માનવીનું મોટું કૌશલ છે.

× × × ×

જ્ઞાતપુત્ર મહાવીરને શ્રમણધર્મા કહેવામાં આવ્યા છે પ્રાચીન ભારતીય શ્રમણ-ધર્મની વાસ્તવિક પરંપરા જેવી મહાવીરના સાધના-પ્રધાન ધર્મમાં સચવાયેલી મળે છે એવી બીજે નથી મળતી. પણ આ ‘શ્રમ’નો અર્થ વ્યાપક છે. શરીરનો શ્રમ એ શ્રમ છે બુદ્ધિનો શ્રમ એ પરિશ્રમ છે. આત્માનો શ્રમ આશ્રમ છે. **एकतः श्रमः श्रमः। परितः श्रमः परिश्रमः। आ समन्तात् श्रमः आश्रमः।** એકમાં—જે શરીરમાત્રથી અધૂરો કે અવયવથી શ્રમ કરવામાં આવે છે, તે શ્રમ છે એકમાં—જે મન અને શરીરની સંયુક્ત શક્તિથી પૂરો શ્રમ કરવામાં આવે છે, એ પરિશ્રમ છે અને સહુ કોઈ પ્રત્યે ચોમેર પ્રસરવાવાળો જે શ્રમભાવ છે તે આશ્રમ કહેવાય છે માણસો આ ત્રણ પ્રકારના થાય છે : જેઓ કેવળ શ્રમિક છે તેઓ સંકુચિત, જડભાવને પામેલાં, દુઃખી અને કલાન્ત રહે છે જેઓ પોતાના ક્ષેત્રમાં જાગ્રત એવાં શરીર અને બુદ્ધિથી સતત પ્રયત્નશીલ રહે છે તેઓ બીજી વધારે ઊંચી કક્ષાના જીવો છે તેઓ પોતે સુખી હોવા છતા સ્વાર્થમગ્ન હોય છે પણ ત્રીજી સૌથી ઊંચી કક્ષાના જીવો તેઓ

[ જુઓ અનુસંધાન પાનું ૧૭૮ ]

## वैशालीमें प्राकृत विद्यापीठके शिलान्यासके समय

# राष्ट्रपतिजीका भाषण

ભગવાન મહાવીરના ગત જન્મ કલ્યાણકના દિવસે, સં. ૨૦૧૨ના ચૈત્ર સુદિ ૧૩, તા ૨૩-૪-૧૯૫૬ ને સોમવારના રોજ બિહારમાં વૈશાલીમા પ્રાકૃત વિદ્યાપીઠનો શિલારોપણવિધિ રાષ્ટ્રપતિ ડૉ રાજેન્દ્રપ્રસાદજીને હાથે થયો. આ પ્રસંગે રાષ્ટ્રપતિજીએ આપેલ ભાષણનું ઐતિહાસિક તેમજ દસ્તાવેજી મૂલ્ય હોવાથી એ આખું ભાષણ અહીં રજૂ કરીએ છીએ.

—તંત્રી

यह विहारका सौभाग्य है कि उसका अतीत प्राचीन भारतके इतिहासकी पृष्ठभूमि है। इतिहासकालीन भारतके जीवनको समझनेके लिए विहारको समझना आवश्यक है। हमारे गौरवमय अतीतसे सम्बन्धित जितने भी प्रमुख स्थल विहारमें है, वैशाली निस्संदेह उनमेंसे एक है। यह नगरी लिच्छिवियों और बज्जियोंके गणराज्यकी राजधानी थी। प्राचीनकालमें गणराज्य अथवा प्रजातंत्रका यह स्थान प्रसिद्ध केन्द्र था। एक समय था जब इस भूमिमें किसी राजाका शासन नहीं था, जनताके सात हज़ारसे अधिक प्रतिनिधि सारा राजकाज चलाते थे और न्यायका विधान इतना सुन्दर था कि स्वयं भगवान बुद्धने अपने मुखसे उसकी प्रशंसा की थी। निश्चय ही लोकशासनकी सारी चेतना यहां मूर्तरूपसे देखी जाती थी।

इसके अतिरिक्त वैशाली भगवान महावीरकी जन्मभूमि है और भगवान बुद्धको भी बहुत प्रिय थी। स्वयं बुद्ध भगवानने इस स्थानको बार-बार अपनी चरण-रज देकर पावन बनाया था और इसकी सभाकी देवताओकी सभासे तुलना की थी। वैशालीसे जो सद्‌विचारधारा प्रवाहित हुई उससे समस्त भारत ही नहीं वल्कि एशियाके निकटवर्ती देश भी लाभान्वित हुए। इसलिए वैशालीका स्थान हमारे प्राचीन इतिहासमें महत्त्वपूर्ण है। मै समझता हूं प्राकृत अनुसन्धानशालाके लिए यह स्थान ही सबसे अधिक उपयुक्त है। हमारे सांस्कृतिक जीवनमें और इतिहासके अध्ययनमें यह अनुसन्धानशाला एक बहुत बड़े अभावकी पूर्ति करेगी।

इस अनुसन्धानशालामें जैन साहित्य और प्राकृत ग्रन्थोंके सम्बन्धमें अनुसन्धान और अध्ययनकी व्यवस्था होगी। संस्कृतिकी दृष्टिसे ही नहीं, भारतीय इतिहास और चिन्तनकी दृष्टिसे भी, इस दिशामें प्रयासका विशेप महत्त्व है। चार वर्ष हुए दिल्लीमें प्राकृत ग्रन्थोंके प्रकाशनके लिए प्राकृत ग्रन्थ परिषद्‌की स्थापना हुई थी। मै समझता हूँ उस परिपदका कार्यक्षेत्र इतना विस्तृत नहीं कि वह प्रस्तावित अनुसन्धानशाला द्वारा किए जाने वाले इतना कार्यका भार भी संभाल सके।

प्राकृत ग्रन्थ परिषदसे मेरा सम्बन्ध सौभाग्यसे उसी समयसे है जब उसकी स्थापना हुई थी। प्राकृत भाषामें लिखित ग्रन्थोकी खोज और टीका सहित उनके प्रकाशनके सम्बन्धमें मेरा सदा यह विचार रहा है कि यह कार्य इतिहास, साहित्य और संस्कृतिकी दृष्टिसे अत्यन्त आवश्यक है। गत तीस चालीस वर्षोंसे ही इतिहासवेत्ताओं और जैन आचार्योंका इस ओर विशेष ध्यान गया है, परन्तु यह कार्य नियमित रूपसे हाल ही में आरम्भ किया जा सका है। प्राकृत अनुसन्धानशालामें जो उच्च कोटिका कार्य और अनुसन्धान किया जायेगा उससे प्राकृत ग्रन्थ परिषद्के कार्यको पथ-प्रदर्शन और हर प्रकारकी सहायता प्राप्त होगी।

आज वैशालीमें बैठ कर यह कल्पना करना भी कठिन जान पड़ता है कि ढाई हजार वर्ष पहले यह नगरी एक सम्पन्न और प्रभावशाली गणराज्यकी राजधानी थी। विभिन्न भाषाओंमें लिखे ग्रन्थो, स्तूपो आदि पर अंकित शिलालेखोसे ही इस धारणाकी पुष्टि नहीं होती, बल्कि धीरे धीरे जैसे लुप्त ग्रन्थोंकी खोज होती जा रही है इस सम्बन्धमें हमारी जानकारीमें वृद्धि होती जा रही है। वैशाली, जो भगवान महावीरकी जन्मभूमि थी और सदियो तक उनके मतावलम्बियो तथा अनुयायियोकी धार्मिक और साहित्यिक गतिविधियोका केन्द्र रही, आज जीर्ण-शीर्ण अवस्थामें हमारे सामने है। परन्तु ढाई हजार वर्षकी उथल-पुथलके बाद भारतमें फिर गणराज्यकी स्थापना हुई है। आज इस यशस्वी भूमिके रजकणसे हमें उत्प्रेरणा मिलती है। यह स्वाभाविक है कि प्राचीन इतिहासके जानकार वैशालीके प्रति श्रद्धांजलि भेंट करें और उन ऊंचे आदर्शोंको जीवनमें फिरसे उतारनेका प्रयत्न करें जो, बौद्ध तथा जैन विचारधाराके अनुसार, वैशालीके नागरिकोंका पथ-प्रदर्शन करते थे।

वैशाली जिस राज्यकी राजधानी थी वह यद्यपि देश भरमें प्रभावशाली था पर बहुत बड़ा राज्य नहीं था। प्राचीनकालमें वह देशके हृदयके समान था। यहांके गणराज्यकी ख्याति चारों ओर फैली हुई थी और यहांकी परम्पराओं तथा विचारधाराने दूरस्थित प्रदेशोको प्रभावित किया था। यहांके जैन और बौद्ध आचार्य, जो अपनी भ्रमणशीलताके लिए विख्यात थे, देशके सभी भागोमें घूमते थे और बुद्ध तथा महावीरके उपदेशोका प्रचार करते थे। भारतमें ही नहीं, तिब्बत, नैपाल, ईरान, इंडोनेशिया, अफगानिस्तान आदि एशियाके दूसरे देशोंसे भी इन लोगोंका सम्पर्क था।

उस समय देशमें संस्कृतके अतिरिक्त दो और भाषाये प्रचलित थीं, पाली और प्राकृत। महात्मा बुद्ध और उनके अनुयायियोने अधिकतर पालीको प्रश्रय दिया, और महावीर स्वामी तथा उनके मतावलम्बियोने प्राकृतको अपनाया। इन दोनो मतोके आचार्यों और अनुयायियोंने कालान्तरमें जो कुछ लिखा वह अधिकतर पाली और प्राकृतमें ही उपलब्ध है। सौभाग्यसे पाली भाषाके क्षेत्रमें बहुत कुछ काम हो चुका है जिसके फलस्वरूप प्राचीन-कालीन

भारतकी राजनीतिक और सामाजिक स्थितिके सम्बन्धमें हमारी जानकारीमें काफी वृद्धि हुई है। सौ वर्षके करीब हुए जब भारतीय और विदेशी विद्वानोके सहयोगसे पाली ग्रन्थ परिषद्को स्थापना हुई थी इस परिषदने अनेको ग्रन्थोका सम्पादन कर उन्हें प्रकाशित किया है, किन्तु दुर्भाग्यवश प्राकृतके सम्बन्धमें यह बात नहीं कही जा सकती। किन्ही कारणोसे हमारा ध्यान उस ओर अधिक नही गया है और विदेशी विद्वानोने भी प्राकृत साहित्यके महत्वको बीसवीं सदीके आरम्भमें ही समझा है। यह बतानेकी मैं आवश्यकता नहीं समझता कि किन कारणसे प्राकृतके क्षेत्रमें उतना कार्य नही किया जा सका जितना पाली साहित्यके सम्बन्धमें किया जा चुका है। यही कह देना पर्याप्त होगा कि इस अभावको दूर करना और देशभरमें बिखरे हुए प्राकृत ग्रन्थोंको प्राप्त कर, सम्पादनके बाद उन्हें प्रकाशित करना, प्राकृत अनुसन्धानशाला तथा ग्रन्थ परिषद्का उद्देश्य होगा।

प्राकृत साहित्यके महत्व और उसकी विशालताके सम्बन्धमें दो शब्द कह देना आवश्यक जान पड़ता है। जहां पाली साहित्यकी परम्परा अधिकसे अधिक सात शताब्दियो तक चली, वहां प्राकृतकी परम्पराकी अवधि करीब पन्द्रह शताब्दियो तक चलती रही। भाषा-विज्ञानकी दृष्टिसे यह कहा जा सकता है कि इण्डो-आर्यन परिवारकी भारतीय भाषाओका पालीकी अपेक्षा प्राकृतसे कही अधिक निकटका सम्बन्ध है। वास्तवमें इस देशकी आधुनिक भाषायें पूर्व मध्य युगमें प्रचलित विभिन्न प्राकृतो तथा अपभ्रंशकी ही उत्तराधिकारिणी है। हिन्दी, बंगला, मराठी आदि किसी भी भाषाको लिजिए, उसका विकास किसी न किसी प्राकृतसे ही हुआ है। विकास कालमें कुछ ऐसे ग्रन्थोकी रचना भी हुई जिनका वर्गीकरण निहायत कठिन है, अर्थात् जिनके सम्बन्धमें सहसा यह कह देना कि उनकी भाषा प्राकृत है अथवा किसी आधुनिक भाषाका पुराना रूप, आसान काम नहीं। इस दृष्टिसे देखा जाए तो आधुनिक भाषाओकी उत्पत्ति और पूर्ण विकास समझनेके लिए प्राकृत साहित्यका सम्यक्ज्ञान आवश्यक है।

अपनी परम्पराके अनुसार जैन आचार्य एक स्थानमें तीन चार महीनोसे अधिक नहीं ठहरते थे और बराबर भ्रमण करते रहते थे। उन्होने जो उपदेश दिये और जिन ग्रन्थोकी रचना की वे देश भरमें बिखरे पड़े है। सौभाग्यसे उनमेंसे अधिकांश हस्तलिखित आलेखोंके रूपमें भण्डारोंमें आज भी सुरक्षित हैं। ये ग्रन्थ सौराष्ट्र-गुजरात, राजस्थान, कर्नाटकमें और उत्तर तथा पूर्वमें अनेक स्थानोंमें पाए गए हैं। इन सबको एकत्र करना और आवश्यक अनुसन्धानके बाद आधुनिक ढंगसे उनके प्रकाशनकी व्यवस्था करना एक आवश्यक कार्य है।

जैन आचार्यो और विद्वानोकी एक और विशेषता उनकी रचनाओकी व्यापकता है। प्रायः सभीकी भाषा प्राकृत है, परन्तु उनकी साहित्यिक परिधि महावीर स्वामीके उपदेश और धार्मिक विषयोके विवेचन तक ही सीमित नहीं। जैन श्रमणोने लोकभाषाको साहित्यका वाहन

बनाया था। उन युगोकी देशकी लोकभाषा प्राकृत थी। इस कारण प्राकृत भापामें आज विपुल साहित्य मिल रहा है, शिलालेख मिल रहे हैं, सिक्के मिल रहे हैं। सुनते है कि इस भाषामें छोटे बड़े, प्रत्येक विषयके मिलाकर एक हजारके करीब ग्रन्थ है जिनमें महावीरके उपदेश सम्बन्धी धार्मिक ग्रन्थसूत्र, नियुक्तियां, चूर्णियां, भाष्य, महाभाष्य, टीका आदिके ३०० से ३५० ग्रन्थ हैं। धार्मिक साहित्यके अतिरिक्त लौकिक साहित्य भी, जैसे काव्य, छन्द, नाटक, कोष, गणित, मुद्राशास्त्र, रत्नपरीक्षाशास्त्र, ऋतुविज्ञान, जातीयविज्ञान, भूगोल, ज्योतिष, शिल्प-कहानियां, चरित्र, कथानक, प्रवासकथा आदि मानवजीवनसे संबन्ध रखनेवाले सभी विषयों पर उत्तम उत्तम ग्रन्थ जैन श्रमणोने प्राकृत भापामें लिखे है, और जो भी उन्होने लिखा, बड़ी बारीक छानबीनके साथ विस्तारसे लिखा है।

इस व्यापकताके कारण जैन साहित्य अथवा प्राकृत साहित्यका महत्व और भी बढ जाता है। जैसा मैंने अभी कहा, ईससे पूर्व सातवीं शताव्दीसे लेकर इधर आठवीं शताव्दी तक प्राकृतमें ग्रन्थोकी रचना होती रही। हमारे इतिहासके इस महत्वपूर्ण कालमें देशके विभिन्न भागोमें जो राजनीतिक तथा सामाजिक स्थिति रही है, उस पर इस साहित्य द्वारा काफी प्रकाश पड़ता है। प्राकृत साहित्यका अधिकांश भाग अभी भी इतिहासके साधारण विद्यार्थीकी पहुंचसे बाहर है और हमारी साहित्य-सम्बन्धी धारणायें प्राकृत साहित्यमें दिए गए तथ्यों और विवरणोंसे अभी प्रभावित नहीं हो पाई हैं। इस बातसे आशा होती है कि भारतके साहित्यमें जो सबसे अधिक अन्धकारमय काल है, अर्थात् जिस कालके सम्बन्धमें हमारी जानकारी बहुत कम है अथवा अधिकतर अटकल पर आधारित है, उस कालके सम्बन्धमें प्राकृत साहित्यसे प्रकाश पा, संभव है, हमारे इतिहासकी अनेको गुत्थियां सुलझ जाएं और टूटी हुई शृंखलायें जुड़ जाएं।

इन सभी दृष्टियोंसे प्राकृत साहित्यकी खोज तथा अवलोकन और प्राकृत ग्रन्थोके प्रकाशनका महत्व असाधारण है। भारतीय विद्वानोके अतिरिक्त डा० शूब्रिग आदि विदेशी विद्वानोका भी यही मत है। उनका कहना है कि प्राकृत साहित्यका पूर्ण ज्ञान प्राप्त किए बिना भारतके साहित्यका हमारा ज्ञान सदा अधूरा रहेगा। यदि स्वाधीन होनेके बाद भी हम प्राकृतके लुप्त और विस्मृतप्राय ग्रन्थोकी पूरी खोज कर, उन्हे साधारण ज्ञानकी सरितामें न मिला सकें, तो यह आश्चर्य ही नहीं लज्जाकी बात होगी।

भगवान महावीरके सन्देश और उनके लौकिक जीवनके सम्बन्धमें अधिक से अधिक जानकारी प्राप्त करनेका भी हमारे लिए ही नहीं समस्त संसारके लिए विशेप महत्व है। 'अहिंसा परमो धर्मः'का सन्देश उनकी अनुभूति और तपश्चर्याका परिणाम था। महावीरके जीवनसे मालूम होता है कि कठिन तपस्या करनेके बाद भी वे शुष्क तापसी अथवा प्राणियोके

हित-अहितसे उदासीन नहीं हो गए थे। दूसरोंके प्रति उनकी आत्मा स्नेहार्द्र और सहृदय रही। इसी सहानुभूतिपूर्ण स्वभावके कारण जीवोके सुख-दुखके बारेमें उन्होने गहराईसे सोचा है और इस विषयमें सोचते हुए ही वे वनस्पतिके जीवो तक पहुंचे है। उनकी सूक्ष्म दृष्टि और बहुमूल्य अनुभव, जिसके आधार पर वे अहिंसाके आदर्श पर पहुंचे, साधारण जिज्ञासाका ही विषय न रह कर वैज्ञानिक अध्ययन तथा अनुसंधानका विषय होना चाहिये।

भगवान महावीरके जीवनसे एक और तत्व हमें ग्रहण करना चाहिये, वह है उनकी समन्वय-दृष्टि। अपने विचारोंको उदार रख दूसरोंको सहानुभूतिपूर्वक उनकी दृष्टिसे समझनेकी क्षमता और अपनेमें मिलानेकी शक्ति ही समन्वय-दृष्टि है। महावीरकी समन्वयात्मक दृष्टि भारतीय धर्म तथा दर्शनशास्त्रके लिए बहुत बड़ी देन है। इस सिद्धान्तकी गहराई और इसके उच्च व्यावहारिक पहलूको हम महावीरके जीवनसे ही समझ सकते है।

इन सभी कारणोसे मै समझता हूँ वैशालीमें प्राकृत अनुसन्धानशालाको स्थापना बहुत ही सामयिक है। मै आशा करता हूँ कि यहां जो अध्ययन होगा और जो खोज की जाएगी, उसके परिणाम–स्वरूप जहां भारतीय इतिहासकी टूटी हुई शृङ्खलाओके जुड़नेकी आशा है, वहां हम एक अत्यन्त प्रतापी और यशस्वी विभूतिकी जीवनकथा तथा विचारधाराका पूर्ण ज्ञान प्राप्त कर अपने आपको कृतकृत्य कर सकेंगे। मुझे विश्वास है कि यह प्राकृत अनुसन्धान-शाला, जिसके शिलान्यासका दायित्व आपने मुझे सौंपनेकी कृपा की है शीघ्र ही बनकर तैयार हो जाएगी। मुझे इसमें सन्देह नहीं कि कालान्तरमें इस शालाके कारण वैशाली फिर विद्या और संस्कृतिका केन्द्र बन जाएगी। बिहार सरकार और दूसरे जिन लोगोने इस अनुसन्धानकी स्थापनामें आर्थिक तथा अन्य प्रकारकी सहायता की है, हमारे धन्यवादके अधिकारी हैं। आगे भी इस पुण्य कार्यमें सभीका पूर्ण सहयोग रहेगा, ऐसी मेरी आशा है।

---

[ અનુસંધાન પાના ૧૬૯નું ચાલુ ]

છે કે જેમના માનસ–કેન્દ્રનાં કિરણોનો પ્રકાશ આખી દુનિયામાં ફેલાય છે, અને જેમનો આત્મભાવ સહુનાં સુખ–દુ:ખને પોતાનાં બનાવી લે છે. એવી મહાનુભાવ વ્યક્તિઓ જ સાચા માનવી છે. તેઓ જ વિશ્વમાનવ, મહામાનવ કે શ્રેષ્ઠ માનવ બને છે. આવા ઉદાર માનવો જ સાચી શ્રમણપરંપરાના પ્રતિનિધિ અને પ્રવર્તક હતા. તેઓ કોઈ પોતાના સ્વાર્થ કે મર્યાદિત સ્વાર્થની પ્રાપ્તિ કે ભોગ મેળવવાની લાલચથી અરણ્યવાસ નહોતા કરતા; એ સુખ અને સ્વાર્થ તો એમને ગૃહસ્થ જીવનમાં પણ મળી શકતાં હતાં. સંયમદ્વારા અનંત સુખની પ્રાપ્તિ એ જ શ્રમણ જીવનનું ધ્યેય હતું, જેમાં બધી સંકુચિતતાઓ વિલય પામી જતી હતી.

—ડૉ. વાસુદેવશરણ અગ્રવાલ

(મહાવીરજન્મોત્સવસમારંભ વખતે વૈશાલીમાં આપેલ ભાષણમાંથી)

# અષ્ટાપદ તીર્થ-ઇતિહાસ

લેખક : પૂજ્ય મુનિરાજ શ્રીદર્શનવિજયજી (ત્રિપુટી) સરધના

[ ગતાંકથી ચાલુ ]

## કૈલાસ

'**કુલ્પ**'**માં** લખ્યુ છે કે ચક્રવર્તી સગર રાજાના મંત્રીએ રાજકુમારો પાસે અષ્ટાપદ-તીર્થનો ઇતિહાસ મૂક્યો. તે રાજકુમારોએ આ પવિત્ર સ્થાનની રક્ષા માટે અષ્ટાપદની ચારે બાજુ સમુદ્રના પાણીની નહેર લાવી ખાઈ બનાવી ત્યારથી આ પહાડ પાણીની વચ્ચે રહેલો છે. ( શ્લો૦ ૧૩, ૧૪, ૧૫. )

ભગવાન શ્રી અજિતનાથ બીજા તીર્થંકર છે તેઓના પિતા જિતશત્રુ અને કાકા સુમિત્રવિજય હતા. સુમિત્રવિજયનો પુત્ર ચક્રવર્તી સગર થયો અને સગર રાજાને જહ્નુ વગેરે ૬૦,૦૦૦ પુત્રો થયા આ રાજકુમારોએ મત્રી પાસેથી અષ્ટાપદનુ માહાત્મ્ય સાંભળ્યું. જહ્નુ કુમારે અષ્ટાપદની અને તે ઉપર પ્રતિષ્ઠિત કરેલ વિવિધ રત્નોની જિનવર પ્રતિમાઓ વગેરેની રક્ષા માટે ચારે તરફ ઊંડી ખાઈ બનાવી અને તેમા ગંગા નદીથી નહેર લાવી પાણી ભરી દીધું. આ વિશાળ ઘટનામાં સગર રાજાના ૬૦,૦૦૦ પુત્રો મરણ પામ્યા છે. રાજકુમાર જહ્નુ ગંગાની નહેર લાવ્યો એ નહેરનુ નામ જાહ્નવી પડયું. આવસ્સયણિજ્જુત્તી, ત્રિષષ્ઠી શ. પુ. ચરિત્ર પર્વ રજું વગેરેમા આનુ વિસ્તૃત વર્ણન છે. પ્રો. હેલ્મથ વોન ગ્લાઝેનયે જૈનિઝમ પૃ. ૨૭૭–૨૭૮ માં અંગ્રેજીમા આનું વર્ણન આપ્યું છે. પુરાણ તથા ભાગવતમાં પણ ચક્રવર્તી સગરના ૬૦,૦૦૦ પુત્રોનું વર્ણન મળે છે

અષ્ટાપદની ચારે તરફ પાણી હતુ, તે સ્ફટિકનો પર્વત પાણીની વચમાં ખૂબ જ શોભતો હતો, અને તે દેવોની તેમજ અયોધ્યાની પ્રજાની ક્રીડાભૂમિ હતો. તેથી અષ્ટાપદનું બીજુ નામ કૈલાસ પડયું છે[૭]

આ શ્રી. વિમલસૂરિનું પઉમચરિય ઉદ્દેશ ૧, ગા૦ ૫૭, પૃ૦ ૧૯, ઉ૦ ૧૦, ગા૦ ૫૭, પૃ૦ ૫૬, દિ૦ આ૦ જિનસેનનુ હરિવંશ પુરાણ ભા૦ ૧, સર્ગ, ૧૨ શ્લો૦ ૮૦, સર્ગ–૧૩, શ્લો૦ ૬, ૨૬ થી ૨૯ (પૃષ્ઠ ૨૨૪, ૨૨૫, ૨૨૬ ) ત્રિષષ્ઠી૦ ચરિત્ર પર્વ૦ ૭, સર્ગ ૨,

---

૭ કૈલાસ—પાણીમાં દીપતો પહાડ, સ્ફટિક જેવો સફેદ, કેલિસ્થાન ( વાચસ્પતિ ), કૈલાસ નામનો દેવ ( ઠાણુગસૂત્ત ૪, ૫, સૂરપણ્ણત્તી ૯૨ ગ ), રાહુના મડળની નવમી કાળી રેખા ( સૂરપણ્ણત્તીસૂત્ત પ્ર૦ ૧૦, ૨૦,) તેલનુ કુડાળુ ( નિરયાવલીસૂત્ત વર્ગ. ૩ ) સાકેત નગરનો ગૃહપતિ, જે ભગવાન શ્રી મહાવીરસ્વામીની પાસે દીક્ષા સ્વીકારી ૧૨ વર્ષ સુધી મુનિજીવન પાળી વિપુલાચલમાં મોક્ષે ગયો ( ઉત્તરાજ્ઝયણ સૂત્ત અ૦ ૮, ૯ અન્તગડદસા વર્ગ ૬ઠ્ઠો અ૦ ૭ મુ )

के-जले, लासो-लसन दीप्तिरस्य। अलुक् समास । कैलास-स्फटिकः तस्येव शुभ्र अण्। केलीनां समुहः अण् कैलम्, तेनास्यतेऽत्र, आस-आधारे घञ् वा ॥ शिवकुवेरयो स्थाने, पर्वतभेदे।

—( वाचस्पति-कोश, ८ । १ । १४८

શ્રી ઠાણુગસુત્ત ૪/૨/....—પાઈય લચ્છી નામમાલા-૫, વગેરેમાં અષ્ટાપદને કૈલાસ તરીકે ઓળખાવ્યો છે[૮]

ભાગવત, શિવપુરાણ, સેતુબંધ આશ્વાસક-૬ શ્લો૦ ૭૩ (નિર્ણયસાગર પ્રેસ-મુંબઈ) માં કૈલાસના ઉલ્લેખો છે. શિવપુરાણમા તો ભ૦ ઋષભદેવને જ શિવ તરીકે અને અષ્ટાપદને કૈલાસ તરીકે બતાવ્યા છે[૯]

**દમયંતીનું રત્નતિલક**

કલ્પમાં વર્ણન છે કે—દમયતીએ પૂર્વ ભવમાં અહી શ્રીજિનવરની પ્રતિમાઓને રત્નતિલક ચડાવ્યા, તેથી તે ભાલમા ચમકનાં તેજને પામી (શ્લો૦ ૧૬)

નળદમયંતીની કથાનો સાર આ પ્રમાણે છે.

ભારતમાં અષ્ટાપદગિરિની પાસે **સંગર** નગરમાં **મમ્મણ** રાજા હતો, તેને **વીરમતી** રાણી હતી. તેઓ અવારનવાર અષ્ટાપદતીર્થની યાત્રાએ જતા હતા રાણી વીરમતીએ તપનાં ઉજમણામા અષ્ટાપદ ઉપર જઈ પ્રભુનો અભિષેક, વિલેપન, અગ્રપૂજા કરી ૨૪ તીર્થંકરોની પ્રતિમાના ભાલે રત્નજડિત સોનાના તિલક ચડાવ્યાં, અને યાત્રાએ પધારેલ ચારણ મુનિઓને દાન આપ્યુ તે મમ્મણ તથા વીરમતી મરીને બીજા ભવમા પહેલા દેવલોકમાં દેવ-દેવી બન્યા, ત્રીજા ભવમા બહલીદેશના પોતનપુરમા આભીર કુલમા **ધન્નો** અને તેની પત્ની **ધૂસરી** બન્યાં. ધન્નો પ્રતિદિન જગલમાં જઈ પોતાની ભેંસોને ચરાવતો હતો, તે ચોમાસું આવતાં પોતાની સાથે છત્રી લઈ જવા લાગ્યો. એક દિવસે ત્યાં જંગલમા એક મુનિજી ધ્યાનમાં ઊભા હતા અને ૭ દિવસ સુધી ધોધમાર વરસાદ પડયો ધન્નાએ ત્યાં જઈ ઉપર છત્રી ધરી વરસાદના પરિષહથી ગુરુજીની રક્ષા કરી અને વરસાદ રહી જતાં તેણે ગુરુજીને ગામમાં લઈ જઈ દૂધવડે

---

૮. इत्थं कृत्वा समर्थं भवजलधिजलोत्तारणे भावतीर्थं ।
कल्पातस्थायिभूय त्रिभुवन हितकृत् क्षेत्रतीर्थं च कर्तुम् ॥
स्वाभाव्यादारुरोह श्रमणगणसुर व्रात सपूज्यपादः ।
कैलासाख्य महीध्र निषधमिव वृषादित्य इद्ध प्रभाढ्य ॥
सर्ग० १२ श्लो० ८०

शैल वृषभसेनाद्यै. कैलासमधिरुह्य स ।
शेषकर्मक्षयान्मोक्ष-मते प्राप्त सुरैस्तुत ॥ स० १३ श्लो० ६ ॥
कृताष्टापदकैलासा, दण्डरत्नेन ते क्षितिं ।
भिदाना. कुपितेनामी, नागराजेन भस्मिता. ॥ १३ । २९ ॥
(દિ૦ આ૦ જિનસેનસૂરિનુ હરિવંશ પુરાણ ખ. ૧, પૃ ૨૨૪, ૨૨૫, ૨૨૬)

ओयारिय विमाण, पेच्छइ कइलासपव्वय रम्म ।
दुरुन्नयसिहरोह, मेह पिव सामलायारम् ॥ ९७॥
—(નાગેન્દ્રગચ્છના આ૦ વિમલસૂરિનું પઉમચરિય ઉદ્દેશ ૧૦, સં. ૫૩૦)

૯. कैलासे पर्वते रम्ये, वृषभोऽय जिनेश्वर ।
चकार स्यावतार, सर्वज्ञ सर्वगः शिव ।
—શિવપુરાણ

૭ દિવસના ઉપવાસનું પારણું કરાવ્યું પછી તે ધન્ના તથા ધૂસરીએ તેઓની પાસે શ્રાવકનાં વ્રત સ્વીકાર્યાં તે બન્ને ત્યાંથી મરી ચોથા ભવમાં યુગલિક થયા. પાંચમા ભવમાં પહેલા દેવલોકમાં **ખીર** ડિડિમ તથા **ખીર** ડિંડિરા નામે દેવ-દેવી થયાં છઠ્ઠા ભવમાં તેઓ **નળ-દમયંતી** થયાં નળરાજાએ પૂર્વ ભવમાં કરેલ દાન તથા પાળેલ વ્રતના પ્રભાવે રાજ્ય મળ્યુ. તેણે એક મુનિને એક વાર ૧૨ ઘડી સુધી દુઃખ આપ્યું હતુ તેથી તે ૧૨ વર્ષ સુધી રાજભ્રષ્ટ બન્યો.

રાણી દમયતી પણ વ્રતપાલનથી રાણી બની તેણે પૂર્વભવમાં તપસ્યા કરી હતી અને તીર્થંકરોને તિલક ચડાવ્યાં હતા તેથી તે આ ભવમાં બીજાથી ગાંજી ન જાય એવી પ્રભાવશાળી બની તેના કપાળમાં તેજ.પૂજ ચમકતો હતો. અંતે નળ તથા દમયતીએ પુષ્કલકુમારને રાજ્ય આપી આ૦ **જિનભદ્ર**સૂરિ પાસે દીક્ષા અંગીકાર કરી વગેરે.

આ૦ માણેકયસૂરિનુ નલાયન, આ૦ હેમચદ્રસૂરિનુ ત્રિષષ્ઠી શ પુ ચરિત્ર પર્વ-૭ અને આ૦ સોમપ્રભસૂરિ નો સં. ૧૨૪૧માં બનેલ ‘ કુમારપાલ પડિબોહો ’માં નળનુ વિસ્તૃત ચરિત્ર મળે છે.[૧૦]

**રાવણની યાત્રા**

કલ્પમા ઉલ્લેખ છે કે, અષ્ટાપદ ગિરિ ઉપર ધ્યાન કરતા બળવાન તપસ્વી વાલી મુનિએ કોપ કરી રાજારાવણને ભાડમાં ચાંપ્યો અને રાડ પાડતો કરી મૂકયો તથા એ રાવણે અષ્ટાપદ તીર્થમાં હાથની નસથી બનાવેલ વીણા વગાડી જિનભક્તિ મહોત્સવ કર્યો હતો. અને ધરણેંદ્ર પાસેથી અમોઘ વિજયાશક્તિ પ્રાપ્ત કરી હતી. (શ્લો ૧૭-૧૮)

આ. વિમલસૂરિનું પઉમચરિયં, દિ આ રવિષેણનું રામાયણ (સં. ૭૯૫) દિ આ. જિનસેનનું હરિવંશ પુરાણ, ક સ આ હેમચદ્રસૂરિનું ત્રિષષ્ઠી શ પુ. ચરિત્ર પર્વ-૭ વગેરેમાં રામ-રાવણનું વિસ્તૃત જીવનચરિત્ર છે. તેનો ટૂંકો સાર આ પ્રમાણે છે.

ભારતના દક્ષિણ પ્રદેશમાં રક્ષ નામે રાજા હતો. તેનો પુત્ર રાક્ષસ તરીકે ઓળખાયો તેનો કુમારભુક્તિનો પ્રદેશ તે રાક્ષસદ્વીપ તરીકે જાહેર થયો પ્રાચ્ય વિદ્વાનો ભારતની દક્ષિણે સમુદ્રમા રહેલ જાવા અને સુમાત્રા વગેરે પ્રદેશને રાક્ષસદ્વીપ તરીકે ઓળખાવે છે. આ દ્વીપમાં સુમાલીના પુત્ર રાજા રાજશ્રવાને રાવણ, કુંભકરણ, વિભીષણ અને શર્પનખા એમ ૪ સતાન થયાં. રાવણે લંકાને પોતાની રાજધાનીનું શહેર બનાવ્યુ. ખરી રીતે જોઈએ તો આ દરેક રાજાઓ રાક્ષસ નથી, કિન્તુ રાક્ષસ દ્વીપના મનુષ્યો છે. તેઓ જૈન હતા રાજા રાવણ એ પ્રતિવાસુદેવ

---

[૧૦] उवरि निवेसिय माणिक्क मणहरे कणगणिम्मिए तिलए ।
चउवीस जिण पडिमाओ-जुग्गे कारवइ वीरमई ॥
अन्नदिणे अट्ठावय गिरिम्मि गतु इमा सपरिवारा ।
पूज कुणइ जिणाण, ण्हवण-विलेवण-बलि-प्पमुह ॥
जिणपडिमाण णिडालेसु ताइ तिलयाइ ठविइ सतीए ।
तप्पुन्न पायवस्स, व जाइ वियरति कुसुमाइ ॥

× × × ×

एसा वि दमयती, तद्धम्मफलेण तुह पिया जाया ।
केण विअगजियप्पा, विशेस तव-तिलयदाणेहिं ॥
--( આ૦ સોમપ્રભસૂરિનો કુમારપાલ પડિબોહો )

હતો દશ ભેજાં જેટલું કામ આપે એવો બુદ્ધિવાન, વિચક્ષણ, ગુણવાન અને ધર્મપ્રેમી હતો. તે ઉત્તમ કોટિનો રાજા હતો તે યજ્ઞહિંસાને માનનો ન હતો. તે મહાત્મા હતો, પણ તેણે ભૂલ એ કરી કે સીતાજીનું હરણ કર્યું, જો કે તે તેને અડચો સુદ્ધાં નથી, તેણે બલાત્કાર પણ કર્યો નથી. પરંતુ પરસ્ત્રીહરણની દુર્બુદ્ધિ એ જ તેના ધાર્મિક જીવનમાં કાળો ધબ્બો છે.

પરિણામે " કાંકરી ઘડો ફોડે " એ ન્યાયે તે વાસુદેવના હાથે માર્યો ગયો અને લોકમાં નિંદાપાત્ર બન્યો. તેના જીવનમાં આ સિવાય બીજી કોઈ ત્રુટી મળતી નથી.

મહર્ષિ વાલ્મિકીજીએ પુરુષોત્તમ રામચંદ્રજીનું ઉદાત્ત ચરિત્ર આપ્યું છે, જેમાં તેમની બન્ને બાજુઓ વર્ણવી છે, તેમજ રાજા રાવણને ધર્માત્મા, મહાત્મા, પુરાણ ધર્મને પાળનાર; રાજધર્મનો પાલનહાર બતાવ્યો છે. મહાકવિ તુલસીદાસે પુરુષોત્તમ રામચંદ્રજીની અવતારરૂપે ઉત્તમતા જ રજૂ કરી છે બન્ને રામાયણોમાં રાજા રાવણને દશ માથાવાળો અને રાક્ષસ કુળનો બતાવ્યો છે. એટલે અસલી રામાયણના અભ્યાસીઓ રાવણને એક વિચક્ષણ રાજવી તરીકે અને મહાત્મા તરીકે જ સ્વીકારે છે[૧૧]

આ. વિમલસૂરિ જણાવે છે કે, રાવણ જૈન હતો. તે નિત્યાલોક નગરમાં ત્યાંની રાજ-કુમારી રત્નાવલીને પરણવા માટે જતો હતો. તેનું વિમાન અષ્ટાપદ પહાડ ઉપરથી પસાર થતાં રસ્તામાં એકાએક થંભી ગયું. નીચે એક શિલા ઉપર કિષ્કિંધા નગરીનો રાજા વાલી મુનિ બની, તપસ્યાથી અવધિજ્ઞાન મેળવી, ધ્યાનમસ્ત ઊભો હતો. વિમાન તેની ઉપર આવી જતાં થંભી ગયું હતું. રાવણ વિમાનથી ઊતરી પહાડ ઉપર ચડી ઉક્ત સ્થાને આવી ઊભો. તેણે વાલી મુનિને જોયા, પરંતુ તેના દિલમાં તે મુનિને જોતાં જ દ્વેષભાવ ઊભરાયો. રાવણે તે મુનિને મારી નાખવા તે ધ્યાનશિલા વાળી ટેકરી નીચે પેસી તેને ઉછાળી દેવા પ્રયત્ન કર્યો. મુનિજી અવધિ જ્ઞાનવાળા હતા. તેમણે રાવણની દુષ્ટ ભાવના પામી જઈ તે શિલાને તપોબળવાળા પગવડે ચાપી, પરિણામે રાજા રાવણ નીચે એવો ભીંસાઈ ગયો કે ચીસ પાડવા લાગ્યો અને જિનપ્રતિમાનું શરણ લઈ જીવતો છૂટચો.[૧૨]

---

૧૧. વિશેષ માટે જુઓ, ગો૦ તુલસીદાસ વાશિષ્ઠ કમાલિયાનો "મહાત્મા રાવણ" લેખ (માધુરી વ૦ ૧૦, ખ૦ ૨, પૃ૦ ૫૪૫)

૧૨ विज्जाहरमणुआण, कन्नाओ रूवजोव्वण धरीओ ।
"अक्कमिय विक्कमेण" परिणेइ दसाणणो ताओ ॥५१॥
णिच्चालोए णयरे, णिच्चालोअस्स खेचरिन्दस्स ।
रयणावली त्ति, दुहिया, सिरिदेवी–गब्भसभूआ ॥५२॥
ताए विवाह हेउ, पुप्फविमाण–ठ्ठियस्स गगणतले ।
वच्चतस्स णिरुद्धं, जाण अठ्ठावयस्सुवरिं ॥५३॥
ओयरिय विमाण, पेच्छइ कइलास पव्वय रम्म ।
दुरुन्नय सिहरोह, मेह पिव सामलायार ॥५७॥
अवयणो दहवयणो, अह पेच्छइ साहव तहिं वाली ।
झाणपइठ्ठियभाव, आयावन्त सिलावट्टे ॥६१॥
समरिय पुव्व वेरं० ॥६३॥

રાજા રાવણે ૧૮ વર્ષમા પૃથ્વીને જીતી લીધી. તે તથા રાણી મદોદરી અવારનવાર અષ્ટાપદ તીર્થની યાત્રાએ આવતા હતા.[૧૩]

એક વાર રાવણ અને મદોદરી અષ્ટાપદ તીર્થની યાત્રાએ આવ્યા હતા તેઓએ પ્રભુની સામે નાટકપૂજા શરૂ કરી રાજા રાવણ સારંગી વગાડતો હતો, રાણી મદોદરી નાચી રહી હતી. ગાન, તાલ અને તાનનો એકરગ જામ્યો હતો, એવામા સારગીની એક તાંત તૂટી ગઈ. રાવણે જોયું કે, ભક્તિરસ જામ્યો છે, સારગીનો સૂર બધ થતા બધુય બધ થઈ જશે તે શરીરશાસ્ત્રનો નિષ્ણાત હતો તેણે એક તરફ સારગીનો સૂર અતૂટ રાખ્યો અને બીજી તરફ તુરત જ પોતાના હાથમાથી એક નસ ખેચી લઈ તેની તાત બનાવી તેને સારગીમાં ગોઠવી દીધી. પરંતુ સારંગીના સૂરમા જરાય ઝોક આવવા દીધો નહી નાટકમા સૌ મત્રમુગ્ધ હતા. ઘણા જ આનદ સાથે નાટક સમાપ્ત થયુ. ત્યાર બાદ સૌએ જાણ્યુ કે રાજા રાવણે ભક્તિ-રસમાં પોતાના શરીરની મમતા કરી નથી, તેણે દેહભાન ભૂલી પ્રભુનુ તાન સાધ્યુ છે. રાવણે આ ભક્તિના પ્રભાવે દર્શનશુદ્ધિ સાચવી **તીર્થંકર**ગોત્ર નામકર્મ બાધ્યુ છે. તે ત્રીજા ભવમાં ૧૭૦ ક્ષેત્રો પૈકી એક સ્થાનમા તીર્થકર થશે.

રાજા રાવણને અહી ધરણેદ્રે વિજયા નામની અમોઘ શક્તિ આપી હતી

રાવણ અષ્ટાપદની યાત્રાએ આવતો હતો તેની સાક્ષીરૂપે આજે ત્યા રાક્ષસતાલ (તલાવ) અને જૈન ટૂક વિદ્યમાન છે, જેનો પરિચય આગલા પ્રકરણમા આપવામા આવશે.

[ અપૂર્ણ ]

---

कत्तो पव्वज्जाते ? कत्तो तवसजमो सुचिण्णोवि ।
ज वहसि रागदोसं, तेण विहत्य तुमे सव्वं ॥६५॥
फेडेमि गारवं ते, एय चिय पव्वय तुमेसमेय ।
उम्मूलिऊण सयल, धत्तामि लहु सलिलनाहे ॥६६।
काऊण घोर रूव, रुट्ठो सभरिय सव्व विज्जाओ ।
अह पव्वयस्स हेठा–भूमि मेत्तु चिय पविट्ठो ॥६७।
परमावहीए भवय, **वाली** नीऊण गिरिवरुद्धरण ।
**अणुकंपं** पडिवन्नो, भरहकयाण जिणहराण ॥७४॥
( આ વિમલસૂરિનુ પઉમચરિયં ઉ० ૧, પૃ० ૫૫–૫૬ )

૧૩ लकाहिवो पुहवी, जिणिऊण ठारसेसु वरिसेसु ।
जिणचेइय पूयत्थं, अट्ठावय पव्वय पत्तो ॥३६॥
काऊण जिणहराण पूय कुसुमेहिं जलयथलयेहिं ।
वदइ पहिट्ठमणसो, दहवयणो पत्थिव समग्गो ॥३७॥
—पउमचरियं



# અષ્ટ-મંગલ-ચિત્ર-સ્તવ

લેખક: પ્રો. હીરાલાલ ર. કાપડિયા એમ. એ

જૈન તેમ જ બૌદ્ધધર્મમા મૈત્રી, પ્રમોદ, કારુણ્ય અને માધ્યસ્થ્ય એ ચાર ભાવનાઓનુ નિરુપણ છે. એમા પ્રમોદથી સામી–અન્ય વ્યક્તિના ગુણ જોઈ રાજી થવાની વાત છે. ગુણીજનોનુ સન્માન કરવાનો એક માર્ગ તે એમના વાસ્તવિક ગુણોનુ કીર્તન કરવુ તે છે. અનેક જૈન મુનિવરોએ અને કેટલાક ગૃહસ્થોએ—શ્રાવકોએ એક યા બીજા તીર્થંકરના—સર્વાશે વીતરાગ અને સર્વજ્ઞ એવા પરમાત્માના અસાધારણ ગુણોનો બોધ કરાવનારી સ્તુતિ રચી છે. આ જાતનુ સાહિત્ય પુષ્કળ પ્રમાણમા સર્જાયુ છે, પરતુ એનો બહુ જ થોડો ભાગ સચવાઈ રહ્યો છે, અને તેમ થવામા કાળની વિષમતા, પ્રમાદ, અજ્ઞાન, ઉપેક્ષા વગેરે કારણરૂપ છે. આજ જે સ્તુતિ, સ્તોત્રો, સ્તવો મળે છે તેમાના કેટલાક સ્તોત્રો અર્થગૌરવથી તો કેટલાક પદ-લાલિત્યથી તો કેટલાક વિવિધ અલકારોથી શોભે છે પ્રસ્તુતમા હુ શબ્દાલકારના એ પ્રકાર-રૂપ 'ચિત્ર' અલકારથી વિભૂષિત સ્તોત્રો વિષે થોડુક કહીશ.

આજથી ચાલીસેક વર્ષ ઉપર મે જૈન સાહિત્ય અને તત્ત્વજ્ઞાનનો રીતસરનો અભ્યાસ શરૂ કર્યો ત્યારપછી ટૂક સમયમા ચિત્ર–કાવ્યો તરફ મારુ લક્ષ્ય ખેચાયુ. ઈ. સ. ૧૯૩૫ મા મારો એક સચિત્ર[1] લેખ "ભાડારકર પ્રાચ્યવિદ્યા સશોધન મદિર"ના સામયિક (Vol. XVII, pr. 1)મા છપાયો ત્યારથી ચિત્ર–કાવ્યો પ્રત્યેનુ મારુ આકર્ષણ વધતુ ગયુ.

પાચેક વર્ષ ઉપર અહી (સુરતમા) પન્યાસ શ્રી. ધુરધરવિજયજીના મુખે મને એ જાણવા મળ્યુ કે **પ્રબોધ–ટીકા**ના રચનાર શ્રી ધીરજલાલ **અજિય-સંતિ-થય** કેટલાક બધોથી વિભૂષિત હોવાનુ માને છે. આગળ જતા 'પ્રબોધ–ટીકા"ના ત્રીજા ભાગમા આને અગે આઠ ચિત્રો જોતા એ ચકાસી જોવાનુ મને મન થયુ, કેમકે એ શાને આધારે અપાયા છે ઇત્યાદિ બાબતોનો એમા ઉલ્લેખ ન હતો. આવી મે જાતજાતના ચિત્ર–કાવ્યોનો વિશિષ્ટ અભ્યાસ શરૂ કર્યો અને એના ફળ રૂપે 'Illustrations of Letter–diagrams' (આકાર–ચિત્રોના ઉદાહરણો) નામનો વિસ્તૃત લેખ તૈયાર કર્યો. એ સચિત્ર સ્વરૂપે ત્રણ હપ્તે પ્રકાશિત કરવા માટે મુબઈ વિદ્યાપીઠના સામયિકના તત્રીમડળે હા પાડી અને અત્યાર સુધીમા એના બે હપ્તા પ્રકાશિત થયા છે.

ચિત્ર–કાવ્યોને અગે અને ખાસ કરીને ચક્ર–બધ વિષે મારો એક લેખ, મે રચેલા ચક્ર–બધથી વિભૂષિત ગુજરાતી પદ્ય સહિત અખડ આનદના વિ. સ. ૨૦૧૦ ના દીપોત્સવી અક (વર્ષ ૮, અક ૧)મા છપાયો છે. ચિત્ર–કાવ્યોને અગેનો મારો વિસ્તૃત અને સમીક્ષાત્મક નિબધ મે ગુજરાતીમા જે ત્રણેક વર્ષથી લખવા માડ્યો છે તે હવે લગભગ પૂરો થવા આવ્યો છે. પ્રકાશન માટે વ્યવસ્થા થતા એ છપાશે

ચિત્ર-સ્તવમા જાતજાતના બધોને સ્થાન અપાય છે. જેમકે જિનપ્રભસૂરિએ મહાવીર

---

૧. આ લેખમાં જિનવલ્લભસૂરિકૃત સંઘપટ્ટકનુ ૩૮મુ પદ્ય છ આરાના ચક્ર તરીકે રજૂ કરાયુ છે.

સ્વામીની સ્તુતિરૂપે જે ૨૭ પદ્યનો [2]**ચિત્રસ્તવ** રચ્યો છે તેમા નિમ્નલિખિત આકાર-ચિત્રો—બધો એમણે રજૂ કર્યા છે. મુરજ, ખડ્ગ, મુસલ, ત્રિશૂલ, હલ, ધનુષ્ય, શર, શક્તિ, કમલ, [3]બીજપૂર (બીજોરુ), હાર, ચક્ર અને ચામર કુલમંડનસૂરિએ પણ ચક્ર, મુસલ, શૂલ, શંખ, શ્રીકરી, ચામર, હલ, (હળ), ભલ્લ (ભાલો), ધનુષ્ય, ખડ્ગ, શક્તિ, છત્ર, કલશ, કમલ, શર, ત્રિશૂલ અને વજ્ર એમ વિવિધ બંધોથી—આકાર–ચિત્રથી અલંકૃત [4]**વીરસ્તવ** નામનો ચિત્ર-સ્તવ રચ્યો છે.

હંસરાજગણિએ ૧૧ પદ્યમા રચેલી [5]**વરકાણાપાર્શ્વસ્તુતિ** વિવિધ ચિત્રોથી વિભૂષિત છે એમ મે સાભળ્યુ છે શુ આ સ્તુતિ આકાર–ચિત્રથી અલંકૃત છે?

આમ જાતજાતના ચિત્ર–સ્તવો છે, પરંતુ આઠ મંગળરૂપ બધાથી વિભૂષિત અને ઉપ-લબ્ધ એવા ચિત્ર–સ્તવ તરીકે તો **ચન્દ્રપ્રભજિનસ્તવન**નો જ અત્યારે તો ઉલ્લેખ થઈ શકે તેમ છે. આની બે પત્રપૂરતી કાગળ ઉપર વિ સં ૧૫૧૨ મા સૂર્યપુરમા (સુરત)મા લખાયેલી અને આઠે મંગળના ચિત્રોથી શોભતી હાથપોથી મને વિદ્વદ્વલ્લભ મુનિશ્રી પુણ્યવિજયજીએ તા, ૨૪–૩–૫૫ ના રોજ અમદાવાદમા બતાવી હતી અને એનો ઉપયોગ કરવા અનુજ્ઞા આપી હતી આ હાથપોથી હેમચૂલા નામની ગણિનીની પાસે રહેનારી શાન્તિમાલા નામની મુનિની (સાધ્વી)ના પઠનાર્થે લખાવાઈ હતી, એમ એની નિમ્નલિખિત પુષ્પિકા જોતા જણાય છે–

"संवत् १५१२ वर्षे आ० वदि १ शुक्र प्र० हेमचूलागणिनी समीपस्थ शांतिमाला-मुनिनीपठनार्थं लिखितं ॥ श्रीसूर्यपुरे ॥ शुभं ...... ॥

આ હાથપોથીનું માપ ૧૦·૭"×૪·૪" ઇંચ છે. એમાં દસ પદ્યો પત્રની એક બાજુ ઉપર સુંદર અને મોટા અક્ષરે લખાયેલા છે, જ્યારે એની પાછલી બાજુ ઉપર મંગલ–કલશ, શ્રીવત્સ અને નન્દ્યાવર્ત એમ આઠ મંગળો પૈકી ત્રણનાં ચિત્રો અપાયા છે. એની જોડેના પત્ર ઉપર દર્પણ, ભદ્રાસન, શરાવ–સંપુટ, મત્સ્ય–યુગલ અને સ્વસ્તિક એમ પાંચ મંગળના રંગબેરંગી ચિત્રો છે, જ્યારે એની પાછલી બાજુ કોરી છે.

આ હાથપોથીની જમણી અને ડાબી બાજુના ભાગ ખંડિત છે એને લઈને દસ પદ્યો પૈકી છેલ્લા પાચ પદ્યોના કોઈ કોઈ અક્ષર જતા રહ્યા છે ચિત્રો પૈકી પણ દર્પણ, સ્વસ્તિક, મંગલ–કળશ અને નન્દ્યાવર્તના ચિત્રો ખંડિત છે, પરંતુ આ લખાણ અને ચિત્રો ખંડિત હોવા છતાં બંનેનો એક સાથે વિચાર કરવાથી બંનેનો (દસમા પદ્ય સિવાયનાનો) ઉદ્ધાર થઈ શકે તેમ છે અને મે મારા અંગ્રેજી લેખ માટે તેમ કર્યું પણ છે. એ લેખમા મે નીચે મુજબના દસ પદ્યો રજૂ કર્યા છે અને તેમ કરતી વેળા મે યોજેલા ભાગ કૌસમા મૂક્યા છે, જેથી મે જે ઉમેરા કર્યા છે તે જણાઈ આવે:

---

૨. આ કૃતિ **જૈન સ્તોત્ર સમુચ્ચય** (પૃ. ૯૨–૯૭)મા ટિપ્પનક સહીત છપાવાઈ છે.

૩. આ ચિત્ર કેમ દોરવુ તે જાણવુ બાકી રહે છે.

૪ આ સ્તવ **જૈન સ્તોત્ર સમુચ્ચય** (પૃ ૮૭-૯૧)મા ટિપ્પનક સહિત છપાવાયો છે.

૫ આ કૃતિ અમદાવાદથી **જિનેન્દ્રનમસ્કારાદિસંગ્રહ**માં છપાવાઈ છે, પણ એ મારા જોવામા આવી નથી.

" वन्दे रुचा तर्जित चन्द्रकान्ति "
चन्द्राङ्कितं दत्तजगत्सुशान्तिम् ।
नरामराधीश्वरक्लृप्तसेवं
सदैव चन्द्रप्रभचारुदेवम् ॥ १ ॥ —દર્પણ.

मद्रक्षमाऽऽरामघनाघनाभं
मायातमा सूर्यसमं वराभम् ।
भक्त्या प्रभो ! लाभकरं निकामं
त्वां नौमि नित्यं जितवामकामम् ॥ २ ॥ —ભદ્રાસન.

चन्द्रातपप्रायसुकीर्तिराभं
चन्द्राननं सारगुणाभिरामम् ।
य स्तौति चन्द्रप्रभमस्तमारं
यमी स आप्नोति भवाब्धिपारम् ॥ ३ ॥ —સરાવ-સંપુટ.

प्रमादभूमीधरवज्रधारं
संसारपाथोनिधिकर्णधारम् ।
गुणावलीकाञ्चननिर्जरागं
चन्द्रप्रभं नौमि निरस्तरागम् ॥ ४ ॥ —મત્સ્ય-યુગલ.

समस्तसन्मानसराजहंसं
संहं जरामृत्युहरप्रशंसम् ।
त्वामस्तदोषं भजतेऽतिशान्तं
तं शान्तितेजो वृणुते प्रशस्तम् ॥ ५ ॥ —કલશ.

सम्यग्(क्) तव श्रीपद ! दृष्टविज्ञां
सङ्घप्रधानः कुरुते प्रशंसाम् ।
समश्नुतेऽगन्वरशर्मसारं
सर्वोत्तरं सूरिमतं स भूरि ॥ ६ ॥ —ગુરુનામગર્ભિત સ્વસ્તિક.

लसत्कान्तिदेहं क्षमावासगेहं
सदा दुःखदाहक्षतावम्बुवाहम्
हतप्राज्यमोहं कृतक्रोधद्रोहं
कुकर्मेभसिंहं जिनेशं भजेऽहम् ॥ ७ ॥ —શ્રીવત્સ.

नव्यं मुक्तिपदं(दराम)तनुदं दत्तोल्लसत्सम्पदं
भव्यं व्यक्तरवं वरामृतसुवं वर्यक्षमाभूधवम् ।
नन्द्यानन्दमयं यमोत्तमलयं य प्रास्तनानाशयं
विज्ञा ज्ञानधरं रसासुखकरं रम्यं नमन्त्यादरम् ॥ ८ ॥

नम्रानेकसुरं रमाकुलगृहं हंसप्रभाभास्वरं
नित्यं त्यक्तमदं दयाल्यवसुधाधाराधरामं प्रभुम् ।
नन्द्यावर्तलसत्समुद्रसहितातात्राभचञ्चत्पदं
नत्वा त्वां जनसंसदीहितमतं तत्त्वं समासादते ॥ ९ ॥

इत्थं दर्पणमुख्यमं(गललस)च्चित्रस्तवेनाऽमुना
श्रीचन्द्रप्रभतीर्थपो भुवि भवत्प्रौढप्रभावाद्भुतः ।
शिष्येण प्रभुरत्नसिंहसुगुरोर्भक्त्या मुदा संस्तुतो
दद्या(न्मङ्गलमा)लिकां स भविनां श्रीज्ञानसत्सागरः ॥१०॥

આ પદ્યોનો કોઈએ ગુજરાતીમાં અનુવાદ કર્યાનું જાણવામાં નથી એટલે હું એનો ભાવાત્મક અનુવાદ કરું છું. અને એમાં કોઈ ક્ષતિ જણાય તો તે સૂચવવા તજ્જ્ઞોને વિનવું છું:—

જેણે પ્રભા વડે ચન્દ્રની કાંતિનો તિરસ્કાર કર્યો છે, જે ચન્દ્ર(ના લાંછન)વડે અંકિત છે, જેણે જગતને ખૂબ શાંતિ અર્પી છે અને જેની સેવા નરેશ્વરોએ અને ઇન્દ્રોએ કરી છે એવા **ચન્દ્રપ્રભ** (નામના) મનોહર દેવને હુ સદા નમન કરુ છુ ૧

આનંદ અથવા મંગળ અને ક્ષમારૂપ ઉદ્યાનને (પલ્લવિત કરવામાં) મેઘ સમાન, માયારૂપી રાત્રિ(નો નાશ કરવામાં) સૂર્યના જેવા ઉત્તમ પ્રભાવાળા, લાભ કરનારા અને અધમ કામ (દેવ)ને જેણે જીત્યો છે એવા તને હે પ્રભુ ! હુ ભક્તિ વડે નિત્ય અતિશય નમુ છુ ૨

ચન્દ્રપ્રભા (ચાંદની)ના જેવી (ઉજ્જ્વળ) સુકીર્તિ વડે મનોહર, ચન્દ્રના જેવા વદનવાળા, ઉત્તમ ગુણો વડે સુશોભિત, અને જેણે મારને (કામદેવને) પરાસ્ત કર્યો છે એવા **ચન્દ્રપ્રભની** સ્તુતિ જે સયમી કરે છે તે સંસારરૂપ સમુદ્રનો પાર પામે છે ૩

પ્રમાદરૂપ પર્વતને (ભેદવામાં) વજ્રની ધાર જેવા, સસારરૂપ સમુદ્રને વિષે સુકાની સમાન, ગુણોની શ્રેણીરૂપ સુવર્ણ (અર્પવામા) સુરગિરિ (મેરુ)ના સમાન અને જેણે રાગનુ નિરસન કર્યું છે એવા **ચન્દ્રપ્રભને** હું સ્તવુ છું ૪

સમગ્ર શુભ માનસ પ્રત્યે રાજહંસ જેવા, (દુષ્કૃત્યોના) રૂડી રીતે ત્યાગી, ઘડપણ અને મરણને હણનારા હોઈ પ્રશસા પામેલા અને જેણે દોષનો નાશ કર્યો છે એવા, અને અસત શાત એવા તને જે ભજે છે તેને પ્રશસ્ત શાંતિનુ તેજ વરે છે.૫

હે લક્ષ્મીના સ્થાન ! સધના જે મુખી વિદ્વાનોને આનંદ પમાડનારી એવી તારી પ્રશંસા રૂડી રીતે કરે છે તેને સર્વોત્તમ, સૂરિઓને માન્ય અને પુષ્કળ એવા શાશ્વત સુખનો સાર સાંપડે છે.૬

દીપતી કાંતિથી યુક્ત શરીરવાળા, ક્ષમાને રહેવા માટેના ગૃહ સમાન, દુ ખના દાહનો ક્ષય ( કરવા ) વિષે સદા મેઘના જેવા, જેણે પુષ્કળ મોહને હણ્યો છે એવા, જેણે ક્રોધનો દ્રોહ કર્યો છે એવા અને દુષ્કૃત્યરૂપ હાથીને (મારવામાં) સિંહ જેવા જિનેશ્વરને હુ સેવું છું ૭

નવીન, મોક્ષના સ્થાનરૂપ, ભય અને રોગને પાતળા કરનારા, જેણે ઉલ્લાસ પામતી સંપત્તિને આપી છે એવા, ભવ્ય, સ્પષ્ટ ધ્વનિવાળા, ઉત્તમ અમૃતને જન્મ આપનારા, શ્રેષ્ઠ ક્ષમારૂપી પૃથ્વીના સ્વામી, મગળ અને આનદમય, યમોનો ઉત્તમ લય જેને વિષે છે એવા, જેણે વિવિધ આશયોને ( વિકલ્પોને ) પરાસ્ત કર્યા છે એવા, જ્ઞાનના ધારક, પૃથ્વીને સુખી કરનારા, રમ્ય, જેને અનેક સુરોએ નમસ્કાર કર્યો છે એવા જે લક્ષ્મીના કુલગૃહ (પિયર) છે, જે હસના જેવી કાંતિથી દેદીપ્યમાન, નિત્ય, મદથી યુક્ત તેમજ દયા નામની પૃથ્વીને વિષે મેઘસમાન છે અને જેનાં ચરણ નન્દ્યાવર્ત વડે શોભતાં, મુદ્રા સહિત, હિતકારી અને લાલ તેમજ ચપળ છે એવા, જેને વિદ્વાનો આદર પૂર્વક નમે છે તે તને નમીને તેઓ મનુષ્યોની સભામાં વાંછિત અને માન્ય તત્ત્વને પામે છે.૮–૯

આ ચિત્રસ્તવ વડે, સુગુરુ રત્નસિંહના શિષ્ય દ્વારા ભક્તિ અને આનંદપૂર્વક સ્તવાયેલા, પૃથ્વી ઉપર વિદ્યમાન અને પ્રૌઢ પ્રભાવ વડે અદ્‌ભુત, લક્ષ્મી અને જ્ઞાનના શુભ સાગર સમાન એ શ્રીચન્દ્રપ્રભ તીર્થંકર પ્રભુ ભવ્ય ( જનો ) ને મંગળની માળા અર્પો.૧૦

જેમ છઠ્ઠા પદ્યમાં જ્ઞાનસાગરનું નામ છે તેમ દસમામાં પણ છે. હાથપોથીમાં કર્તા તરીકે ઉદયમાણિક્ય ગણિનો ઉલ્લેખ છે. એ રીતે એમના બે ગુરુ ગણાય, જ્ઞાનસાગર અને રત્નસિંહ.

ઉદય માણિક્ય એવું નામ ગર્ભિત રીતે આ ચિત્રસ્તવમા ગુંથાયેલું જણાતું નથી. આ મુનિવરે કોઈ કૃતિ રચી હોય તો તે જાણવામાં નથી.

---

[ અનુસંધાન પૃષ્ઠ ૧૮૮ થી ચાલુ ]

(૧) આ. ગુણકીર્તિ અને (૨) આ ધનપ્રભ થયા.

૪૯ આ૦ ગુણકીર્તિ–વાચનાચાર્ય ગુણકીર્તિએ કાલિકાચાર્ય કથાની રચના કરી છે. ૫૦. આ૦ દયાનદ તેમની પાટે આ ભાવચદ્ર, આ. મનકચદ થયા છે. ૫૧ આ ભાવચંદ (સ ૧૫૮૩), ૫૨ આ. કર્મસાગર, ૫૩ આ જ્ઞાનસાગર તેમના સમયમા કવિ સારંગ થયા છે ( સ. ૧૬૩૯ થી ૧૬૭૮ )

મડાહડા ગચ્છની ઉપર મુજબ ત્રણ પટ્ટાવલીઓ સમજી શકાય છે આ સિવાય એ ગચ્છના આચાર્યોનાં છૂટાં છૂટા નામો પણ મળે છે તેઓની પરપરા આ ત્રણ પટ્ટાવલીની છે કે આનાથી ભિન્ન કોઈ ચોથી પટ્ટાવલીની છે તે જાણવાનુ બાકી રહે છે

આ પરપરા ઉપરથી સ્પષ્ટ છે કે—મડાહડા ગચ્છ નવાંગી વૃત્તિકાર આ શ્રી અભયદેવસૂરિની પરંપરા છે અને તે મડાર ગામમાંથી નીકળ્યો છે.

# કર્મમીમાંસા

[ લેખાંક અગિયારમો ]

લેખક : માસ્તર ખુબચંદ કેશવલાલ, સિરોહી ( રાજસ્થાન )



**ક્ષયોપશમ** ચાર ઘાતી કર્મનો થાય. જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને અંતરાય એ ચારે ઘાતી કર્મો વડે આત્માના અનંતજ્ઞાન, અનંતદર્શન, અનંતચારિત્ર અને અનંતવીર્ય એ ચારે ગુણો આવરાયેલા છે. એ ચારે ગુણો પ્રગટ થયા પછી અવ્યાબાધ, અક્ષયસ્થિતિ, અરૂપીપણુ અને અગુરુલઘુ એ ચારે ગુણોની પ્રાપ્તિ થવી સહજ છે. એટલે ક્ષયોપશમ ચાર ઘાતી કર્મનો સાધવો જોઈએ. એ ચારે કર્મનો ક્ષયોપશમ સાધવા માટે જ્ઞાનાચાર, ચારિત્રાચાર, તપાચાર અને વીર્યાચાર એ આચારના ભેદોનુ જ્ઞાન સંપાદન કરી તે પાંચે આચારના ઉત્તરભેદોની આરાધનામાં ઉદ્યમી બનવુ જોઈએ. અને એ ભેદોનુ જેમાં આરાધન થતુ હોય તેવાં અનુષ્ઠાનોમા પ્રવૃત્તિ કરવાથી ચારે ઘાતી કર્મોનો ક્ષયોપશમ ક્રમેક્રમે વૃદ્ધિ પામ્યે છતે, અનંતજ્ઞાનાદિ ચાર ગુણો પ્રગટ થવા રૂપ ક્ષાયિક ભાવની પ્રાપ્તિ થાય છે.

અહી એટલુ તો ખાસ લક્ષમા રાખવુ જરૂરી છે કે પ્રશસ્ત ક્ષાયોપશમિક ભાવ જ ભાવની ક્ષાયિક પ્રાપ્તિરૂપ થાય છે. તે પ્રશસ્ત ક્ષાયોશમિક ભાવની શરૂઆત સમ્યગ્દર્શન ગુણના પ્રગટીકરણથી થાય છે. સમ્યગ્દર્શન ગુણ દર્શનમોહનીય કર્મના ક્ષય-ઉપશમ કે ક્ષયોપશમથી થાય છે. અન્ય કર્મનો ક્ષયોપશમ પણ દર્શનમોહનીય કર્મના ક્ષયોપશમનો મેળ તેની સાથે સધાય ત્યારે જ દરેક કર્મનો ક્ષયોપશમ પ્રશસ્ત ક્ષયોપશમ ભાવને પામે છે. દર્શનમોહનીયના ક્ષયોપશમ પછીથી ચારિત્રમોહનીયનો પણ સુંદર પ્રકારનો ક્ષાયોપશમ થાય. પ્રશસ્ત ક્ષાયોપશમિક ભાવની એ ઉચ્ચ કક્ષા છે.

પ્રશસ્ત ક્ષાયોપશમિક ભાવ વિના ઔદયિક ભાવની પણ કંઈ કિંમત નથી. ઔદયિક ભાવ તો સહેજે પ્રાપ્ત થાય એવો છે એવો ઔદયિક ભાવ આ જીવે સંસાર પરિભ્રમણમા કેટલીયે વાર પ્રાપ્ત કર્યો હશે સાથે ક્ષાયોપશમિક ભાવ પણ પ્રાપ્ત કર્યો હશે આજના વિજ્ઞાનકારોએ મનુષ્યભવ–ધન–ધાન્યાદિ ઔદયિક ભાવની સામગ્રી હોવા સાથે સાથે મતિજ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમ વડે અનેક શોધખોળોની પ્રાપ્તિ કરી, પણ દર્શનમોહનીય કર્મના ક્ષયોપશમ વિના તે ઔદયિક અને ક્ષાયોપશમિક ભાવની સાર્થકતા શી ? તેવાઓને તો ઔદયિક ભાવનાના જોરે ક્ષાયોપશમિક ભાવ પણ મલીન બનીને ઔદયિક ભાવને જ પુષ્ટ કરનારો બને છે. એટલે દર્શનમોહનીય કર્મના ક્ષાયોપશમ વિના ઔદયિક ભાવ કે અન્ય કર્મનો ક્ષાયોપશમિક ભાવ ક્ષાયિક ભાવની પ્રાપ્તિ રૂપ થતો જ નથી.

પ્રશસ્ત ક્ષાયોપશમિક ભાવ પ્રગટ કરવા માટે ઔદયિક ભાવનું જોર પહેલું હઠાવવું જોઈએ. ઔદયિક ભાવ ઉપર અંકુશ તો પ્રશસ્ત ક્ષાયોપશમિક ભાવ જ લાવી શકે છે. માટે ઔદાયિક ભાવની પરાધીનતામાંથી છૂટવાને માટે અને પ્રશસ્ત ક્ષાયોપશમિક ભાવની પ્રાપ્તિને અર્થે આત્માએ દર્શનમોહનીય અને ચારિત્રમોહનીયના ક્ષયોપશમ તરફ ખૂબ જ લક્ષ્યવાળા બનવું જોઈએ.

ઘણી વખત એવું પણ બને છે કે પ્રશસ્ત ક્ષાયોપશમિક ભાવ પામવાની તીવ્ર ભાવના હોવા છતાં પણ તદનુરૂપ અનુષ્ઠાનોમા પ્રવૃત્તિ થઈ શકતી નથી અને ઔદયિક ભાવના એટલી જોરદાર ન હોય તો પણ તદનરૂપ અનુષ્ઠાનોમાં જલદી પ્રવૃત્તિ થાય છે. એનુ કારણ એ છે કે ઔદયિક ભાવનાને વેગ આપે, તેની અનુસાર પ્રવૃત્તિ કરાવે, એવાં કર્મ આત્માને વળગેલાં છે. ત્યાં કર્મો જેમ સહાયક બને છે તેમ મોક્ષની સાધનામાં કર્મો અન્તરાય કરનારા પણ બને છે. મોક્ષની સાધના, ક્ષયોપશમની સાથે જ્યારે આત્માના પુરુષાર્થનો યોગ થાય છે ત્યારે થઈ શકે છે અને આત્માને પુરુષાર્થ કરવામાં ઉત્સાહિત બનતાં અટકાવે અને આત્માના પુરુષાર્થને તોડી પાડવાને માટે મથે, એવો પણ કર્મોદય હોઈ શકે છે. એમ છતાં પણ કર્મના જોરદાર ઉદયની સામે પણ આગળ ધપ્યે જવાનો પ્રયત્ન જારી રાખનારાઓ જરૂર ફાવી જાય છે.

કર્મના ઉદયને જાણીને વિચાર કરવો કે, ' આ જેમ જોર કરે, તેમ મારે આને તોડવાનો પ્રયત્ન કરવો ' એમ કરતાં પડી પણ જવાય, પાછા પણ પડાય પણ એનો પ્રયત્ન જારી રાખવો. કર્મનો ઉદય ગમે તેટલો જોરદાર હોય, તેમ છતા પણ જે આત્મા ધીરજથી પોતાના પુરુષાર્થને ચાલુ રાખે છે તે આત્મા જરૂર સફળતાને પ્રાપ્ત કરી શકે છે! મહેનત કરવા છતાંય તત્કાલ સફલતા ન મળે, એ બધું સંભવિત છે, પરન્તુ પ્રયત્ન જો બરાબર જારી રાખ્યો હોય તો ધ્યેય સિદ્ધ થયા વિના રહે જ નહિ જ્ઞાનાવરણીય કર્મના જોરદાર ઉદયમાં પણ એકધારો બાર વર્ષ સુધી પ્રયત્ન ચાલુ રાખનાર માષતુષ મુનિ અનન્ત જ્ઞાની બન્યા હતા. " મા રુષ, મા તુષ " એટલાં જ પદો રટવા છતાં, સ્મૃતિમા નહી રહેવાથી તેનુ રટણ બે-ચાર દહાડા, બે-ચાર મહિના, કે બે–ચાર વર્ષો સુધી નહી પણ બાર બાર વરસ સુધી ચાલુ રાખ્યું. માત્ર આટલાં જ પદોનું સતત રટણ કરવા છતાં યાદ નહીં રહેવાથી લોકો હાંસી કરવા લાગ્યા–નિન્દા કરવા લાગ્યા તોપણ મગજ ઉપરનો કાબૂ ગુમાવ્યો નહીં અને સમતારસમા લીન બની રટવાનો પ્રયત્ન ચાલુ રાખ્યો તો " મા રુષ, મા તુષ " એટલા પદોનુ જ્ઞાન તો શું, પરન્તુ એ મહામુનિને જગતમા જેટલા જીવ–અજીવાદિ પદાર્થો છે તેનું અને તેના સર્વ પર્યાયોનું પણ સર્વકાલીન જ્ઞાન થયું. બાકી જો એ વખતે પુરુષાર્થ કરવામા તેમને કંટાળો આવ્યો હોત અને જ્ઞાન પ્રત્યે જ જો દુર્ભાવ જાગ્યો હોત તો તેઓ કદાચ એથી પણ ઘોર પ્રકારના જ્ઞાનાવરણીય કર્મને ઉપાર્જન કરનારા બનત.

નન્દિષેણ મુનિએ વેશ્યાને ત્યાં રહ્યે રહ્યે પણ બાર વર્ષોમા પોતાના ચારિત્રમોહનીય કર્મને નિર્બલ બનાવી દેવાને માટે, રોજ દશ દશને પ્રતિબોધીને ત્યાગી બનાવવાનો ક્રમ જાળવી રાખ્યો હતો. એટલે જેમને પોતાનું કર્મ જોરદાર છે એમ લાગતુ હોય તેમણે પણ એ કર્મને નબળું પાડી દેવાના પ્રયત્ન કરવા જ જોઈએ પ્રયત્ન વિના સિદ્ધિ નથી.

શ્રી જિનેશ્વર દેવનુ વચન ભવિતવ્યતા, કાલ, નિયતિ અને કર્મ એ ચાર કારણો માટે આરિસા રૂપ છે તથા ઉદ્યમ માટે તો રણસિંહ રૂપ છે.



# મડાહડા ગચ્છ

લેખક : પૂજ્ય મુનિરાજ શ્રી. દર્શનવિજયજી (ત્રિપુટી), સરધના

[ ક્રમાંક ૨૪૩ માં પહેલો લેખ આવી ગયો છે, તેના અનુસંધાનમાં ]

આ૦ શ્રી વર્ધમાનસૂરિની પરંપરાના આચાર્યો ગ્રંથોમાં અને શિલાલેખોમાં પોતાને ચંદ્રકુલીન, બૃહદ્‌ગચ્છીય, સુવિહિત, સંવિગ્નવિહારી તથા શ્રીવર્ધમાનસૂરિસંતાનીય તરીકે ઓળખાવે છે. તેમની અનેક શિષ્યપરંપરાઓ મળે છે. કેટલીએક નીચે પ્રમાણે છે.

૩૬. આ૦ **વર્ધમાનસૂરિ** તેમની પાટે આ૦ જિનેશ્વરસૂરિ અને આ૦ શ્રીબુદ્ધિસાગર થયા.

૩૭. આ૦ **જિનેશ્વરસૂરિ** તેમની પાટે ત્રણ આચાર્યો થયા A આ૦ જિનચંદ્રસૂરિ, B આ૦ **અભય**દેવસૂરિ C આ૦ ધનેશ્વરસૂરિ૦ શ્રીજિનવલ્લભગણિ પણ તેમના શિષ્ય હતા *

આ ત્રણે આચાર્યોની શિષ્યપરંપરા આ રીતે મળે છે.

A ૩૮. આ૦ જિનચંદ્રસૂરિ (સં૦ ૧૧૨૫) ૩૯ આ૦ આમ્રદેવસૂરિ (સં૦ ૧૧૯૦). ૪૦. આ૦ વિજયસેન, આ૦ નેમિચંદ્ર આ૦ યશોદેવ. તે પૈકીના આ૦ નેમિચંદ્રસૂરિએ 'અણંતસામીચરિયં' રચ્યું છે. તેમના શિષ્ય પં૦ જયાનંદ ગણિએ સં. ૧૨૦૧ માં આબૂ ઉપર વિમલવસહીમાં આરસનો ૧૨૦ કલ્યાણકપટ્ટ કોતરાવ્યો છે.

૩૮. આ૦ જિનચંદ્ર, ૩૯. આ૦ ચંદ્રસૂરિ, ૪૦ આ૦ હરિભદ્રસૂરિ આ૦ હરિભદ્રે ગુજરાતના મહાઅમાત્ય પૃથ્વીપાલ પોરવાડની વિનતિથી પ્રાકૃતમાં—અપભ્રંશમાં ૨૪ તીર્થંકરોનાં ચરિત્ર બનાવ્યાં. ૪૧. શ્રીસર્વદેવ ગણિ.

૩૮. આ૦ જિનચંદ્ર ૩૯ આ૦ અશોકચંદ્રસૂરિ

B ૩૮ આ૦ અભયદેવસૂરિ (સ્વર્ગ સં૦ ૧૧૩૯) તેઓની પાટે બે આચાર્યો થયા છે ૧ આ૦ પ્રસન્નચંદ્રસૂરિ, ૨. આ૦ વર્ધમાનસૂરિ (સં૦ ૧૧૭૨)

૩૮. આ૦ **અભયદેવસૂરિ**, ૩૯. આ૦ પ્રસન્નચંદ્રસૂરિ ૪૦ આ૦ દેવભદ્રસૂરિ (સં૦ ૧૧૩૯ થી ૧૧૬૮) તેમની પાટે ત્રણ આચાર્યો થયા છે ૧. આ૦ પ્રભાચંદ્ર ૨. આ૦ તિલકસૂરિ, ૩. આ૦ દેવાનંદસૂરિ. આ૦ પ્રભાચંદ્રસૂરિએ વીતરાગસ્તોત્રનું વિવરણ બનાવ્યું.

૪૧. આ૦ દેવાનંદસૂરિ, ૪૨. આ૦ દેવપ્રભ ૪૩. પદ્મપ્રભ (સં૦ ૧૨૯૪)

૩૮. આ૦ **અભયદેવ**સૂરિ, ૩૯ આ૦ **વર્ધમાન**સૂરિ, (સં૦ ૧૧૭૨), ૪૦ આ૦ પદ્મસૂરિ, ૪૧. આ૦ ભદ્રેશ્વરસૂરિ (સં૦ ૧૧૮૭)

C ૩૮. આ૦ આ૦ ધનેશ્વરસૂરિ તેમનું બીજું નામ આ૦ જિનભદ્રસૂરિ છે. (સં૦ ૧૦૯૫) ૩૯. પં૦ યશઃચંદ્ર ગણિ

આ૦ વર્ધમાનસૂરિની વડગચ્છીય સંવિગ્નવિહારી શિષ્યપરંપરા ઉપર પ્રમાણે મળે છે. આ જ પરંપરામાં આ૦ ચક્રેશ્વરસૂરિ થયા છે એ વાત નીચેના શિલાલેખમાંથી જાણી શકાય છે.

---

* શ્રીમાન નેમિકુમાર પોરવાળ શ્રીકોટ્યાચાર્યની 'વિશેષાવશ્યકભાષ્ય' ટીકાની પુષ્પિકામાં લખે છે કે—
पुस्तकं चेद विश्रुत श्रीजिनेश्वरसूरि—शिष्यस्य जिनवल्लभगणेरिति ॥

(૧) આ૦ ચક્રેશ્વરસૂરિએ સં૦ ૧૧૮૭ ફા૦ વ૦ ૪ સોમવારે આબૂતીર્થમાં ભ૦ ઋષભદેવના બિંબની પ્રતિષ્ઠા કરી. (અર્બુદ શિલાલેખ નં૦ ૧૧૪)

(૨) આ૦ ચક્રેશ્વરસૂરિના પ્રશિષ્યે સં૦ ૧૩૩૫માં જિનયુગલની પ્રતિષ્ઠા કરી છે.
(જિનવિજયજી પ્રાચીન લેખસંગ્રહ ભા૦ ૨ શિલાલેખ નં૦ ૫૫૦)

(૩) આ૦ ચક્રેશ્વરસૂરિની પરંપરાના આચાર્યે સં૦ ૧૩૩૭ જેઠ શુદિ ૧૪ શુક્રવારે ભ૦ શ્રીશાંતિનાથના બિંબની પ્રતિષ્ઠા કરી છે
(જિનવિજયજી શિ૦ ભા૦ ૨ શિ૦ ન૦ ૨૯૨)

(૪) આ૦ ચક્રેશ્વરસૂરિના સતાનીય આચાર્યે સં૦ ૧૩૩૮ જે૦ શુ૦ ૧૪ શુક્રવારે આરાસણમાં ભ૦ નેમિનાથના ચૈત્યમા અશ્વાવબોધ, સમલિકાવિહાર તથા મુનિસુવ્રતસ્વામીના બિંબની પ્રતિષ્ઠા કરી છે. (જિન૦ શિ૦ ભા૦ ૨ શિ૦ ન૦ ૨૮૪)

આ શિલાલેખોમાં આ૦ **ચક્રેશ્વરસૂરિને** વડગચ્છના સવિજ્ઞવિહારી. **મડાહડીય** અને આ૦ વર્ધમાનસૂરિના **શિષ્ય** બતાવ્યા છે તેમનો પટ્ટક્રમાંક ઉપરની પટ્ટાવલી સાથે આ પ્રમાણે જોડાય છે.

**મડાહડીયગચ્છ—પહેલી પરંપરા**

૩૮ આ૦ અભયદેવસૂરિ (સં૦ ૧૨૨૦, ૧૨૨૮)

૩૯. આ૦ વર્ધમાનસૂરિ તેમની પાટે (૧) આ૦ પદ્મસૂરિ (૨) આ૦ ચક્રેશ્વરસૂરિ થયા છે. આ૦ પદ્મસૂરિની પાટે આ૦ ભદ્રેશ્વર થયા.

૪૦. આ૦ ચક્રેશ્વરસૂરિ (સ૦ ૧૧૮૭) તેમની પાટે (૧) આ૦ જયસિંહ, (૨) આ૦ પદ્મચંદ્ર, (૩) આ૦ જિનદત્ત અને (૪) આ૦ ધર્મઘોષ થયા છે.

૪૧. આ૦ જયસિહસૂરિ ૪૨ આ૦ સોમપ્રભસૂરિ

૪૩ આ૦ આ૦ વર્ધમાનસૂરિ (સ૦ ૧૩૩૫, ૧૩૩૭, ૧૩૩૮) તેમણે આરાસણ તીર્થમાં (કુભારિયાજીમાં) સમલિકાવિહાર પટ્ટ કરાવ્યો

**મડાહડીયગચ્છ–બીજી પરંપરા**

૪૦. આ૦ ચક્રેશ્વસૂરિ, ૪૧. આ૦ પદ્મચદ્રસૂરિ, ૪૨, આ૦ જયચંદ્રસૂરિ ૪૩ ........ ૪૪. આ૦ યશોદેવસૂરિ, આ૦ શાતિસૂરિ, (સ. ૧૩૭૦થી ૧૪૦૩) ૪૫ આ૦ હેમસૂરિ (સં ૧૩૮૧) ૪૬. આ૦ રત્નસાગરસૂરિ (સ. ૧૩૮૯)

(શ્રી જિનવિ પ્રા. લે સ. ભા ૨ જો, પૂ જયન્તવિ અર્બુદપ્રાચીનલેખસદોહ)

**મડાહડાગચ્છની ત્રીજી પરંપરા**

૪૦. આ૦ ચક્રેશ્વરસૂરિ, ૪૧ આ૦ જિનદત્ત, ૪૨ આ૦ દેવચંદ્ર, ૪૩ આ ગુણચંદ્ર, ૪૪. આ૦ ધર્મદેવ, ૪૫. આ૦ જયદેવ, આ૦ માનદેવ (સં. ૧૩૮૯) ૪૬. આ૦ જયદેવપાટે આ૦ પૂર્ણચદ્ર (સ. ૧૪૨૦) ૪૭ આ૦ હરિભદ્ર (સ. ૧૪૪૧, ૧૪૬૨')

૪૮. આ૦ કમલપ્રભ તેમણે સં ૧૫૨૦ અ. શુ ૨ ગુરુવારે શિરોહીનગરમા ભ અજિતનાથજીના દેરાસરમાં બનાવેલ મડાહડા ગચ્છના ભ૦ ચિંતામણી પાર્શ્વનાથજીના ભદ્રપ્રાસાદમા સર્વધાતુની પરિકરવાળી ભ. ચિતામણી પાર્શ્વનાથજીની પ્રતિમાની પ્રતિષ્ઠા કરી તેમની પાટે

[ જુઓ અનુસધાન પૃષ્ઠ ૧૮૪ ]

## ઉપાધ્યાય શ્રીમેઘવિજયજી મહારાજ વિરચિત

# ચતુર્વિંશતિ-જિન-સ્તવન

સંગ્રાહક : પૂ૦ પં૦ શ્રી. રમણીકવિજયજી મહારાજ

**અઢારમી** સદીમા જૈન સમાજમા સંસ્કૃત અને ગુજરાતી સાહિત્યની રચના કરનાર જે અનેક વિદ્વાનો થયા છે, તે પૈકી તપાગચ્છીય જગદ્ગુરુ ભટ્ટારક આચાર્ય શ્રીવિજયહીરસૂરિજી મહારાજની પરંપરામાં ઘણા પ્રખર વિદ્વાનો થયા છે. ઉપાધ્યાય શ્રી મેઘવિજયજી મહારાજ આવા વિદ્વાનોમાંના એક છે.

ઉ. શ્રી. મેઘવિજયજી મહારાજ સંસ્કૃત ભાષાના સમર્થ વિદ્વાન અને મહાકવિ હતા, એ એમની સંસ્કૃત સાહિત્યની રચનાઓ કહી આપે છે એમણે પ્રતિભાશાળી સસ્કૃત કાવ્યોનું નિર્માણ કર્યું છે; તે સાથે વ્યાકરણ, છંદ, ન્યાય, જ્યોતિષ, સ્તોત્રાદિ સાહિત્યની પણ રચના કરી છે. તે જ રીતે તેઓશ્રીએ પ્રાકૃત અને ગુજરાતી ભાષામાં પણ અનેક કૃતિઓ રચી છે.

સસ્કૃત સાહિત્યમાં એમણે જે સમસ્યાપૂર્તિરૂપ અનેક કાવ્યો રચ્યાં છે, એ જોતા તેઓશ્રી એમાં સિદ્ધહસ્ત હતા, તેની આપણને સહેજે ખાતરી થાય છે. તેમણે નૈષધકાવ્યના કેવલ એક અંત્ય ચરણને લઈને નહિ, પરતુ પ્રથમ સર્ગના બધા શ્લોકોના ચારે પાદને લઈને પાદપૂર્તિરૂપ શ્રીશાંતિનાથ મહાકાવ્યની રચના કરી છે. આ પ્રકારનું કાર્ય જે સમર્થ ને પ્રતિભાશાળી કવિ હોય તેજ કરી શકે છે. એ જ રીતે માઘકાવ્યની પાદપૂર્તિરૂપ દેવાનંદમહાકાવ્ય તેમજ મેઘદૂતાદિ કાવ્યોની પાદપૂર્તિરૂપ બીજાં અનેક કાવ્યો એમણે રચ્યાં છે.

આ સિવાય તેઓશ્રીએ દિગ્વિજય મહાકાવ્ય આદિ સ્વતત્ર કાવ્યોની રચના કરી છે. તેમાં એમનુ સપ્તસધાન મહાકાવ્ય વિશ્વના સમગ્ર સંસ્કૃત સાહિત્યમાં ચમત્કાર પેદા કરે તેવી અજોડ કૃતિ છે. આ એક જ કાવ્યમાં શ્રી ઋષભદેવ, શાતિનાથ, નેમિનાથ, પાર્શ્વનાથ અને મહાવીરસ્વામી આ પાંચ તીર્થકરો અને તે ઉપરાંત જગતપ્રસિદ્ધ રામ અને કૃષ્ણના ચરિત્રનું સકલન કરવામા આવ્યુ છે. સસ્કૃત સાહિત્યમાં દ્વિસધાન મહાકાવ્યો અનેક મળે છે પણ સપ્તસંધાન કાવ્ય તો સંસ્કૃત સાહિત્યમા આ એક જ ઉપલબ્ધ છે. આ કાવ્ય ઉપરથી જાણી શકાય છે કે કવિશ્રીનુ સસ્કૃત ભાષા પરનુ પ્રભુત્વ અકલ્પ્ય હતું, તે સાથે બુદ્ધિવૈભવ અને પ્રતિભા પણ અદ્ભુત હતાં. તેથી તેમને મહાકવિ કહીએ તો જરાએ અણઘટતું નથી. ઉ. શ્રીમેઘવિજયજી મહારાજ સસ્કૃત ભાષાના આવા સમર્થ વિદ્વાન હોવા છતા વિદ્વજ્જગતમાં ઓછી પ્રસિદ્ધિ પામ્યા છે, એ જૈન સમાજની ઉપેક્ષાવૃત્તિનુ પરિણામ છે.

આવા સમર્થ મહાકવિને વિદ્વાનોએ જે રીતે ઓળખવા જોઈએ તે રીતે હજુ સુધી ઓળખ્યા નથી, એમ કહીએ તો કઈ ખોટું નથી સંસ્કૃત સાહિત્યના ઇતિહાસલેખકોએ આવા સમર્થ મહાકવિનો પોતાના "સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ" એ નામના પુસ્તકોમા નામનિર્દેશ પણ કર્યો નથી, એ ખરેખર તેમના ઊડા અવલોકનની ખામીસૂચક હકીકત ગણાય.

આમ છતાં ઉ શ્રી. મેઘવિજયજી મહારાજ વિદ્વદ્વર્ગમા કઈક પ્રસિદ્ધિમાં આવ્યા છે, તે

તેમણે રચેલ જ્યોતિષ ગ્રંથોનો પ્રભાવ છે એ બે ગ્રથો પૈકી પહેલો મેઘમહોદય–વર્ષપ્રબોધ અને બીજો હસ્તસજીવન. આ બે ગ્રથો જ્યોતિષ શાસ્ત્રમા ખૂબ મહત્ત્વનું સ્થાન ભોગવે છે.

સંસ્કૃત વાઙ્મયની પૂર્તિમાં મહત્ત્વનો ભાગ ભજવનાર આ મહાકવિએ ગુજરાતી ભાષામાં પણ કેટલીક રચનાઓ કરી છે. વર્તમાનમા તેમની ગુજરાતી કૃતિઓ પાંચ–સાત મળે છે, તેમાંનો એક વિજયદેવ નિર્વાણ રાસ છે, જે જૈન ઐતિહાસિક રાસમાલામાં પ્રસિદ્ધ થયો છે. આ સિવાય બીજી એક–બે કૃતિઓ છપાઈ હશે, બાકીની છપાઈ નથી. એ ઉપરાંત એમની એક અજ્ઞાત નવી કૃતિ 'ચતુર્વિંશતિજિનસ્તવન' મળી આવેલ છે, જે અહીં આપવામાં આવે છે. આ સ્તવનની પ્રતિ અમને વિહાર દરમિયાન પીપાડ સિટીમા પંન્યાસજી શ્રીચતુરસાગરજીના શાસ્ત્રસગ્રહમાંથી મળી હતી. પ્રતિની લિપિ ને ભાષા જોતાં કવિશ્રીની હયાતીમાં લખાયેલી હોય એમ જણાય છે.

આમા ચોવીશ તીર્થંકર ભગવાનની સ્તુતિ છે. એટલે એક એક ગાથામાં એક એક તીર્થંકરની સ્તુતિ કરેલી છે. આ સ્તવનના અંતે કવિશ્રીએ બીજી ત્રણ ગાથાઓ રચી છે. એ એટલા માટે કે સ્તવનની દરેક ગાથા સાથે એ ત્રણ ગાથાઓને જોડવાથી પ્રતિક્રમણ–દેવવંદનાદિ ક્રિયામાં ચોવીશ સ્તુતિના જોડા (થોય) તરીકે પણ તેનો ઉપયોગ કરી શકાય. કવિશ્રીની આ ચોવીસી દરેકે યાદ કરવા જેવી છે.

## ચતુર્વિંશતિ જિનસ્તુતિ

સિરિ આદિજિણેસર ભુવનદિણેસર દેવ,
સુર–અસુર–નરેસર સારઇં જેહની સેવ;
પ્રભુદેહપ્રભા કરિ દીપઇં જિમ કલ્યાણ[1],
જિનનામ જપંતાં હુઈ અહનિશિ કલ્યાણ ૧

જિન વિજયાનંદન નંદનવન સુભછાય,
જગજનનાનંદન શ્રીનંદન સમકાય;
દુર્ગતિતરુકંદન ચંદન સમ મુખવાય,
ભવભીતિવિભેદન વાંદીજઈ જઈરાય[2]. ૨

ભજીઇં વિભુ સંભવ વિભવ–વિભા–દાતાર,
અતિરૂપ અનૂપમ શ્રીસંભવ અવતાર;
ભવદવપરિદાહન અભિનવ દવ અનુકાર,
વર કેવલ–કમલા ગલ કમલાવલિહાર. ૩

જિનવર વરદાયક અભિનંદન પ્રણમી જઇં,
ભવરૂપ ભયંકર વનમાંહિ ન ભમી જઈ;
ગુણગણના ઘાતક પાતક દૂર ગમીજઇ,
રમણીય શિવરમણી સાથઇં રંગ રમી જઇં. ૪

૧. કલ્યાણ=સુવર્ણ. ૨ જઈરાય=જગતરાજ.

પંચમગતિ-દાયક પંચમ નાણુ ધરંત,
પંચિંદિય જય કરી ત્રોડયાં કર્મ અનંત;
શ્રીસુમતિ જિણેસર કેસર સમ તનુવાન,
ભાવઈં કરિ ભેટઇં તે થાઇં ભગવાન. ૫

પદ્મમાનન સોહઇં પદ્મપ્રભ અરિહંત,
પદ્માકર સાકર-રસ-સમ વયણ વદંત;
નવ હેમપદ્મમહિં નિજ પદપદ્મ ધરંત,
ધન તે નરનારી જે પ્રભુ નિત સમરંત. ૬

સમણાદિક દ્વાદશ પર્ષદ હર્ષદ જાણુ,
ભવ-પાસ-વિછોડન મોહન મનમથ માણુ;
પ્રહિ ઊઠી પ્રણમઈ જે જિન નામ સુપાસ,
ભવિજન તે પામઈ અવિચલ સુખ ઉલ્લાસ. ૭

ચંદ્રાનન ચિતહર ચન્દ્રપ્રભજિનચંદ,
જિનશાસન-સાયર-ઉલ્લાસન નવ ચંદ;
જસ જશ અતિનિર્મલ જિમ સરદકો ચંદ,
જિનચરણુ નમંતા છૂટઇં ભવનો ફંદ. ૮

બહુવિધિસું વાંદું સુવિધનાથ ભગવંત,
નિત નવનિધિ થાઈ જાઇં દુરિત-દૂરંત;
મુગતાફલ નિર્મલ ગુણગણુ જસ સોહંત,
અતિ ઉજ્જવલ ઉત્પલ-દલ સમ તનુ ઝલકંત. ૯

રત્તુત્પલ કોમલ ચરણકમલ અતિસાર,
જસ મંગલ-કમલા-કેલિ-કરણુ આગાર;
ભવતાપ-સંતાપિત શીત લહરિ અનુહાર,
શ્રી શીતલ જિનવર નમતાં સુખ અપાર. ૧૦

શ્રેયાંસ જિણેસર નમીઈ ગમીઇ પાપ,
ટાલઈ જે જલ જિમ મોહાનલ-સંતાપ;
ભયભિડ-વિભંજન રંજન સજ્જન લોક,
જાણુઈ વર નાણુઈ જે સવિ લોકાલોક. ૧૧

ત્રિભુવન-ઉપગારી વારિ મોહ-વિકાર,
તિત્થંકરપદવી જિણુ પામી અતિ સાર;
વાસુપૂજ્ય જિણેસર અમરેસર અનુરૂપ,
પ્રણમંતાં પામઈ અવિચલ રિદ્ધિ અનૂપ ૧૨

જગ–જનતા–માનસ માનસસરવર હંસ,
કૃતવર્મ મહિપતિ નિર્મલ કુલ અવતંસ;
અતિસુંદર મૂરતિ સૂરતિ રતિપતિ જોડ,
શ્રી વિમલજિનાધિપ નમિઇ બે કર જોડ. ૧૩

કરુણારસભરિઓ દરિઓ જેમ મહંત,
ધ્યાનાનલ સેતી પાતક ગહન દહંત;
ચઉદસમો જિનવર નામઇ જેહ અનંત,
સાહિબ સેવંતાં લહિઇં સુખ અનંત. ૧૪

ઘન-કર્મ-કુકર્દમ શોષણ ઘર્મસમાન ×,
નિત સિદ્ધિવધૂસું નર્મ કરઇ ભગવાન;
ચઉમુખ જિનભાસઈ ચઉવિહ નિર્મલ ધર્મ,
ચઉગતિ દુખવારક નમિઇ શ્રીજિન ધર્મ. ૧૫

ચારિત પરિચારક ચિતભીતરિ સંચારી,
બહુ ચતુર ચકોરહ ચંદરોચિ અનુચારી;
અચિરાસુત ચરણે જે ચિર પરિચયકારી,
નિશ્ચય તે ચેતન હુઈ પંચમ ગતિ–ચારી. ૧૬

મનમથપરિપંથી નાશન પૃથિવીનાથ,
પરમારથપંથી સાથતણો જે નાથ;
દુત્થિઅહર થુણતાં કુંથુનાથ જિન નામ,
અનરથ સવિ જાઈ થાઈ થિર ધન–ધામ. ૧૭

વસુધાતલ વરસઇં વચનસુધારસ પૂર,
જેહથી મદ માચઇ નાચઇ વિબુધ મયૂર;
શ્રી અરજિન જલહર સિંચઇં પુણ્યઅંકુર,
જાઇ જગજનનઇં કુમતિ તપતિ સવિ દૂર. ૧૮

જલ-જલણ–ભયાદિક સંકટ સકલ પુલાઈ,
કલિકલુસવિલાઈ કેવલનાણ મિલાઈ;
મલ્લીસર ચલણે જે અવિકલલયલાઇ,
વર મંગલમાલા ગલ તેહનઇં લહલાઈ ૧૯

શ્રીજિન મુનિસુવ્રત તીવ્રકિરણ જયવંત,
જસ દરસણ દેખી ભવિક–કમલ વિકસંત;
સુવ્રત મુનિચકવા ચિત આણઇં આણંદ,
સમકિતદિન પ્રગટઇ ઘટઈ કુમત તમવૃંદ ૨૦

---

× ઘર્મ=તાપ; તાપ સમાન

નમિઈ નમિનામઈ શ્રીજિન નાંમી સીસ,
જયદાયક નાયક જગબંધવ જગદીસ;
નિજવંશ–વિભાકર કરમદવાનલ મેહ,
સારદ સસિ સુંદર કીરતિ કન્યા–ગેહ. ૨૧
હરિવંશદિવાયર સાયર જિમ ગંભીર,
જિણ જીતો હેલઈ મોટો મનમથ વીર;
નિજનારી સેતી પોહતો જે શિવદેશ,
તોપણિ બ્રહ્મચારી તે નમું નેમિજિનેશ. ૨૨
મહીમાંહિ મહિમા જેહનો જન સુપસિદ્ધ,
શ્રીપાસ જિણેસર સેવંતાં સવિ સિદ્ધ;
દેવી પઉમાવઈ ભાવઇં સેવઈ જાસ,
સવિ સંકટ ચૂરઈ પૂરઈ ભવિજન આસ. ૨૩
ત્રિભુવનજનજીવન વીર મહીધર ધીર,
હેલઈ ભવદરિઓ તરિઓ જેણિ ગંભીર;
સિદ્ધારથ–નૃપકુલ–ગયણ–વિભાસન હંસ,
પ્રભુધ્યાન ધરંતા વાધઈ બહુ ધનવંસ. ૨૪

## કલશ

ઈમ થુણ્યા જિનવર સયલ સુખકર ચઉવીસે અતિસાર એ,
કલ્યાણકોડિ સમૃદ્ધિ આપઇં જાપઈં જે જસકાર એ;
તપગચ્છનેતા કુમકજેતા વિજયદેવસુરિંદ એ,
તસ પટ્ટ શોભાકરણ પરગટ વિજયસિંહ મુણિંદ એ;
કવિ રૂપ બુદ્ધિ અનૂપ દીપઈ કૃપાવિજય જયવંત એ,
તસ સીસ મેઘવિજય પજપઈ જયો જયો ભગવંત એ. ૨૫

ચતુર્વિંશતિ–જિનસ્તવનં સંપૂર્ણમ

અવતરણ જમ્મણ દિકખા નાણ નિવાણ,
કલ્યાણક પંચે જસ જસ કારણ જાણ;
હૂઆ વલિ હોસ્યઇ વર્તમાન જિનજેહ,
વાંદીજઇં દિનદિન દોલતિ દાયક તેહ. ૧
જિનવર જે ભાષઈ અર્થવિચાર અનંત,
અંગાદિ ગુંથઇ ગણધર સૂત્ર મહંત;
દિનકર પરિ દીપઇ છીપઇ કુમત અંધાર,
ભગતઈ કરિ ભણીઇં શિવપુરદાર ઉદાર. ૨
ચક્કેસરિ પમુહા જે જિનશાસનદેવી,
મહારિદ્ધિ મહાસુખ સુરપરિવારઇં સેવી;
સંઘવિઘનનિવારઇં મહીઅલ મંગલકાર,
કવિ મેઘવિજય કહઈં સમરો વારંવાર. ૩

॥ ઇતિ સ્તુતિ ॥

# શ્રી જૈન સત્ય પ્રકાશ
## અંગે સૂચના



### યોજના

૧ શ્રી જૈનધર્મ સત્ય પ્રકાશક સમિતિ દ્વારા 'શ્રી જૈન સત્ય પ્રકાશ' માસિક ૧૯ વર્ષ થયા પ્રગટ કરવામાં આવે છે

૨ એ સમિતિના આજીવન સંરક્ષક તરીકે રૂ ૫૦૦) આ૦ દાતા તરીકે રૂ. ૨૦૦) આ૦ સહાયક તરીકે રૂ. ૧૦૧) રાખવામાં આવેલા છે. આ રીતે મદદ આપનારને કાયમને માટે માસિક મોકલવામાં આવે છે

### વિનંતિ

૧ પૂજ્ય આચાર્યાદિ મુનિવર્ગ ચતુર્માસનું સ્થળ નક્કી થતાં અને શેષ કાળમાં જ્યાં વિહરતા હોય એ સ્થળનું સરનામું માસિક પ્રગટ થાય એના ૧૫ દિવસ અગાઉ મોકલતા રહે અને તે તે સ્થળે આ માસિકના પ્રચાર માટે ગ્રાહક બનાવવાનો ઉપદેશ આપતા રહે એવી વિનંતિ છે

૨. તે તે સ્થળોમાંથી મળી આવતા પ્રાચીન અવશેષો કે ઐતિહાસિક માહિતીની સૂચના આપવા વિનંતિ છે

૩ જૈનધર્મ ઉપર આક્ષેપાત્મક લેખો આદિની સામગ્રી અને માહિતી આપતા રહે એવી વિનંતિ છે

### ગ્રાહકોને સૂચના

૧ 'શ્રી જૈન સત્ય પ્રકાશ" માસિક પ્રત્યેક અંગ્રેજી મહિનાની ૧૫મી તારીખે પ્રગટ થાય છે

૨. આ માસિકનું વાર્ષિક લવાજમ રૂ. ૩ ત્રણ રૂપિયા રાખવામાં આવ્યું છે.

૩ માસિક વી. પી થી ન મંગાવતાં લવાજમના રૂ. ૩) મનીઑર્ડરદ્વારા મોકલી આપવાથી અનુકૂળતા રહેશે

૪. આ માસિકનું નવું વર્ષ દિવાળીથી શરૂ થાય છે પરંતુ ગ્રાહક ગમે તે અંકથી બની શકાય

૫ ગ્રાહકોને અંક મોકલવાની પૂરી સાવચેતી રાખવા છતાં અંક ન મળે તો સ્થાનિક પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી અમને સૂચના આપવી

૬ સરનામું બદલાવવાની સૂચના ઓછામાં ઓછા ૧૦ દિવસ અગાઉ આપવી જરૂરી છે

### લેખકોને સૂચના

૧. લેખો કાગળની એક તરફ વાંચી શકાય તેવી રીતે શાહીથી લખી મોકલવા

૨ લેખો ટૂંકા. મુદ્દાસર અને વ્યક્તિગત ટીકાત્મક ન હોવા જોઈએ

૩ લેખો પ્રગટ કરવા ન કરવા અને તેમાં પત્રની નીતિને અનુસરીને સુધારાવધારા કરવાનો હક તંત્રી આધીન છે.

મુદ્રક : ગોવિંદલાલ જગશીભાઈ શાહ. શ્રી શારદા મુદ્રણાલય, પાનકોર નાકા. અમદાવાદ
પ્રકાશક : ચીમનલાલ ગોકળદાસ શાહ
શ્રી જૈનધર્મ સત્ય પ્રકાશક સમિતિ કાર્યાલય. જેશિંગભાઈની વાડી. ઘીકાંટા રોડ–અમદાવાદ.

# વિષય-દર્શન





## નિવેદન

ગત વર્ષમાં શ્રી જૈન ધર્મ સત્ય પ્રકાશક સમિતિની આર્થિક સ્થિતિ વિશે અમે કરેલાં નિવેદનોથી 'જૈન સત્ય પ્રકાશ' પ્રત્યે સહાનુભૂતિ અને અભિરુચિ રાખનારા સજ્જનોએ સારી મદદ કરી હતી, પરંતુ તે મદદ એકાદ વર્ષ માટે પણ પૂરતી ન હતી. સમિતિના વાર્ષિક ખર્ચને પહોંચી વળવા માટે અમારે આ ટાણે–વર્ષ દરમિયાન ફરીથી મદદ માટે ટેલ નાખવી પડે છે. અમારી કાર્યવાહક સમિતિ આ માસિક પત્રને ટકાવવા માટે પ્રયત્નશીલ છે, પણ શ્રી સંઘની મદદ વિના એકલે હાથે પત્ર ગતિ લંબાવી ન શકે. આથી અમે શ્રી સંઘને વિનંતિ કરીએ કે, તેઓ શ્રી મુનિસંમેલનના આ સંભારણાને—શ્રી સંઘના કીર્તિસ્તંભને ટકાવી રાખવા પ્રયત્નશીલ બનશે એવી અમે આશા રાખીએ છીએ.

—સંપા૦

### પૂજ્ય મુનિરાજોને

પૂજ્ય આચાર્યાદિ મુનિવરો પોતાનાં સરનામાં કાર્યાલયમાં લખી મોકલે એવી વિનંતિ કરીએ છીએ. —વ્યવ૦

॥ ॐ अर्हम् ॥
अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक
मुनिसम्मेलन संस्थापित
श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र
जेशिंगभाईनी वाडी : घीकांटा रोड : अमदावाद (गुजरात)
तंत्री ચીમનલાલ ગોકળદાસ શાહ



| | | |
|---|---|---|
| वर्ष : २१<br>अंक : १० | વિક્રમ સં. ૨૦૧૨ : વીર નિ. સં. ૨૪૮૨ : ઈ. સ ૧૯૫૬<br>અષાડ સુદ ૮ રવિવાર : ૧૫ જુલાઈ | क्रमांक<br>२५० |

# સાધના દ્વારા સિદ્ધિ

લેખક : પૂ. મુનિશ્રી ચંદ્રપ્રભસાગરજી (ચિત્રભાનુ)

**મહત્તા** એ જન્મસિદ્ધ નથી, પણ સાધનાસિદ્ધ છે. સિદ્ધાન્તની નિષ્ઠા અને સાધના દ્વારા માણસ દિનપ્રતિદિન આગળ વધે છે અને મહત્તાની ટોચે પહોંચે છે.

સયોગોની સમાનતામાં જન્મવા છતાં એક મહાન બને છે, બીજો તુચ્છ રહે છે. એકના બોલને સૌ ઝીલે છે, બીજાને કોઈ સાંભળતુ પણ નથી. એકને હજારો વર્ષ સુધી ઇતિહાસ યાદ કરીને પૂજે છે, બીજાને જીવતાં પણ કોઈ નથી બોલાવતુ. એનુ કારણ શુ ? ભાગ્ય? ના.

એનુ કારણ એ જ કે એક પવિત્ર અને પ્રામાણિક વિચારને વળગે છે, અને એ વિચારને પોતાના આચારમાં મૂર્ત કરવા સતત સાધના કરે છે, વાસનાને સયમથી અને ભોગને ત્યાગથી જિતે છે

બીજો માત્ર વિચાર જ કર્યા કરે છે આચારમાં શૂન્ય જ રહે છે

વિચારને આચારમાં મૂર્ત કરનારનું સ્વપ્ન પણ પ્રત્યક્ષ કરતાં વધુ નક્કર હોય છે એનુ સામાન્ય વચન પણ સત્યને પ્રકાશિત કરે છે, એની કલ્પના વાસ્તવિકતાને સર્જ્યા વિના જપતી જ નથી, આવો માણસ ધીમે ધીમે સયોગો પર પ્રભુત્વ મેળવતો જાય છે, અને એ સયોગોનો સ્વામી બને છે.

આવા માણસનું હૃદય શુદ્ધ અને બળવાન હોવાના કારણે ત્યાં તરંગોને સ્થાન નથી, ત્યાં તો સિદ્ધિનુ સ્વપ્ન હોય છે. એ ઝાંખું હોય છતાં એની પાછળ નિષ્ઠા અને વાસ્તવિકતાનું સામર્થ્ય હોય છે અને તેથી જ એની સિદ્ધિમા વિઘ્નો આવતા કુસુમથી કોમળ એવો તે વજ્રથીય કઠોર થઈ જાય છે અને ધૈર્યપૂર્વક વિપત્તિનો સામનો કરે છે

માનવ આ રીતે વિચારને આચારમા મૂર્ત કરવા જાય છે ત્યારે માર્ગમા વાસના અને પ્રલોભનો આવી એને ધ્યેયથી વિચલિત કરવા ખૂબ પ્રયત્ન કરે છે —

"ભોળા માનવ ! તું તારા આ સ્વપ્ન પાછળ બરબાદ ન થા, વચન પાછળ વ્યર્થ બલિદાન ન આપ અને તારી આ કલ્પનાને આધારે શૂળીએ ચઢવું રહેવા દે. આમ જો, આ જગત કેવું સુંદર છે? વિશ્વમાં સૌન્દર્યની વણઝાર કેવી ચાલી જાય છે? એમાં તું સિદ્ધાન્તોની બેડીઓ પહેરી પાછળ પડી રહીશ. ગયેલા દિવસો પાછા આવતા નથી. ગયેલી ખુશનુમા યુવાની ફરી મળતી નથી અને વીતેલી વસંતઋતુ તો લાખ પ્રયત્ને પણ જડતી નથી, માટે જાગ, આ ઘેલછા મૂકી દે. આ સુંદર અને મનોહર સૃષ્ટિને નીરખ. આદર્શોનાં ચશ્માં ઉતારી નાંખીશ તો જ આ વિશ્વનો આનંદ માણી શકીશ."

પ્રલોભનભર્યા આવા સંયોગોમાં ઘણા વિચલિત થઈ જાય છે. એ ત્યાં જ લપસી પડે છે. પણ જે મહાન થવા સર્જાયો છે, જેને કાળના સાગર ઉપર પોતાની નૌકા તરતી રાખવી છે, અને દુનિયામાં આવીને કાંઈક કરી જવાની તમન્ના છે એ વજ્રનિશ્ચયી થાય છે અને પામરતાને પડકાર કરે છે:

"સૃષ્ટિની સુંદરતાને પામરો શું સમજે? સુંદરતા રાગમાં નથી, ત્યાગમાં છે. રાગ શૂળ છે, ત્યાગ ફૂલ છે વસ્તુનું સાચું નિરીક્ષણ નજીકથી નથી થતું, દૂરથી થાય છે. વસ્તુને આંખે ચોંટાડવાથી નથી દેખાતી પણ એને જરા છેટે રાખવાથી જ એ દેખાય છે.

"આનદ ભોગમાં હોત તો ભોગીઓ રડતા રડતા મરત નહિ. એટલે આનંદ ભોગમાં નહિ, ત્યાગમાં છે. મહત્તા ભોગમાં તણાનારની નથી, પણ સામા પૂરે જનારની છે. પ્રવાહમાં તો આખું જગત તણાઈ રહ્યું છે. પ્રલોભનોમાં કોણ નથી ડૂબતું? સુંવાળી વાતોમાં લપસી જવું એમાં મર્દાનગી છે?

"ભગવાન મહાવીરની મહત્તા શાથી ? કારણ કે એમણે ભોગને રોગ માન્યો અને ત્યાગીની નૌકામાં વૈભવના સામે પૂરે ગયા. સાહિત્યકારો કવિ રામચંદ્રને કેમ પૂજે છે ? કારણ કે એમણે સત્તાને બદલે સત્યને પૂજ્યું અને સત્ય ખાતર બલિદાન આપ્યુ. સુદર્શન શેઠ ઇતિહાસમાં અમર થયા કારણ કે એમણે શિયળ ખાતર શૂળીને પણ વહાલી ગણી સોક્રેટીસે અન્યાયમા જીવવા કરતા ન્યાય ખાતર ઝેરને પણ પ્રિય ગણ્યું.

"આ સૌ જગતના પ્રવાહમાં તણાયા નહિ પણ સામે-પૂરે ગયા અને તેથી જ કાળના પ્રવાહમાં ડૂબી ગયેલા અબજો માનવોમાં આવા જીવન સાધકોના ઉજ્જવળ નામ કાળના મહાસાગરમાં દીવાદાંડી બનીને ઊભાં છે"

---

## સુધારો

વર્ષ ૨૧ : અંક ૯ : ક્રમાંક ૨૦૯ માં અષ્ટાપદ તીર્થ-ઇતિહાસના લેખમાં લેખક તરીકે પૂ. મુનિરાજ શ્રીદર્શનવિજયજીનું નામ ભૂલથી છપાયું છે. તેના બદલે પૂ. મુનિરાજ શ્રીજ્ઞાનવિજયજીનું નામ સમજવું.

# પાંચ જનમની પ્રીત

લેખક : શ્રી. રતિલાલ દીપચંદ દેસાઈ

**ભમરો** પુષ્પોમા આળોટયા જ કરે, પરાગને લૂટયા જ કરે, રસને ચૂસ્યા જ કરે, અને છતાં કદી ન ધરાય, ભારત ચક્રવર્તી બ્રહ્મદત્તની વિલાસ–લાલસા પણ એવી જ હતી. ભરપુર ભોગ મળ્યા છતાં સર્વદા અસતુષ્ટ રહેતી. વડવાનલ સતોષાય તો એ વિલાસ–લાલસાનો આતશ શાંત થાય ! એ આતશમા કઈ કંઈ વિલાસ અને વૈભવની સામગ્રી સ્વાહા થઈ જતી, છતાંય એ આતશ તો સદાય અશાંત ને અશાંત જ રહેતો ! નવી નવી ભોગ સામગ્રી માટે વલખાં માર્યા જ કરતો. પણ ઇંધનથી અગ્નિ શાત થાય તો બ્રહ્મદત્ત ચક્રવર્તીની વાસના શાંત થાય.

બ્રહ્મદત્ત ચક્રવર્તીની પાટનગરી કાંપિલ્ય નગરી પણ પોતાના સ્વામિની વિલાસપ્રિયતાના પ્રતીક સમી, સોળે શણગાર સજેલ સુંદરીના જેવું નમણુ રૂપ ધારીને બેઠી હતી. એની ગગન-ચૂબી હવેલીઓ અને એનાં વિશાળ હર્મ્યો, પહોળા પહોળા રાજમાર્ગો અને સીધી સીધી વીથિકાઓ, ભભકભર્યા બજારો અને વિધવિધ સામગ્રીથી ભર્યાભર્યા હાટો જાણે આગન્તુકના અંતર ઉપર કામણ કરી જતાં.

ચક્રવર્તીના રાજપ્રાસાદોમાં અને અંતઃપુરમા તો જાણે આ દુનિયા જ ભુલાઈ જતી. શું એની શોભા ! અને શો એનો વૈભવ ! જાણે સ્વર્ગલોક જ ધરતી ઉપર ઊતરી આવ્યો !

આવા વૈભવશાળી પ્રાસાદોમાં અને રૂપરાણીઓથી ઊભરાતા અંતઃપુરમાં બ્રહ્મદત્ત ચક્રવર્તી જાતજાતનાં વિલાસ–સુખો અનુભવતા. ઠેર ઠેર લતાકુંજો, મધમધતી પુષ્પમાળાઓ, તેજ વેરતાં મહામૂલાં રત્નો, વાયુને શીતળ અને ઉષ્ણ બનાવતાં સાધનો, સુંવાળાં સુંવાળાં વિરામાસનો અને પુષ્પકોમળ પર્યંકાસનો, પડયો બોલ ઝીલનારી મનહર પરિચારિકાઓ અને વિલાસની ચરમ સીમા સમી રૂપસુંદરીઓ ચક્રવર્તીની વાસનાને માટે ત્યાં ખડે પગે તૈયાર રહેતી ! અને છતાંય કોઈક દિવસ એવો ઊગતો જ્યારે ચક્રવર્તીને મન આ બધું અકારું થઈ પડતું અને એમનું અંતર વનવિહાર કે ઉદ્યાનક્રીડા માટે તલસી ઊઠતુ.

આજે ચક્રવર્તી ઉદ્યાનક્રીડા માટે સંચર્યા હતા. ઝરણાઓના કલકલ નાદ, પક્ષીઓનાં મીઠા મીઠા બોલ, ભ્રમરોનાં મત્ત ગુંજારવ, ઘેરી ઘેરી લતાકુંજો, મધમધતા છોડો અને વેલ-ડીઓ, લચી પડતા છાયાવૃક્ષો, પુષ્પમાળાઓથી શણગારેલા હિંડોળાઓ અને ફૂલદડાઓના મીઠા મારથી મનને ડોલાવતી સુકોમળ રાજરમણીઓ–આનંદ–પ્રમોદની આ સામગ્રીએ ચક્ર-વર્તીને જાણે સુખ–સાગરમાં ડુબાવી દીધા હતા.

સર્વત્ર હાસ્ય–વિનોદ વ્યાપી રહ્યો હતો. ઝમકદાર નૃત્ય આંખોને અને કાનને આનંદ આપી રહ્યું હતુ. રમણીઓ ફૂલદડા ફેંકી ફેંકીને જાણે ચક્રવર્તીને મૂંઝવવા મથી રહી હતી. ચક્રવર્તી પણ એ મારથી જાણે મૂઝાઈ ગયો હોય એવો ડોળ કરી રહ્યા હતા. ત્યા એક વધુ ફૂલદડો ચક્રવર્તીના દેહ સાથે અથડાયો; અને ચક્રવર્તીનું હાસ્ય ગભીરતામાં ફેરવાઈ ગયુ ફૂલદડો શરીર ઉપર નહીં પણ અંતરના કોઈ આળા પટ ઉપર અથડાયો હોય એમ એમાથી વિચાર-માળા જન્મી પડી.

ચક્રવર્તી વિચાર કરે છેઃ આવા નૃત્યનો અને આવા ફૂલદડાનો અનુભવ એ કંઈ આજનો નવો અનુભવ નથી, આજન્મમાત્રનો પણ એ અનુભવ નથી; એ અનુભવના મૂળ તો કોઈક

જૂના કાળની ધરતીમાં રોપાયેલાં લાગે છે. અંતર તો કહે છે કે કોઈ દૂર દૂરના કાળમાં, કોઈ જૂના બની ગયેલા અવતારમાં આ રસાનુભવ જાણ્યો હતો, માણ્યો હતો.

પણ ક્યારે અને ક્યાં? એનો દોર અંતરને લાધતો નથી, અને ચક્રવર્તીનું અંતર વધારે ને વધારે ઊંડે ઊતરતું જાય છે. એમનું મનોમંથન વધુ ને વધુ ઘેરું બનતું જાય છે. અને ઘેરુ બનતું એ મનોમંથન મૂળ ઉપરની હાસ્ય–વિનોદની રેખાઓને બદલે ગંભીરતાની ઘેરી છાયાને ત્યાં ઢાળી દે છે.

ક્ષણ પહેલાંનો કિલકિલાટ અદૃશ્ય થઈ ગયો. એકની ગંભીરતાએ અનેકનાં મુખોને ગંભીર બનાવી દીધાં.

અને આથમતી સંધ્યાએ જ્યારે બ્રહ્મદત્ત ચક્રવર્તી ઉદ્યાન–ક્રીડાએથી પાછા ફર્યા ત્યારે એમનાં નેત્રોને વનની મનોહારિણી શોભાને નીરખવાનો અવકાશ ન હતો. એ નેત્રો નીચે ઢાળીને જાણે અંતરમાં કંઈક શોધ ચલાવી રહ્યા હતા.

ચક્રવર્તીને આજે કોઈનો સહવાસ ખપતો નથી એનું દિલ એકાંતને ઝંખી રહ્યું છે. રાજમહાલયના એકાંત ઓરડામાં એ અંતરના પટ ઉખેળવા મથી રહ્યા છે. એક પછી એક પટ દૂર થતો જાય છે અને કોઈ કાળજૂની ઘટનાની નજીક ને નજીક એ સરતા જાય છે છેવટે એ ધન્ય ઘડી આવી લાગે છે. અંતરમાં તેજ–ઝબકારો થાય છે, અને જુગ જુગ જૂની ઘટનાનો ક્રમ જાણે એમના અંતરપટ ઉપર અંકિત બની જાય છે.

ચક્રવર્તી શું જુએ છે? એમનાં અંતરચક્ષુ કાળના અમાપ પટ ઉપર ફરી વળે છે. અને ત્યાં એ જુએ છે કે બે બાંધવની બેલડી એ પટ ઉપર સામે ને સામે જ ફર્યા કરે છે. સુખમાં પણ સામે અને દુઃખમાં પણ સામે, આનંદમાં પણ એક રૂપ અને આફતમાં પણ એક રૂપ. ખેલ–કૂદમાં અને તપ–જપમાં પણ એમની જોડ અખંડ જ રહે! કાયા બે, પણ જીવ તો જાણે એક જ!

અને આ પ્રીત પણ કેવી પુરાણી! એક જનમની નહી, બે જનમની નહી, ત્રણ કે ચારની પણ નહીં, પાંચ–પાંચ જનમની એ પ્રીત! પાંચ પાંચ જનમ લગી બેય સદા સાથે ને સાથે જ. વાહ રે વિધિ, તારા ખેલ!

ચક્રવર્તીની વિચારમાળા વધુ ઘેરી બનતી જાય છે અને એક એક ઘટના અંતરપટ ઉપર હૂબહૂ રૂપ ધારીને જાણે સજીવન બની જાય છે.

એ જુએ છે પહેલો જનમ દશાર્ણ નામનો દેશ છે, ત્યાં બેય ભાઈ દાસ રૂપે જન્મે છે ગુલામોના જેવી એમની હાલત છે દીન–હીન–કંગાલ એમની સ્થિતિ છે. દુઃખની અંધારી રાત એમને ઘેરીને બેઠી છે. સુખનો સૂરજ એમનાથી સદાય આઘો ને આઘો જ રહે છે. પણ બે બાંધવની પ્રીત એવી છે કે એ દુઃખના વિષનેય મીઠા અમૃતની જેમ પચાવી જાય છે. એમનો જનમ આનંદ અને સુખમાં વીતી જાય છે.

ત્યાં રંગભૂમિનું બીજું દૃશ્ય શરૂ થાય છે. કાલિંજર નામનો પર્વત છે. ઊંડી ઊંડી કંદરાઓ અને ઊંચા ઊંચા શિખરોથી એ સોહે છે. વિકરાળ પશુઓ, ઘેરી ઘેરી વનરાજી, ખળખળ વહેતાં ઝરણા એનો વૈભવ છે. ત્યા બે મૃગલાં મોજથી ફરે, ચરે ને આનંદ કરે છે. એ મીઠામધ ઘાસ ચરે છે અને અમૃત સરખાં નીર પીએ છે. કદીક એ એકબીજા સાથે

ગેલ કરે છે, તો કદીક ચારે પગે ઊછળી ઊછળીને છલંગો ભરતા ભરતા ગિરિકંદરાઓમાં ઘૂમી વળે છે. થાકે ત્યારે એકબીજાની ડોકની હૂંફમાં એ આરામ કરે છે. સંગીતના એ ભારે રસિયા છે. અને છેવટે સંગીતના ચરણે જ પોતાનુ જીવન સમર્પી દે છે.

વાત આગળ ચાલે છે.

રળિયામણી મૃતગંગા ખળખળ નાદે વહી રહી છે. અમૃત સરખાં એનાં નીર છે અને સદાય શીતળ અને સોહામણા એના તીર છે. એ તીરે બે હંસલા ફર્યા કરે છે અને હેત–પ્રીતમાં મસ્ત રહે છે. જેવો સુંદર એ પ્રદેશ છે એવા મનહર એમના દેહ છે. વખત પૂરો થાય છે અને બન્ને ત્યાંથી વિદાય થાય છે.

વળી પાછું ચિત્ર બદલાય છે.

કાશી નામનો દેશ છે એક ચાંડાલને ત્યાં બેય ભાઈ અવતાર લે છે એકનું નામ ચિત્ર અને બીજાનું નામ સંભૂતિ સંગીતવિદ્યામાં એ ભારે પાવરધા છે. એમની કથા તો ભારે લાંબી અને રંગરંગીલી છે. અનેક સારામાઠા અનુભવો મેળવીને તેઓ પોતાનો જીવન-પંથ સંકેલી લે છે

પહેલો જન્મ દાસનો, બીજો મૃગમૃગીનો, ત્રીજો હંસ–હંસીનો, ચોથો ચાંડાલ–પુત્રનો, હવે પાંચમો જનમ ધરે છે

દેવલોક છે. બેય ભાઈ દેવલોકનાં સુખો ભોગવી રહ્યા છે. વૈભવ–વિલાસનાં સાધનોનો ત્યાં કોઈ પાર નથી. જાણે સદા સુખની બંસરી ત્યાં બજી રહી છે. જરા અને મરણ ત્યાં વીસરી જવાય છે દુઃખ કે ગ્લાનિનુ તો જાણે ત્યાં નામ નથી. સદા આનંદ, આનંદ ને આનંદ જ ત્યાં પ્રવર્ત્યા કરે છે. પણ કાળદેવતા તો એનેય છોડતા નથી. એના કાળ–ઝપાટા તો સ્વર્ગલોકમાંય ફરી વળે છે : અને બન્ને દેવો ત્યાંથી અદૃશ્ય થાય છે.

ચક્રવર્તીની વિચારમાળા ત્યાં થભી જાય છે. આગળનો મણકો એમને સાંપડતો નથી. પાંચ પાંચ જનમનો સાથી બાંધવ જાણે અલોપ થઈ જાય છે. એની શોધ એને લાધતી નથી. એનું અંતર ભાઈને માટે તલસી ઊઠે છે : એનું હૈયુ પોકાર કરે છે, પાંચ જનમનો સાથી મારો ભાઈ કયા ? પાંચ જનમની અમારી અખંડ પ્રીત કેમ કરી નંદવાણી ?

અને બાંધવના વિરહની પીડામાં ચક્રવર્તીપણાનાં સુખો જાણે ખારાં ધૂ થઈ ગયાં !

( ૨ )

કાશી નગરીમાં આજે ઠેર ઠેર એક વાત ચર્ચાતી હતી. કાશીરાજનાં ન્યાયાસને, આજે રાજમંત્રી-જેવા રાજમંત્રી નમુચિને મોતની સજા ફરમાવી હતી. નમુચિ બુદ્ધિના ભંડાર અને સંગીત–વિદ્યાના પારગામી હતા રાજકાજમાં એમનો નિર્ણય આખરી લેખાતો, અને એમના બોલને અવગણનારનુ મસ્તક સલામત ન રહેતુ. પણ દુરાચારના ગુના આગળ રાજમંત્રી પણ રાંક બની ગયા હતા અને પ્રજાએ જોયું કે આવા સમર્થ પુરુષને પણ પોતાના ગુનાની સજા શિર ઝુકાવીને સાંભળવી પડી હતી

નમુચિને ફાંસીને માંચડે ચડાવી દેવાની રાજના ચાંડાલને આજ્ઞા મળી ચૂકી હતી અને હવે તો રાજમંત્રીના મોતની ઘડીઓ જ ગણાતી હતી

ફાંસીનો માંચડો તૈયાર થયો છે ચાંડાલ પણ રાજઆજ્ઞાના પાલન માટે તૈયાર ખડો

છે. પણ રે, જરાય વેદના અનુભવ્યા વિના સેંકડો માનવીઓને મોતના મુખમાં ધકેલી દેનાર ચાંડાલનું હૈયું આજ પાછું કાં પડે ? એ દોરી ખેંચવાનો વળી વળી વિચાર કરે છે અને એનું મન વળી વળી પાછું પડે છે. એ આમ ફરે છે અને તેમ ફરે છે, પણ એનું મન જાણે આજે એને સાથ આપવા માગતું નથી. પથ્થરમાં ઝરણું ફૂટી નીકળે એમ એના અંતરમાં આજે કરુણાનો ઝરો વહી નીકળ્યો છે.

રાજઆજ્ઞાનું પાલન કરવાનો દેખાવ કરી ચાંડાલ નમુચિને પોતાને ત્યાં લઈ ગયો ત્યારે જ એના અંતરને જંપ વળ્યો.

ચાંડાલને બે દીકરા. એકનું નામ ચિત્ર અને બીજાનું નામ સંભૂતિ. બે દેવકુમારો જ જાણે જોઈ લ્યો. રૂપે રંગે સૌનું મન હરી લે એવા. રાંકને ત્યાં જાણે રતન.

બેય ભાઈ નમુચિ પાસે સંગીત શીખવા લાગ્યા. થોડા જ સમયમાં બંને સંગીત-વિદ્યામાં નિપુણ બની ગયા, શું એમના કંઠ અને શું એમનું ગાન ! એ ગાવા લાગે ત્યારે જાણે ધરતી આખી થંભી જાય ! સ્વરોની દેવીનું જ જાણે સર્વ સામ્રાજ્ય સ્થપાઈ જાય.

ગુરુથી જાણે ચેલા સવાયા નીવડ્યાં. પણ નમુચિનાં ભાગ્ય અહીં પણ ફૂટેલા નીવડ્યા. અહીં પણ એ સદાચારનો મારગ ચૂક્યો અને એને રાત લઈને નાસવું પડ્યું.

ચિત્ર અને સંભૂતિ પોતાનો ધંધો વીસરી ગયા છે અને સંગીતના બળે પોતાની આજીવિકા રળે છે. એ જ્યાં ગાવાનું શરૂ કરે છે ત્યાં માણસોની ભારે ઠઠ જામી જાય છે. કાશીનગરના પહોળા રાજમાર્ગો અને મોટામોટા ચૌટા ને ચોકો પણ સાંકડા બની જાય છે. આખી માનવ-મેદની ત્યારે એ સ્વરમાધુર્યમાં મસ્ત બનીને ડોલવા લાગે છે. સ્થળ અને કાળના ભેદ પણ જાણે ત્યાં ભુલાઈ જાય છે. સંગીતની સરિતાનાં અમૃત જાણે બધે રેલાવા લાગે છે.

પણ ગમે તેવા નિપુણ હોય તોય આ તો ચાંડાલ ! એમને તે વળી આવી વિદ્યા અને આવી ખુમારી કેવી ! એમને તો ભલો એમનો ધંધો અને ભલાં એમનાં અધમ કાર્યો. ગધેડાં ઉપર તે વળી અંબાડી હોય ?

અને કાશીની પ્રજામાં આ ગણગણાટ વેરો બનતો ચાલ્યો. પંડિતો અને સંગીત શાસ્ત્રીઓને આમાં પોતાની હીણપત લાગી. વિદ્યા અને કળા તો ઊંચ કુળનો વારસો. આવા અધમોને ત્યાં એ જાય, તો તો હળાહળ કળિયુગ વ્યાપી જાય

અને વાત વધતી વધતી ઠેઠ કાશીરાજની પાસે પહોંચી ગઈ. પંડિતો અને શાસ્ત્રીઓએ દાદ માગી : ' આ અધમોને આવું અપકૃત્ય કરવા માટે સજા કરો અને એમની વિદ્યાને રાજઆજ્ઞાનાં એવાં તાળાં વાસી દ્યો કે ભવિષ્યમાં એ નીકળવા જ ન પામે. '

ચિત્ર અને સંભૂતિને કાશીરાજની સમક્ષ ખડા કરવામાં આવ્યા

કાશીરાજે ફરમાવ્યું ' બાળકો ! તમે ઉચ્ચ વર્ણને યોગ્ય કળા હાંસલ કરવાનો ભારે ગુનો કર્યો છે. આ ગુનાની સજા ભારે આકરી છે. પણ તમેય મારા પ્રજાજનો છો એટલે તમે તમારી કળાને છોડીને તમારા ચાંડાલના કામમાં લાગી જાઓ ! અત્યારે તો તમને ન્યાયાસન આટલી જ સજા ફરમાવે છે '

બંને ભાઈ ક્ષણભર વિચારમાં પડી ગયા. રાજસભા પણ શું થાય છે એ ઉત્સુકતા અનુભવી રહી, પણ કળાના લાડકવાયાઓ ક્યારે કોઈની પરવા કરે છે કે આ બે ભાઈઓ ચૂપ રહે.

ચિત્રે જવાબ આપ્યો: 'મહારાજ! સંગીત તો અમારા શ્વાસ અને પ્રાણ છે. ઊંચ કુળ અને કળાને જો સાચું સગપણ હોત તો એમ ગરીબના દ્વારે આવત શા માટે? એના દરબારમાં તો ગરીબ કે અમીરના કોઈ ભેદ જ નથી. અમૃતના દાન જો આપમેળે જ મળતા હોય તો એને કોણ ઉવેખી શકે? કળાદેવીની આ ભેટને અમે કેમ કરી તજી શકીએ? રાજન્! આપની આજ્ઞાનું પાલન અમારા ગજા બહારની વાત છે.'

કાશીરાજનો ચહેરો કંઈક સખ્ત થયો, એમણે જરા વધુ સત્તાભર્યા અવાજે કહ્યું: 'છોકરાઓ! આ સ્થાન દલીલો કરવાનું નહીં, રાજઆજ્ઞાને શિરોમાન્ય કરવાનું છે. તમને ફરી વિચાર કરવાની તક આપવામાં આવે છે. કહો, રાજઆજ્ઞા તમને મંજૂર છે કે નહીં?'

સંભૂતિ જરાક આકરો થઈ ગયો. કાશીરાજ જો દેશના રાજા હતા તો એ પોતે પણ ક્યાં રાજા નહોતા તો પછી દબાવાનું કે શિર ઝુકાવવાનું કેવું?

એણે જવાબ આપ્યો: 'અમને અમારે માર્ગે જવા દો. એ માર્ગ તજવો અમારા માટે અશક્ય છે. ભલે પછી રાજઆજ્ઞા પોતાને ગમતો રાહ લે'

અને રાજઆજ્ઞા થઈ કે બંને ભાઈઓએ કાશીનગરીનો જ નહીં, કાશી દેશનો પણ ત્યાગ કરવો.

અને જ્યારે દેવમંદિરોમાં સંધ્યાની આરતીના ઘંટારવ બજી રહ્યા હતા ત્યારે ચિત્ર અને સંભૂતિ પોતાના સ્વજનો, અને પ્રાણ-પ્યારી ઝૂંપડીને આખરી સલામ કરીને વિદાય થઈ રહ્યા હતા.

પણ નીચ કુળના દોષે એમને પરભોમમાં પણ જંપ વળવા ન દીધો. એ જ્યાં જાય ત્યાં એમની કળા ઉપર તો બધાય મુગ્ધ બની જાય, પણ જ્યાં ખબર પડે કે એ ચાંડાલ કુળના છે એટલે એમને અપમાન અને તિરસ્કાર જ નસીબમાં રહે!

કળાના સ્વામીઓને પોતાનો આ તિરસ્કાર ભારે અકારો થઈ પડ્યો. કળાદેવીની આટ-આટલી કૃપા છતાં, જે વાત પોતાના હાથની ન હતી એ ચાંડાળ કુળમાં જન્મ લેવા માત્રથી જ, લોકો પોતાની આવી અવહેલના કરે એ એમને માટે અસહ્ય થઈ પડ્યું. એમને થયું: રે જીવ! આવું અપમાન સહીને જીવવા કરતા આત્મહત્યા કરીને મરવું શું ખોટું? જીવવામાં તો ડગલે-ને પગલે દુ:ખ છે અને મરવામાં તો કેવળ એક જ વાર! પણ પછી ન દેખવું, ન દાઝવું! પછી ન કોઈનો તિરસ્કાર, ન કોઈનું અપમાન!

આમ બંને ભાઈઓ બહાવરા થઈને ભમે છે. એમના જીવને ક્યાય ચેન નથી, એમના મનને ક્યાંય નિરાંત નથી. એમનું મન તો જાણે આત્મહત્યાની માળા જ રટે છે ન એ સુખે ખાય છે, ન સુખે સૂએ છે. અને છેવટે પર્વત ઉપરથી ઝંપાપાત કરવા તૈયાર થઈ જાય છે.

પર્વતની ભયંકર કરાડ ઉપર બંનેના દેહ તોળાઈ રહ્યા છે. ગિરિકંદરા એમને જાણે માતાની ગોદ જેવી પ્યારી બની ગઈ છે. મોતને અને એમને જાણે ચાર આંગળનું જ છેટુ છે. હૈયું થંભી જાય અને લોહી થીજી જાય એવી કટોકટીની પળ છે. આ પડ્યા અને આ ગયા!

ત્યાં દૂરથી જાણે કોઈ ગેબી હોય એવો અવાજ સંભળાય છે. ' મહાનુભાવ, જરા થોભી જાઓ ! થોભી જાઓ ! થોભી જાઓ ! સબૂર કરો. '

બન્ને ભાઈ ચમકી ઊઠે છે. અહીં વળી આવી આજ્ઞા દેનાર કોણ હશે ? પાછું વાળીને જુએ છે તો એક મુનિવર ઉતાવળા ઉતાવળા એમની તરફ ચાલ્યા આવે છે અને હાથ ઊંચો કરીને થોભી જવાની ઈશારત કરી રહ્યા છે.

મુનિવર નિકટ આવી પહોંચ્યા ચિત્ર અને સંભૂતિ સ્તબ્ધ બનીને એમની સામે જોઈ રહ્યા.

મુનિવરની પ્રશાંત મુખમુદ્રા જાણે શાંતિનો સ્રોત વહાવતી હતી એ કરુણાભર્યા સ્વરે બોલ્યા ' મહાનુભાવો, આવી નવજુવાન વયે તમને એવા તે કોણે દુભવ્યા કે તમે આપઘાત માટે તૈયાર થયા છો ? આપઘાતથી દુઃખનો ઉકેલ કદી નથી મળતો. પળવાર એ દુઃખ ટળ્યું લાગે, પણ ફરી પાછું બમણા જોરથી આપણા માથે ત્રાટકે ! આ રાહેથી પાછા વળો ! આ તો પાપના વાવેતર ! '

દુખિયાને દિલાસો દેનાર મળી ગયા, અને બન્ને ભાઈઓનાં નેત્રો શ્રાવણ–ભાદરવો વરસાવવા લાગ્યા,

છેવટે ચિત્ર બોલ્યો · " મુનિવર ! આ ચાંડાળ કુળના દેહને ધારણ કરવાથી દર–બ–દર તિરસ્કાર સહ્યો ! સ્વામી ! ન કોઈ અમારુ ધણી છે, ન અમારું ધોરી છે. અમારા માટે તો જાણે આ જગતમા સર્વત્ર અપમાન, તિરસ્કાર અને અવહેલનાના અખૂટ ભંડાર જ ભર્યા છે. અમારી સંગીત કળાય અમને આ વેદનામાંથી છુટકારો નથી અપાવી શકતી તો પછી આવો ચાંડાળ જન્મ વેઠીને જીવવા કરતાં ઝંપાપાત કરીને મોતને ભેટવું શું ખોટું ?"

મુનિવર બોલ્યા : " મહાનુભાવો ! ન આત્મા ચાંડાલ છે, ન બ્રાહ્મણ જે દેહને તમે આપઘાતને સોંપવા માગો છો એ દેહ મને સોંપી દ્યો ! યુવાનો, મારી પાસે ચાલ્યા આવો ! સંસારના દુભાયેલા તમને ભગવાનનો માર્ગ શાંતિ આપશે, શાતા આપશે, સુખ આપશે. ન ત્યાં તિરસ્કાર હશે, ન અપમાન. આત્મા, ગુરુ અને ઈશ્વરની સાક્ષીએ ત્યાં નર્યો આત્મારમણનો આનંદ જ તમને મળશે ! ચાલ્યા આવો જુવાનો, ચાલ્યા આવો મારી પાસે ! હું તમને પ્રભુના માર્ગની ભેટ આપીશ."

બન્ને ભાઈ તો સ્તબ્ધ થઈ ગયા : આ તે સત્ય હતું કે સ્વપ્ન ! અમ ચાંડાલને આ મુનિવર હૈયે ચાંપશે ? પ્રભુનો માર્ગ આપશે ? પોતાના કરીને રાખશે ?

પણ બીજી જ પળે મુનિવરે પોતાની કરુણાની પાંખમા બન્ને ભાઈઓને સમાવી દીધા ત્યારે તેમનુ સ્વપ્ન સત્ય રૂપે ખડુ થયુ દુનિયાએ જેમને ચાંડાલ કહીને તિરસ્કાર્યા તેમને મુનિવરે પોતાના કહીને અપવાની લીધા.

અણીની પળ વીતી ગઈ; અને આપઘાત માટે ઉદ્યુક્ત થયેલા બે જુવાનો આત્મસાધના માટે ચિરંજીવ બની ગયા !

( ૩ )

બ્રહ્મદત્ત ચક્રવર્તી પોતાના પાંચ પૂર્વ જન્મના સાથીનો આટલો દોર તો પકડી શક્યા, પણ છતા પોતાના પાંચ જન્મની પ્રીતમાં ભંગ કયા પડ્યો એનુ દર્શન એમને લાધતું નથી. એ વધુ ને વધુ ચિંતન પરાયણ બને છે અને પૂર્વ ઘટનાઓને ઉકેલી ઉકેલીને દેખાડતી હોય એમ કથા આગળ વધે છે.

ચિત્ર અને સંભૂતિનો દેહ મુનિવેશથી શોભી રહ્યો છે. બન્ને ભાઈ સંજમ અને તપના પાલનમાં લીન રહે છે, ધ્યાન અને યોગના અભ્યાસમાં મગ્ન રહે છે, અને કોઈ અનેરી દુનિયાના મુસાફરો હોય એમ એમનો આત્મા સદા સ્વાધ્યાયમાં અને નિજાનંદમાં મસ્ત રહે છે.

કાયા અને છાયાની જેમ એ કદી એકબીજાથી જુદા પડતા નથી. જ્યારે જુઓ ત્યારે સાથે ને સાથે જ !

સમય પાક્યો જાણી ગુરુએ બંનેને સ્વતંત્ર વિહરવાની અનુજ્ઞા આપી; અને એક કાળે જેમ એમની સંગીત–વિદ્યા ખીલી ઊઠી હતી એમ એમની સાધુતા સોળે કળાએ ખીલી નીકળી.

પણ કંચન અને કામિનીના ત્યાગીને પણ કીર્તિના મોહથી બચવું મુશ્કેલ બની જાય છે. ચિત્રનું ચિત્ત સ્થિર હતું અને વધુ ને વધુ અંતરમુખ બનતું જતું હતું. પણ સંભૂતિને માટે સાધુતાની કીર્તિનો કેફ જીરવવો મુશ્કેલ બની ગયો એનું મન કોઈ કોઈ કાળે ચલ–વિચલ બનવા લાગ્યું

એક વારની વાત છે. બંને મુનિઓ હસ્તિનાપુરમાં આવ્યા છે ત્યાં સનત્કુમાર ચક્રવર્તી પોતાના અપાર વૈભવ અને દેવાંગના સમી પટરાણી સાથે મુનિવરો પાસે આવે છે. ચિત્રના મન ઉપરથી તો એ બધું પથ્થર ઉપરથી પાણીની જેમ સરી જાય છે, પણ સંભૂતિનુ મન હવે કાબૂ બહાર જવા લાગે છે

બનવા કાળ તે વંદન કરતી પટરાણીની એક અલકલટ સંભૂતિના ચરણને સ્પર્શી જાય છે. એ અલકલટ શું હતી ! જાણે કામદેવનો કે મોહરાજાનો મૂક માર હતો.

સંભૂતિનુ મન તો હવે કોઈ પ્રતિબંધ સ્વીકારવા તૈયાર ન હતું. સજમનો બંધ તૂટી ચૂક્યો હતો, અને આસક્તિના નીર ખળખળ કરતાં વહી નીકળ્યાં હતાં. કીર્તિની થોડીક લપસણી ભૂમિ ઉપર ચાલતા ચાલતા સંભૂતિમુનિ કંચન અને કામિનીના આસક્ત બની બેઠા હતા. એને થયું : કેવી સુંદર નારી અને કેવો રૂડો વૈભવ જો આવી નારી અને આવો વૈભવ ભોગવવા મળે તો જીવન કૃતાર્થ થઈ જાય !

અને ચિત્રની વિનવણી કારગત થાય એ પહેલાં તો સંભૂતિએ પોતાના સંયમ અને તપનું ફળ માગી લીધું હતું. જો મારા તપ અને સંયમનુ ફળ મળવાનુ હોય તો આવી રિદ્ધિ–સિદ્ધિ અને આવી રમણીનો સ્વામી બનવા માટે હું નવા જન્મે ચક્રવર્તી બનુ !

બને ભાઈના અતરના માર્ગો ફંટાતા હતા. ચિત્રનુ ચિત્ત નરી અનાસક્તિમા જ લીન હતું. સભૂતિનું મન કેવળ આસક્તિમા જ ગરકાવ બન્યુ હતું.

બ્રહ્મદત્ત ચક્રવર્તીને હવે પાંચ જન્મની પ્રીતિના ભંગનો દોર સાંપડતો લાગ્યો.

એમણે જોયું કે અનાસક્તિ અને આસક્તિના જુદા પડેલા રાહે પાંચ જનમ લગી સાથે ને સાથે રહેતી બાંધવ–બેલડીને જુદી પાડી દીધી હતી, અને એમની પાચ જનમ પુરાણી પ્રીતને તોડી નાખી હતી. જેવું કર્યું તેવુ બને પામ્યા હતા.

પ્રીતિભંગનું કારણ લાધી ગયું હતુ અને બ્રહ્મદત્ત ચક્રવર્તીનું દિલ પોતાના ભાઈ માટે અધીરું બની બેઠું હતું. ત્યાં તો 'મારો ભાઈ ક્યાં ? મારો ભાઈ ક્યાં ?'ની જ રટના ચાલી રહી હતી. ભાઈને શોધ્યા વિના એને જંપ વળવાનો ન હતો.

અને રાજઆજ્ઞા થઈ ચૂકી હતી અને દેશેદેશ ઢંઢેરો પીટાતો હતો કે : દાસરૂપે, મૃગરૂપે, હંસરૂપે, માનવીરૂપે અને દેવરૂપે–પાંચ જનમ સુધી મારી સાથે ને સાથે રહેનાર મારો આ જન્મે વિખૂટો પડેલો ભાઈ જ્યાં હોય ત્યાંથી મારી પાસે હાજર થાય ! મને મળે !

ઢંઢેરાના એ શબ્દો જાણે બંધુપ્રેમનો નાદ રેલાવતા હતા

—ઉત્તરાધ્યયન સૂત્રના આધારે

# અષ્ટાપદ તીર્થ-ઇતિહાસ

લેખક : પૂજ્ય મુનિરાજ શ્રી. જ્ઞાનવિજયજી ( ત્રિપુટી ) સરધના

[ ગતાંકથી ચાલુ ]

## શ્રીગૌતમસ્વામી તથા શ્રીવજ્રસ્વામી

કલ્પમાં વર્ણન છે કે—ભગવાનશ્રી મહાવીરસ્વામીએ ઉપદેશ આપ્યો કે જે મનુષ્ય પોતાની શક્તિથી આ તીર્થની યાત્રા કરે તે તેજ ભવે અચળ સ્થાનને પામે. આથી શ્રીગૌતમસ્વામીએ અષ્ટાપદતીર્થ આવી પૂર્વાદિ ૪ દિશાઓમાં વિરાજમાન ચાર, આઠ, દશ અને બે એમ ૨૪ તીર્થંકરોને વંદન કર્યું, પુંડરીક દેવને પુંડરીક અધ્યયનનો ઉપદેશ આપી બીજા ભવમાં દશ-પૂર્વધર જ્ઞાની બનાવ્યો, અને ૧૫૦૦ તાપસને જિનદીક્ષા આપી (શ્લો૦ ૧૯ થી ૨૨).

ભગવાન શ્રીમહાવીરસ્વામી ૨૪મા તીર્થંકર છે અને ઇંદ્રભૂતિ ગૌતમ તેઓના મુખ્ય શિષ્ય તેમજ પહેલા ગણધર છે તેઓનું ચરિત્ર આવસ્સયણિજ્જુત્તી, કપ્પસુત્ત, દિ૦ મહાપુરાણ, વિસેસાવસ્સયભાસ, મહાવીરચરિયં, ત્રિષષ્ઠી શ પુ ચરિત્ર પર્વ ૧૦, પરિશિષ્ટ પર્વ, ગૌતમીય મહાકાવ્ય અને જૈન પરંપરાનો ઇતિહાસ પ્ર. ૧માં વર્ણિત છે.

ગણધર શ્રીઇંદ્રભૂતિ ગૌતમનું લાડિલું નામ **શ્રીગૌતમસ્વામી** છે. તેઓ છઠને પારણે છઠ કરતા હતા, ઘોર તપસ્વી હતા, ચાર જ્ઞાનવાલા હતા, તેમના હાથે દીક્ષા લીધેલા કેવલી બની મોક્ષે જતા હતા. આથી તેમને વિચાર આવ્યો કે—આ સૌ કેવલજ્ઞાની બને છે, પરંતુ મને કેવલજ્ઞાન કેમ થતું નથી? શું મારો મોક્ષ નહીં થાય? ભગવાને તેમને સ્વયં ખાતરી થાય એટલા ખાતર બતાવ્યું કે—"જે મનુષ્ય પારકાની મદદ વિના કેવળ પોતાની ગુણશક્તિથી જ અષ્ટાપદની યાત્રા કરે તે તેજ ભવે મોક્ષ પામે" ગૌતમસ્વામીએ આ સાંભળી વિહાર કરી અષ્ટાપદતીર્થ જઈ, પોતાની તપોલબ્ધિના પ્રભાવે સૂર્યના કિરણોનાં આલંબનથી ગિરિ ઉપર ચઢી જિનપ્રતિમાઓને વંદન કર્યું, ત્યાં પુંડરીકદેવને પુંડરીક પાઠનો ઉપદેશ આપ્યો જેના પ્રતાપે પુંડરીકદેવ ત્યાંથી ચ્યવી ભારતમાં છેલ્લા દશપૂર્વધર આ. **શ્રીવજ્રસ્વામી** થયો છે. શ્રીગૌતમસ્વામીએ અષ્ટાપદથી નીચે ઊતરી અષ્ટાપદની યાત્રા માટે પ્રયત્ન કરતા ૧૫૦૦ તાપસને દીક્ષા આપી પોતાની સાથે લીધા, એ તપસ્વીઓને પણ દીક્ષા લીધા પછી ભગવાન શ્રીમહાવીરસ્વામી પાસે પહોંચતા સુધીમાં કેવલજ્ઞાન થયું. ૧૪

---

૧૪ इतो य सामिणा पुव्व वागरियं, अणागए गोयमसामिम्मि, जहा—"जो अट्ठापद विलग्गइ, चेइयाणि य वदइ, धरणिगोयरो सो तेणेव भवग्गहणेण सिज्झइ"। तं च देवा अन्नमन्नस्स कहिंति जहा-किर धरणिगोयरो अट्ठावय जो विलग्गइ, सो तेणेव भवग्गहणेण सिज्झइ ॥

ततो गोयमसामी चिंतइ, जहा अट्ठावय वच्चज्जा ।

ततो सामी तस्स हिययाकूत जाणिऊण तावसाय संबुज्झिहिति ति। भगवया भणितं—वच्च गोयमा ? अट्ठावय चेइयं वंदेउं ॥

—( આવસ્સયણિજ્જુત્તિ-હારિભદ્રિયાવૃત્તિ. પૃ૦ ૨૮૭)

શ્રીવજ્રસ્વામી ભગવાન મહાવીરસ્વામીની પટ્ટપરંપરામા ૧૪મી પાટે આ૦ વજ્રસ્વામી થયા છે. તેઓ વીર સ. ૫૮૪ ( વિ સં. ૧૭૪ )માં દક્ષિણમા રથાવર્તગિરિ ( ચંદ્રગિરિ ) પર સ્વર્ગે ગયા છે. તેમનું જીવનચરિત્ર આવશ્યકનિર્યુક્ત ટીકા, પરિશિષ્ટ પર્વ, પ્રભાવકચરિત્ર અને જૈન પરંપરાનો ઇતિહાસ પ્રકરણ ૧૪મા વર્ણિત છે

અષ્ટાપદ તીર્થનો ઇતિહાસ ભ૦ મહાવીરસ્વામીના સમય સુધી ઉપર પ્રમાણે મળે છે.

**અર્વાચીન–ભ્રમણવૃત્તાંતો**

ભગવાન શ્રીમહાવીર પછી અઢી હજાર વર્ષમાં અષ્ટાપદ અંગેની કોઈ વિશેષ ઘટના બન્યાનો ઉલ્લેખ મળતો નથી

માની શકાય છે કે—અષ્ટાપદની ચારે બાજુ જે જળસમૂહ હતો તે મોસમના પરાવર્તન-થી ધીરે ધીરે બરફ રૂપે બની ગયો છે તેમજ તેની વચમાં ઢંકાયેલો અષ્ટાપદ પણ આપણાથી અદૃશ્ય જેવો બની ગયો છે.

યૂરોપ, તિબેટ અને ભારતના ઘણા મુસાફરો હિમાલયની મુસાફરી કરે છે અને પોતાના અનુભવો જગતની સામે મૂકે છે, તેમાથી આપણને ઘણી નોંધપાત્ર માહીતી મળે છે, જે અષ્ટા-પદને અંગે ઘણો પ્રકાશ પાડે છે. તે ભ્રમણવૃત્તાંતોનુ તલસ્પર્શી અધ્યયન કરવુ જરૂરી છે. તેમા કેટલાએક ફકરાઓ આ પ્રમાણે મળે છે.

૧ સમુદ્રની સપાટીથી ૨૧૮૧૮ ફીટ ઊંચો કૈલાસ છે, જે ૧૫ માઈલ લાંબો છે, ૨, માઈલ પહોળો છે. સૂર્યનાં કિરણો તેની ઉપર પડતાં તે ચાદી જેવો ઝળકે છે. અહીં બારે મહિના બરફ જામેલો રહે છે તેથી તેનુ શિખર મંદિર જેવા આકારમાં દેખાય છે. આ બરફના પર્વતમાં દેવો તથા સ્વર્ગવાસી થયેલ આત્માઓનુ નિવાસસ્થાન છે એવી તિબેટિયન પ્રજાની જાહેર માન્યતા છે.

૨. તિબેટના પશ્ચિમ વિભાગમાં Hunadesa નામનો પ્રદેશ છે. રામાયણના બાલકાંડ પ્રકરણ ૨૪માં તેનુ નામ હનીક–ચોમપાન મળે છે મુસાફર મુરક્રોફ્ટે એશિયાટિક રિસર્ચીસ વો૦ ૧૨ પૃ૦ ૩૧૨માં તેનું વર્ણન આપ્યુ છે આ પ્રદેશમા કૈલાસ છે આ પર્વત ગંગ્રીની બાજુમા, નીતિઘાટની પૂર્વમાં અને માનસરોવરથી ઉત્તરમાં ૨૫ માઈલના આંતરે રહેલો છે. તિબેટી તેને Kangrinpoche કાંગ્રીનપોચ નામથી ઓળખે છે.

(Battenis Nicpass in J A. S. B. 1838 P. 314).

૩. કૈલાસ એ ગંગ્રી નામની ગિરિમાલામા શોભારૂપ છે. હિંદુઓ અહીં મહાદેવ તથા પાર્વતીનો નિવાસ માને છે. આ પહાડ શોભામા ગર્લનાક્ષથી ચડિયાતો છે, હિમાલયના બીજા ભાગોના મુકાબલે અત્યંત સુંદર તથા ભવ્ય છે, એકંદરે પર્વતોનો રાજા છે. પર્વતની બન્ને બાજુ કોતરોમાં નીકળતા રસ્તે જનાર યાત્રાળુ બે દિવસમા તેની પ્રદક્ષિણા કરી શકે છે.

(H. Strachy in J. A. S. B. 1848 P. 158).

૪. તિબેટના નકશામાં કૈલાસને કયૂલન નામની ગિરિમાળામા લખ્યો છે તે ભૂલ છે. મહાભારતમાં વનપર્વ અધ્યાય ૧૫૭ માં વર્ણવેલ હેમકૂટ તે જ કૈલાસ છે મહાભારત ભીષ્મપર્વ અધ્યાય ૬ માં ગંગ્રીની ગિરિમાલા તથા સરોવરોમાથી ચાર નદીઓ નીકળવાનો ઉલ્લેખ છે. તે પૈકીની સિન્ધુ નદી ( સિંહધુની ) સિંહના મુખમાથી ઉત્તર તરફ, શતુ બલવંતના મુખમાથી

પશ્ચિમ તરફ, કરનાલી મ્યૂરના મુખમાંથી દક્ષિણ તરફ અને બ્રહ્મપુત્રા અશ્વના મુખમાંથી પૂર્વ તરફ વહે છે.

( Dr. Waddell's Lhasa and its myetsries ).

૫ તિબેટિયન લોકો માને છે કે—સતલજ નદી Lang Chenkabat લાંગચંગાવટ ( ડોલચુ નામનો ઝરો )ના દ્વારમાંથી વહે છે બ્રહ્મપુત્રા નદી Singi Kabab...સિંગી-કીબાબ-માથી વહે છે. લાયન રીવર પણ વહે છે અને Mafcha-Kamba માયમા-કામ્બા એટલે મ્યૂર યાને કરનાલી વહે છે.

( Seven Hedinis J. A. S. B. P. 329 ).

૬. મિ. શેરિંગ જણાવે છે કે: " આ પર્વતની પ્રદક્ષિણા સામાન્ય રીતે ૨૫ માઈલની છે, જે ત્રણ દિવસમાં ફરી શકાય છે. ગૌરીકુંડ જે વર્ષ દરમિયાન બરફના આકારે રહે છે તે પવિત્ર સરોવર છે Darcham ડારમાન નામના સ્થાનથી પ્રદક્ષિણા શરૂ થાય છે અને ત્યાં જ પૂરી થાય છે "

( Therring's Western Tibbet P. 279 ).

૭ જૈન શાસ્ત્રોમા જેને હેમકૂટ કહે છે, અષ્ટાપદ કહે છે તે આ કૈલાસ છે. હિંદુઓ આ પર્વતમા હર-પાર્વતીનુ નિવાસસ્થાન હોવાનુ જણાવે છે, પરતુ કોઈ યાત્રિકે અહીં હર-પાર્વતીના મંદિરનો ઉલ્લેખ કર્યો નથી એ આશ્ચર્ય જનક બીના છે.

( Geographical Dictionary of Ancient and Medival India P. 82. By Nandlal Dave. Calcutta ).

૮. શ્રીપ્રભુદયાળ જૈન-સીમલા ડિસ્ટ્રિક્ટના તહેસીલદારે હિન્દથી કૈલાસ સુધીના રસ્તાનું ગામ, નદી, પહાડીઓની વિગતવાળુ વર્ણન આપ્યું છે. તે તેમાં કૈલાસ માટે જણાવે છે કે:—

" કૈલાસ પર્વત શેગીથી ૩ માઈલ દૂર છે જે શેગીથી દેખાય છે અને બરફથી ઢંકાયેલો રહે છે. તેની ઊંચાઈ દરિયાની સપાટીથી ૨૧૦૦૦ ફૂટ છે. તેની ઉપર ચઢી શકાતું નથી સ્વચ્છ મોસમ હોય ત્યારે તેને દૂરબીનથી જોઈએ તો ત્યાં પથ્થરની દીવાલ અને ઘુમ્મટ જેવું છે. ત્યાંના વતનીઓ તથા ભરવાડો કહે છે કે અહી ઘણી વાર ગાયન તથા નગારાના અવાજ સંભળાય છે આ અવાજ બરફ પડવાથી ઊઠતા હોય તે સંભવિત છે. લોકો તેને પવિત્ર માને છે. ખરેખર આ નાભિરાજાના પુત્ર ભગવાન ઋષભદેવની નિર્વાણભૂમિ અષ્ટાપદ પર્વત છે."

( दिगम्बर जैन ( मासिक ) व० ३ अ० ६, स० १९६६ )

૯. પંજાબના ઈકબાલ નગરના વતની પ્રોફેસર કાશ્મીરસિંહ M. A.એ એક લેખ લખ્યો છે જેમાં નીચેની બીના ખાસ ઉપયોગી છે.

અહીથી જ્ઞાનમંડી થઈને બૌદ્ધોના થોલીમઠમાં જવાય છે તે મોટો મઠ છે. ત્યાં ઘણા બૌદ્ધ સાધુઓ રહે છે. ત્યાં ૨ મોટા બૌદ્ધ મંદિરો અને વિશાળકાય પ્રતિમાઓ છે. એક મોટું પુસ્તકાલય છે. આ પુસ્તકાલયમાં જુદા જુદા ઓરડાઓમાં જુદા જુદા મતના દેવોની પ્રતિમાઓ અને તેજ મતના હસ્તલિખિત ગ્રંથોના ભંડારો ગોઠવ્યા છે. આ પૈકીના જૈન કમરામાં ધાતુની સુંદર જિનપ્રતિમાઓ તથા જૈન ગ્રંથો વિરાજિત છે.

( દિગમ્બર જૈન ( માસિક ) વ૦ ૨૧ અં૦ ૭ પૃ. ૨૬૮ સં૦ ૧૯૮૪ )

૧૦. સ્વામી પ્રણવાનંદજી જણાવે છે કેઃ—ઉત્તર હિંદના **અલમોડા** શહેરથી ૨૫૦ માઈલ દૂર તિબેટમાં હિમાલયની શિખરમાલાની વચ્ચે કૈલાસ પર્વત છે. ત્યાંથી ૩૦ થી ૪૦ માઇલ પર હિંદની સીમા છે. કૈલાસ ચારે દિશાએથી એકસરખો દેખાય છે તેને કાપીને સપાટ લીસો બનાવ્યો હોય એવો તે લાગે છે. તે દરિયાને તળિયેથી ૨૩૦૦૦ ફૂટ ઊંચો છે. તેનો નીચેનો ભાગ જુદો છે. ઉપરનો કાપ જુદા માળ જેવો જણાય છે. ચારે તરફ બરફ વરસે છે. ત્યાં જઈ શકાય તેમ નથી. ઉપર ગુંબજ અને તેની ઉપર કળશા જેવો ટીલો દેખાય છે. કિલ્લાના કાંગરા જેવો પણ આભાસ જોવા મળે છે, જેની પરિક્રમા ૪૦ માઈલની હશે. બૌદ્ધો તેને કાંગરી પોચે (બૌદ્ધ નિર્વાણસ્થાન) માને છે. જૈનો તેને અષ્ટાપદ પર્વત માને છે. હિન્દુઓ તેને શંકરનું સ્થાન માને છે. પહાડની ચારે બાજુ સોનુ, ચાંદી અને વિભિન્ન ધાતુઓની ખાણો છે તેમજ ઊના પાણીના ઝરા છે. અલમોડાથી પગપાળા જતાં ત્યાં ૨૫ દિવસે પહોંચાય છે. કૈલાસની દક્ષિણે ૨૦ માઇલ પર પવિત્ર માનસરોવર છે જે ૨૦ માઇલ લાંબું, ૨૦ માઇલ પહોળુ, ૪૦૦ ફૂટ ઉંચું છે. તેમાં પાણી સ્વચ્છ છે, હસો રહે છે. તેની પાસે રાક્સ સરોવર છે જે ઉત્તર દક્ષિણે ૨૦ માઈલનું, પૂર્વ પશ્ચિમે ૭ માઈલનું છે.

(Kailash & Mansarovar).

૧૧. નાગપુર (ન્યુ કોલીની)ના શ્રી આશકરણ શેષકરણ વહોરા લખે છે કે—સ્વામી પ્રણવાનંદજી જે કૈલાસનું વર્ણન આપે છે તે ખરેખર અષ્ટાપદ પહાડ જ છે. તેના ઉપરા—ઉપર હજારહજાર ફૂટના કાપાઓ છે. અષ્ટાપદના તે પદો જેવા છે. દૂરથી જોનારને સમવસરણ જેવું દેખાય છે.

(जैन मित्र ता० ३।१।५५॥ ता० २१-१-५६का जैन व० ५५ अं० ३ ॥

ગુલાબ માસિક વ૦ ૮ અ૦ ૧ સ૦ ૨૦૧૨

## તિબેટના ઇતિહાસમાંથી

ભારતની ઉત્તરે હિમાલય છે અને તેની ઉત્તરે **તિબેટ** દેશ છે. તિબેટની ઉત્તર પૂર્વમાં (ઈશાનમા) ચીનાઈ તુર્કસ્તાન, પૂર્વમાં ચીન, દક્ષિણમા ગઢવાલ, કુમાઊ, નેપાલ, સીકીમ, તથા આસામ, અને પશ્ચિમમાં પંજાબ તથા કાશ્મીરની સરહદો આવેલી છે તેની રાજધાની લાસા-નગર છે. રાજા દલાઈલામાના નામથી ઓળખાય છે ભારતથી તિબેટ જવા માટે ૧ તાકલાકોટ અને ૨ સાનીમા મંડી એમ બે રસ્તાઓ છે. પહેલે રસ્તે જનારને ૨૫૩ માઈલ અને બીજે રસ્તે જનારને ૨૧૧ માઇલ માનસરોવર પડે છે. માનસરોવરની પાસે જ રાક્ષસ તળાવ છે. તેની બન્ને બાજુ ગિરિમાલા છે. પહાડોમાં પ્રાચીન ગુફાઓ અને બીજી પવિત્ર જગાઓ છે.

માનસરોવરથી ઉત્તર તરફ નજર નાખીએ તો એક કુદરતી **સ્વર્ગીયસ્થાન** નજરે પડે છે, જે Chang ચંગગામ પાસેના *Horling* હોરલિંગની પડખે બરફનો ઊંચો અને મનો-રમ પહાડ છે એ પયુરગિલપિકસની હારમા છે, ૨૨૦૦૦ ફૂટ ઊંચો છે. એનુ નામ કૈલાસ છે જે તિબેટની સરહદમાં આવેલો છે.

સંયુક્ત પ્રાંતમાથી ૧ લીપુલેખઘાટ, ૨ ઉતધૂરઘાટ અને ૩ નીતિઘાટ એ ત્રણ રસ્તે કૈલાસ જવાય છે, જે પૈકીના પહેલા ઘાટથી જવાનું સરલ પડે છે

(Therring's Western Tibbet P. 149).

અનેક રાજવંશોએ તિબેટમાં રાજ્ય કર્યું છે ઈ. સ. પૂર્વે ૬૦૦ આસપાસમાં અહીના રાજાઓ **લિચ્છવી** વંશના હતા લિચ્છવી રાજાઓનું રાજચિહ્ન સિંહતું હતું. પ્રાચીનકાળમાં બિહારમા વૈશાલી નામે મોટું નગર હતુ ત્યાં પણ આ સમયે લિચ્છવીવંશના રાજાઓનું રાજ્ય હતુ અને તેઓનું ચિહ્ન પણ સિંહતુ હતુ. તિબેટના લિચ્છવીઓ અને વૈશાલીના લિચ્છવીઓ એક જ કુટુંબના હતા. (વૈશાલીમાં લિચ્છવીઓનુ ગણતંત્ર રાજ હતું તેનો પ્રમુખ ચેડામહારાજા હતો. ભગવાન મહાવીરસ્વામી તેના જ ભાણેજ હતા. ચોવીશમા તીર્થંકર હતા.)

ત્યારબાદ તિબેટમા લિચ્છવીઓની બાદ કોશલના રાજાઓએ અને પછી ગુપ્તવંશે રાજ્ય કર્યું છે. અહી ઈ. સ ૮૪૨મા હોડસન રાજા થયો છે. આ સમય સુધી તિબેટમાં બૌદ્ધ ધર્મ આવ્યો ન હતો. બૌદ્ધો ઈ. સ ૮૪૨ થી ૮૭૦ના ગાળામાં તિબેટમાં આવ્યા છે અને સમય જતા રાજા હોડસનના વંશે પણ બૌદ્ધ ધર્મ સ્વીકાર્યો છે. આ રાજવંશમાં Lha-Chen Rayal-apo નામનો રાજા થયો છે

લામા નામના બૌદ્ધ ભિક્ષુએ તિબેટમાં ઈ. સ ૧૦૫૦ થી ૧૦૮૦ના ગાળામા ભ્રાતૃમંડળ સ્થાપ્યું અને કૈલાસની પાસે ત્રણ મોટા સરોવરોની પાસે મઠ સ્થાપ્યા

(Antiquities of Indian Tibbet Vol. 2. P. 95).

(વિશ્વેશ્વરનાથ રેઉનો भारतका प्राचीन राजवंश पृ ३७८)

Atisa અતીસા Dipankara Shri Janana દીપનકર શ્રી જનાન નામના બૌદ્ધ ભિક્ષુએ ઈસાની અગિઆરમી સદીમાં બંગાળમા તિબેટમાં આવી અહીં બૌદ્ધ ધર્મનો પ્રચાર કર્યો છે તિબેટમાં જે બૌદ્ધસ્તૂપો છે તેની બાંધણી બંગાળના ઢબની છે.

કહેવાની જરૂર નથી કે તે પહેલાં તિબેટમાં જૈન ધર્મ હતો, શૈવધર્મ હતો. લિચ્છવી રાજાઓ જૈન હતા. તિબેટમાં બૌદ્ધ ધર્મના પ્રચાર પછી જૈન ધર્મનું નામ ભુલાઈ ગયું એટલે તિબેટિયનો અષ્ટાપદ પહાડ પર ગૌતમ બુદ્ધનું નિર્વાણસ્થાન માનવા લાગ્યા છે. વાસ્તવમાં એ ગૌતમ બુદ્ધનુ નિર્વાણસ્થાન નથી જ. અને શૈવો તેને શિવનુ સ્થાન માનવા લાગ્યા છે.

**પ્રાચીન શિલાલેખ**

તિબેટમાં Guge ગુગપ્રદેશના પર્વતોમાં પ્રાચીન શિલાલેખો છે તેમજ બેલ્રાટસની ખડકોમાં પણ પ્રાચીન શિલાલેખો છે. જેમાં મોટે ભાગે રાષ્ટ્રીયગીતો કોતરાયેલા છે. શિલાલેખો તિબેટી ભાષામાં છે.

એક સ્તૂપ ઉપર કોતરાયેલ શિલાલેખ છે, જે ગુપ્તવંશનો ખરોષ્ટ્રીમા છે. આવો આ એક જ શિલાલેખ મલ્યો છે. એક શિલાલેખ શીપક ગામના ઉલ્લેખવાળો છે. જેમા શીપક ગામના લોકોને આર્ય તરીકે સંબોધ્યા છે. એટલે સ્પષ્ટ છે કે તિબેટિયન પ્રજા આર્ય પ્રજા છે. સર મોનીયર વિલિયમ જણાવે છે. શિલાલેખોમાં Grub-thob ગ્રુબ-થોભ અથવા સિદ્ધોનું નામ આવે છે. ગ્રુબ-થોભ શબ્દના બે અર્થો થાય છે, ૧ સિદ્ધયોગી (જેમકે ૮૪ સિદ્ધ વગેરે) ૨. સિદ્ધ (ઇંદ્રધનુષની જેમ વિલય પામનો અશરીરી આત્મા-મોક્ષમાં ગયેલ સિદ્ધાત્મા)

(i) Autiquities of Indian Tibbet Vol 2 P. 110.
(ii) Budhism Eddison 2. P. 536).

નાગવંશમાં એક Nag-Ma-gros મહાનગ્રોસ (નાગ-મા-ગ્રોસ) નામનો રાજા

થયો છે, જે શ્રેષ્ઠ રાજા તરીકે પ્રસિદ્ધ છે. તે માનસરોવરના કિનારે કિલ્લામાં રહેતો હતો. તેનો એક તિબેટી ભાષાનો શિલાલેખ છે જેમાં અરિહંતના વિહારનું સૂચન છે જે શિલાલેખનો અંગ્રેજી પાઠ—અનુવાદ નીચે મુજબ મળે છે

1. Jambudvipa of the south is a famous country among ten directions of the world. દુનિયાની દશ દિશાઓમાં દક્ષિણ દિશાનો જમ્બુદ્વીપ સર્વત્ર પ્રસિદ્ધ છે.

2. There is the mountain Lise (Kailas) with its neck of ice, the dwelling place of those who have conquered all enemies. (Arhats). બરફના શિખરવાળો કૈલાસ પહાડ છે, જે અર્હતો ( જેઓએ સર્વ શત્રુઓને જીત્યા છે)નું નિવાસસ્થાન છે.

3. There is the turquorise lake Ma-spang (Mansarover) the abode of the Nag-Ma-gros. નાગમા ગ્રોસનું રહેઠાણ માસ્પંગ સરોવર (માનસરોવર) ટરકોઈઝના આકારે છે.

4. On the right bank of the murmuring river which proceeded from an Elephant's mouth (Satlaj). સતલજ નદી કે જે હાથીના મુખમાંથી ખળખળ કરતી વહે છે. તેને જમણે કિનારે રાજાનું રહેઠાણ છે.

5 There is the great castle Ku-mkhar the abode of the King. ત્યાં કુમ્ખર નામનો મોટો કિલ્લો છે જેમાં પ્રજાના રાજકર્તાઓ રહે છે.*

6. In it there dwell the rulers of men, father and son; May you be always victorius Under the rule of this religious king, all the ten virtues were prominent, in the capital of Hribskyes (Shipke). આ રાજા ધર્મિષ્ઠ હતો. તેના રાજ્યકાળમા બધાએ (દશ) સદ્‌ગુણો પ્રચાર પામ્યા હતા. તેની રાજધાની અહી હીબસ્કાઈઝ (શિપકે) નામના શહેરમાં હતી

Antiquities of Indian Tibbet. Part. I P 26, 27.

(અપૂર્ણ)

---

* તિબેટની પુરાણી રાજધાની **કુમ્ખર** નામના કિલ્લામા હતી તેનુ પ્રાચીન નામ કુભાકરનગર મળે છે. ભગવાન પાર્શ્વનાથ અહી વિહાર કરી પધાર્યા હતા.

—(પાર્શ્વનાથ મહાકાવ્ય પૃ૦ ૨૩૬)





# તેરાપંથ-સમીક્ષા

લેખક : પૂજ્ય પં. શ્રી ધુરંધરવિજયજીગણી

[ લેખાંક ચોથો ]

**દયા-દાનનો** મુખ્ય વિરોધ કર્યા પછી તેરાપંથને અવાન્તર અનેક નાની-મોટી વાતોમાં વિરોધ કરવો પડે છે. એ વિરોધમાં કેટલેક સ્થળે વિવેકદૃષ્ટિ જતી કરવામાં પણ તે પથને સંકોચ નથી. તેરાપંથના પુરસ્કર્તા ભિકખુસ્વામીએ અનુકંપાની તેર ઢાળો લખી છે—તેમાં એવી તો વિચિત્ર વાતો એટલી વિચિત્ર રીતે રજૂ કરી છે કે જે વાંચતાં ખરેખર ભિકખુસ્વામી પ્રત્યે અનુકંપા જાગે.

તેરાપથના અનુયાયીઓ એ ઢાળોને આગમ જેટલુ મહત્ત્વ આપે છે. તે ઢાળો ખરેખર ભયંકર છે વિવેકદૃષ્ટિની વિશિષ્ટ જાગૃતિ સિવાય એ ઢાળો વાંચનાર ભુલાવામાં પડી જાય એવો પૂરો સંભવ છે.

એ ઢાળોમાં આવતી વાતોની સમીક્ષા આ પ્રમાણે છે. તેરાપંથના મતવ્યોમાં મુખ્ય વિરોધ એ છે કે એ સીધેસીધા મોક્ષના સાધકોને કરણીય બતાવે છે અને બાકીનાને અકરણીય કહે છે. નિર્જરાના હેતુઓ કરણીય છે તે સાથે પુણ્યાનુબંધીપુણ્યના હેતુઓ કરણીય નથી એમ કહી શકાય નહીં.

પુણ્યબધના કારણો અને પાપબંધના કારણોને જો જુદા પાડીને કર્તવ્યાકર્તવ્યનો ભેદ સમજવામાં ન આવે તો અનેક સ્થળે વિષમતાઓ ઊભી થાય અને તેમાંથી એવી ગૂચવણમાં જીવ પડી જાય કે તે કરે કાંઈ ને માને કાંઈ

આ દૃષ્ટિ સ્થિર કરીને તેરાપથના મંતવ્યો વિચારવામાં આવે તો તેઓ કયાં ભૂલ્યા છે તેનો ખ્યાલ તુરત આવી જાય

(૧) મેઘકુમારે પૂર્વના હાથીના ભવમાં પગ ઊંચો રાખી સસલાને બચાવ્યો એ અનુકંપા સાચી, પણ એક યોજનનું માંડલુ કર્યું ને તેમાં જીવો બચ્યા તે અનુકંપા સાવદ્ય, એમ તેરાપંથ કહે છે. અર્થાત્ યોજનનુ માંડલુ કર્યું ને જીવો બચ્યા તેથી પાપ હાથીને બધાયુ એવો તેનો કહેવાનો ભાવ નીકળે.

પુણ્યકરણી પણ ભોગવવી પડે છે-તેથી સંસારમા રહેવું પડે છે. મોક્ષમાં જનાર આત્માને પુણ્ય-પાપ બન્નેનો ક્ષય કરવો જરૂરી છે, પણ તેથી પુણ્ય-પાપ સરખાં થઈ જતાં નથી. તેમાં પણ પુણ્યાનુબંધીપુણ્યને યોગે મોક્ષને યોગ્ય સામગ્રી પ્રાપ્ત થાય છે અને પ્રારંભિક અવસ્થામાં એ કર્તવ્યો જીવને આગળ-મોક્ષમાર્ગમાં આગળ વધારનારા છે.

સંસારી જીવોનુ-અવિરત આત્માઓનું જીવનુ ઇચ્છવું એ જુદી વાત છે અને તેઓ ન મરે-દુ:ખી ન થાય એવાં કર્તવ્યો કરવાં એ જુદી વાત છે.

અધ્યવસાયની તરતમતા કર્મબંધમાં પ્રધાન ભાગ ભજવે છે. એક જ પ્રકારનું કાર્ય

અધ્યવસાય ભેદે એકને શ્રેયસ્કર થાય છે જ્યારે બીજાને અશ્રેયસ્કર થાય છે. એટલે જ્યાં જ્યાં અનુકંપા કરવામાં આવે છે ત્યાં ત્યાં તે તે સંસારી જીવોનુ અવિરત જીવન ચાહવામા આવે છે એમ માની લેવું એ ભૂલ છે, માટે અનુકંપાની વિચારણા સૂક્ષ્મબુદ્ધિથી કરવાની આવશ્યકતા છે. સ્થૂલબુદ્ધિથી કે જડતાથી કેવળ કદાગ્રહ બંધાય છે.

મેઘકુમારે પૂર્વભવમાં એક યોજનનું માંડલું કર્યું તેમા વનસ્પતિકાય આદિની હિંસા મોહવશ થઈ, તેનુ પાપ તે જીવને જરૂર લાગે, પણ એ સિવાય અગ્નિથી ત્રાસ પામેલા અનેક જીવોને જે શાતા મળે તેથી તે જીવને પુણ્ય બંધાય એ નિર્વિવાદ છે. જો એમ ન હોત તો આગમમાં તે સ્થળે કે જ્યાં મેઘકુમારનો વિસ્તારથી અધિકાર આવે છે ત્યાં આ કરણીને જરૂર નિષેધી હોત. આ કરણીનો ઉલ્લેખ ત્યાં સુંદર શબ્દોમાં કર્યો છે, જરીપણ અરુચી દર્શાવી નથી. કોઈ પણ જીવ જ્યારે ઉન્માદે ચડે છે ત્યારે તેને પોતે કોણ છે? પોતાની સ્થિતિ ને શક્તિ શુ છે? તેનું તેને ભાન રહેતુ નથી. કોઈ પણ પ્રસગને તે પોતાના મતવ્યોના સિક્કા લગાવે છે અને એ યથાર્થ છે એવું ઠસાવવા સતત પ્રયત્ન કરે છે.

ભિકખુસ્વામીએ લખેલ અનુકંપાની ઢાળોમાં એવું સ્પષ્ટ દેખાય છે-આ કર્યું તે ધર્મ અને આ કર્યું તે સાવદ્ય. આ બે સિવાય બીજો કોઈ સિક્કો તેમની પાસે નથી અને એ બે સિક્કા પણ એક સરખા છે-તેમા કાંઈ તરતમતા પણ નથી. એ સિક્કા પણ જો પૂર્વ-શ્રુતને અનુસારી હોય તો તો ઠીક, પણ આ તો પોતાના ઘરના. એ માન્ય કેમ કરી શકાય? ન જ કરી શકાય.

(૨) શ્રીનેમિનાથ પ્રભુ પરણવા ગયા, પશુઓનો પોકાર સાંભળીને પાછા ફર્યા એ ધર્મ.

(૩) ધર્મરુચિ અણગાર કડવી તુંબડીનું શાક વહોરી લાવ્યા, પરઠવવા ચાલ્યા, અનેક જીવોની વિરાધના થશે, જાણી વાપરી ગયા, એ ધર્મ.

(૪) શ્રી મહાવીર પરમાત્માએ છદ્મસ્થ અવસ્થામા ગોશાળાને તેજોલેશ્યાથી બચાવ્યો એ સાવદ્ય.

ભગવાન મહાવીરના આ પ્રસંગ માટે તેઓ નીચે પ્રમાણે દલીલો કરે છે. (૧) પ્રભુને તે વખતે છ લેશ્યા હતી, (૨) પ્રભુ તે સમયે છદ્મસ્થ હતા, (૩) પ્રભુને મોહકર્મવશ રાગ ઉદયમા આવ્યો હતો, (૪) ગોશાળો અસંયતિ અને કુપાત્ર હતો, (૫) પછીથી બે સાધુ ઉપર ગોશાળાએ તેજોલેશ્યા મૂકી ત્યારે તેમને બચાવ્યા ન હતા.

આ વિચારણા સામે નીચે પ્રમાણે વિચારવું.

(૧) છ લેશ્યાવાળાની આ કરણી જો સાવદ્ય કહેવાય તો નિરવદ્ય કરણી કઈ કહેવાય? એ પ્રમાણે કરણી માત્રમાં સાવદ્યપણુ આવી જાય. (૨) છદ્મસ્થપણા માટે પણ ઉપર પ્રમાણે વિચારવું. (૩) ગોશાળા ઉપર દયા આવી હતી નહિ કે મોહજન્ય રાગ જો રાગ પૂર્વકનુ એ આચરણ થયુ હોત તો શાસ્ત્રમાં એ પ્રમાણે એ પ્રસંગ ઉલ્લેખિત થયો હોત (૪) આ પ્રકારની દયા અંગે એનું અસયતિપણું કે કુપાત્રપણું આડે લાવી શકાય નહિ. (૫) ગોશાળાએ તેજો-લેશ્યા મૂકી ત્યારે પ્રભુ સિવાય અન્ય કોઈ ત્યાં ન હતા. તીર્થંકર પરમાત્મા કેવળી અવસ્થામા લબ્ધિનો ઉપયોગ કરે નહિ. ભવિતવ્યતા પ્રબળ હતી. જો એમ ન હોય તો અનુકંપાના

ક્ષેત્રમાં અસંયતિની જેમ મુનિવર પણ આવી શકે નહિ. ગોશાળાની તેજોલેશ્યાનો ભોગ બનેલા બન્ને મુનિઓને બચાવવામાં અસયમનુ પોષણ થવાનું ન હતુ છતાં કેમ બચાવવામાં ન આવ્યા? અને એ રીતે સંયમધારીને બચાવવામાં પણ જો સાવદ્ય ગણાતું હોય તો કોઈ પણ સંયમીને કોઈ પણ બચાવી શકે નહિ. ડૂબતા સયમીને ડૂબવા દેવા અને બળતાને બળવા દેવા, ભૂખ્યાને ભૂખ્યા રહેવા દેવા, એ પ્રમાણે ધર્મમાર્ગનો સર્વથા લોપ થાય.

શ્રીવીરપ્રભુએ બન્ને મુનિઓનું એ પ્રમાણે કલ્યાણ જોયુ હતું એટલે તેમાં બીજું કોઈ કારણ પણ નથી

આમ તેરાપંથીઓ કેવળ નિર્જરાનાં કારણો સિવાય અન્ય સર્વ પ્રવૃત્તિઓને સાવદ્ય જણાવીને એકાંતે અકરણીય–હેય કોટિમા મૂકે છે એ તેમનું મહાઅજ્ઞાન છે. કેવળ નિર્જરાનાં કર્તવ્યો કયાં છે એ પ્રશ્નનો ઉત્તર મુશ્કેલ છે એટલુ જ નહિ પણ અશકયપ્રાય: છે. અકરણીયને કરણીય કહેવામાં જેટલો દોષ છે તેટલો દોષ કરણીયને કરણીય ન કહેવામાં અને અકરણીય કહેવામા છે. તેમાં પણ પોતાના ઘરના વિચારો આગળ કરીને માર્ગભેદ કરનાર છદ્મસ્થ મહામિથ્યાત્વના દોષનો ભાગી થાય છે, એટલે તેરાપંથીઓએ કહેલા નીચેના સર્વ પ્રસંગો અને વિચારો અશ્રદ્ધેય છે.

૫. જિનઋષિએ કરેલી અનુકંપા સાવદ્ય

૬. દેવકીના છ પુત્રો દેવે બચાવીને સુલસાને સોંપ્યા એ સાવદ્ય.

૭. હરિકેશી મુનિ ઉપર ભક્તિથી દેવે કરેલું કૃત્ય સાવદ્ય

૮. ગર્ભમાં આવેલ મેઘકુમારની માતાએ ઉત્તમ દોહદ પૂર્યાં એ સાવદ્ય.

૯. શ્રીનેમિનાથ પ્રભુને વંદન માટે જતાં શ્રીકૃષ્ણે દીનને આપેલું દાન સાવદ્ય.

૧૦. દુ ખી દરિદ્રને અનુકંપા દાન દેવું એ સાવદ્ય

૧૧. જીવો પોતાને પાપે મરે છે ને પીડાય છે, તેને બચાવવા નહિ. સાધુ બચાવે તો તેને અસયતીની વેયાવચ્ચનો દોષ લાગે, તેના પાચે મહાવ્રત ભાંગે.

૧૨. ગજસુકુમાળે માથુ ન હલાવ્યું એ ધર્મ અનુકંપા.

૧૩. અભયકુમારના મિત્રદેવે ધારિણીનો અકાલવર્ષાનો દોહદ પૂર્ણ કર્યો એ સાવદ્ય.

૧૪ સાધુ સિવાય અન્ય કોઈ પણ જીવની અનુકપા કરી શકાય નહિ.

[ ૧૧–૧૨–૧૩–૧૪ એ ચારે વાતો કેટલી અસંબદ્ધ છે તે સ્પષ્ટ જણાય છે. સાધુ અસંયતીની વેયાવચ્ચ ન કરે એટલે તેને ન બચાવે એ કેટલુ અજ્ઞાન છે. સાધુ કેવા સંયોગોમાં બચાવે ઇત્યાદિ વિધિ–નિષેધ જે રીતે છે તેનુ અજ્ઞાન આ રીતે વિપરીત વિચારો કરાવે છે. બારમી વાત તો પરીસહ–ઉપસર્ગ સહન કરવાની છે, તેમાં અનુકંપાનો પ્રશ્ન નથી. વચમા દેવની વાત વિચિત્ર છે. સાધુ સિવાય અન્યની અનુકંપા ન થાય—ત્યાં અનુકંપા શબ્દનો અર્થ પણ લખનારને ખબર નથી ] [ ક્રમશઃ ]



# વાચક યશોવિજયની ચોવીશીઓ

લેખક : પ્રો. હીરાલાલ ર. કાપડિયા એમ. એ.

: ૧ :

ન્યાયવિશારદ ન્યાયાચાર્ય મહોપાધ્યાય યશોવિજયગણિએ સંસ્કૃત, પાઇય (પ્રાકૃત), ગુજરાતી અને હિન્દી એમ ચાર ભાષામાં કૃતિઓ રચી છે. એમણે **ઐન્દ્રસ્તુતિ**માં કૌશલિક શ્રી **ઋષભદેવ**થી માંડીને તે આસન્નોપકારી શ્રી. **મહાવીરસ્વામી** સુધીના ચોવીસ તીર્થંકરોની સંસ્કૃતમાં સ્તવના કરી છે. આવું કાર્ય એમણે આ ચોવીસ તીર્થંકરોને અંગે ગુજરાતીમાં કર્યું છે—એકેક તીર્થંકરના ગુણગાનરૂપે એકેક સ્તવન રચ્યું છે. આમ જે ચોવીસ સ્તવનોની એમણે રચના કરી છે તેને 'ચોવીસી' કહે છે. એમણે એકંદર ત્રણ ચોવીસીઓ રચી છે. એનો સંક્ષિપ્ત પરિચય હું આ લેખદ્વારા આપું છુ.

: ૨ :

**ગૂર્જર-સાહિત્ય-સંગ્રહ**ના પ્રથમ વિભાગમાં ઉપર્યુક્ત ત્રણે ચોવીસીઓને સ્થાન અપાયું છે. અને તે પણ સૌથી પ્રારંભમાં: પહેલી ચોવીસીની શરૂઆત "જગજીવન જગવાલહો" રૂપ આદિપદથી અલંકૃત શ્રી. **આદીશ્વર**ના—**ઋષભદેવ**ના સ્તવનથી કરાઈ છે, અને એ ચોવીસીનો અંત "ગિરૂઆરે ગુણ તુમ તણા"થી શરૂ થતા અને મારી (સ્વર્ગસ્થ) માતાના મુખથી મેં નાનપણમાં અનેક વાર સાંભળેલા **મહાવીર-સ્તવન**થી કરાઈ છે

**પરિમાણ**—આ ચોવીસ સ્તવનો પૈકી ઘણાંખરાં પાંચ પાંચ કડીનાં છે. વિશેષ ચોક્સાઈથી કહેવું હોય તો શ્રી. **અભિનંદનનાથ**; શ્રી. **વિમલનાથ** અને શ્રી. **નેમિનાથ**નાં સ્તવનો ૭ ૭ કડીનાં છે, શ્રી **પાર્શ્વનાથ**નું સ્તવન ત્રણ કડીનું છે, અને બાકીના વીસ તીર્થંકરોના સ્તવનો પાંચ પાચ કડીનાં છે. આમ આ આદ્ય ચોવીસીમાં એકંદર ૧૨૧ કડી છે.

**દેશી અને રાગ**—ચોવીસ સ્તવનોમાંથી પહેલાં બાવીસને અંગે "દેશી"નો ઉલ્લેખ છે. શ્રી. **પાર્શ્વનાથ**નું સ્તવન "મલ્હાર" રાગમા છે અને શ્રી **મહાવીરસ્વામી**તુ સ્તવન "ધનાશ્રી" રાગમા છે.

**વિશેષતા**—ચોવીસે સ્તવનોનો સામાન્ય વિષય તે તે જિનેશ્વરના ગુણોત્કીર્તનનો છે. તેમ છતા કોઈકમાં શબ્દની તો કોઈમાં અર્થની—કાવ્યતત્ત્વની વિશેષતા રહેલી છે. દા. ત. શ્રી, સુપાર્શ્વનાથના સ્તવનમાં એ જિનેશ્વરનું ઠકુરાઈ (ઐશ્વર્ય) વર્ણવતા ૩૪ અતિશયો, વાણીના ૩૫ ગુણ અને ૮ પ્રાતિહાર્યોનો નિર્દેશ કરાયો છે શ્રી. ધર્મનાથના સ્તવનમાં "થાશું" અને "થે" એમ બે મારવાડી પ્રયોગો છે શ્રી કુન્થુનાથના સ્તવનમાં એ તીર્થંકરનો રત્નદીપક તરીકે ઉલ્લેખ છે. એનું વર્ણન **ભક્તામરસ્તોત્ર**ના નિમ્નલિખિત સોળમા પદ્યનુ સ્મરણ કરાવે છે.—

" निर्धूमवर्तिरपवर्जिततैलपूरः
कृत्स्नं जगत्त्रयमिदं प्रकटीकरोषि।
गम्यो न जातु मरुतां चलिताचलानां
दीपोऽपरस्त्वमसि नाथ ! जगत्प्रकाशः ॥१६॥

શ્રી. નમિનાથના સ્તવનમાં એમની સેવા કરવાથી આઠ મહાસિદ્ધિ અને નવ નિધિની પ્રાપ્તિ થાય એમ કહ્યું છે. વળી હાથી, ઘોડા, પુત્ર, પુત્રી અને બાંધવની પ્રાપ્તિ, ઈષ્ટનો સંયોગ અને અનિષ્ટ જનોનો અભાવ ઈત્યાદિ સાંસારિક લાભો ગણવાયા છે.

શ્રી. પાર્શ્વનાથનું સ્તવન ઉત્કૃષ્ટતાનાં ઉદાહરણો પૂરાં પાડે છે. જેમકે દેવોમાં ઈન્દ્ર, પર્વતોમાં મેરુ, પશુમાં સિંહ, વૃક્ષમા ચન્દન, સુભટોમા **મુરારિ** ( કૃષ્ણ ), નદીમા ગંગા, રૂપમાં કામદેવ, પુષ્પોમા અરવિન્દ, ભૂપતિઓમાં **ભરત**, હાથીઓમાં ઐરાવત, પક્ષીમાં ગરુડ, તેજસ્વીમાં સૂર્ય, વખાણ (વ્યાખ્યાન)માં જિનકથા, મંત્રમાં **નવકાર**, રત્નમાં સુરમણિ, સાગરમાં **સ્વયંભૂરમણ** સમુદ્ર, ધ્યાનમાં શુકલ ધ્યાન.

**સન્તુલન—સૂયગડ** ( અ. ૬ )નાં ૧૮ માથી ૨૪મા સુધીનાં પદ્યોમાં શ્રેષ્ઠતાનાં ઉદાહરણો અપાયા છે. તેની સાથે ઉપર્યુક્ત ઉદાહરણો[1] સરખાવી શકાય વળી ઋષભદાસે રચેલી અને નીચે મુજબની પંક્તિથી શરૂ થતી શત્રુંજયગિરિ–સ્તુતિ પણ વિચારી શકાય:—

" શ્રીશત્રુંજય તીરથસાર, ગિરિવરમાં જેમ મેરુ ઉદાર."

**રચના-સમય**—આ તેમજ બીજી બે ચોવીસી પણ ક્યારે રચાઈ તેનો એમાં ઉલ્લેખ નથી. ઉપાધ્યાયજીની કોઈ અન્ય કૃતિમા આ ત્રણ ચોવીસીમાંથી એકેનો નિર્દેશ હોય એમ જાણવામાં નથી. આવી પરિસ્થિતિમાં પ્રત્યેક ચોવીસીનાં સ્તવનો રોજ એકેક રચાયાં કે કેમ એનો ઉત્તર કેવી રીતે અપાય ?

**પૌર્વાપર્ય**—ચોવીસીઓનુ પૌર્વાપર્ય નક્કી કરવા માટે કોઈ સાધન જણાતુ નથી

**નામનિર્દેશ**—કર્તાએ પ્રાયઃ પ્રત્યેક સ્તવનના અતમાં " જશ " શબ્દ વડે પોતાનું નામ જણાવ્યું છે. એમનુ સાંસારિક નામ 'જશવત' હતું તેનું આ સંક્ષિપ્ત રૂપ છે. બીજી રીતે વિચારીએ તો " યશોવિજય "માંના 'યશસ્'નો ગુજરાતી પર્યાય 'જશ' છે.

કર્તાએ પોતાના ગુરુનુ નામ નયવિજય ઘણીખરી વાર આપ્યું છે અને એ રીતે એમનું સ્મરણ કર્યું છે. વિશેષમાં ઘણાખરા સ્તવનોમાં કર્તાએ પોતાનો 'વાચક' તરીકે ઉલ્લેખ કર્યો છે. તો 'વાચક' બન્યા પછીની આ કૃતિઓ ગણાય.

**: ૩ :**

**વિલક્ષણતા**—બીજી ચોવીસીમાં પણ ૨૪ સ્તવન છે. એમાં ૨૨મું સ્તવન 'હિન્દી' ભાષામાં છે. એ આ ચોવીસીની વિલક્ષણતા ગણાય

**પરિમાણ**—ઘણાખરાં સ્તવનો ત્રણ ત્રણ કડીનાં છે. શ્રી કુન્થુનાથનું સ્તવન ચાર કડીનું,

---

૧, આ સ્તુતિ (થોય) કેટલાંક પુસ્તકોમાં છપાવાઈ છે. દા ત. **આત્મ-કલ્યાણ-માળા** (પૃ ૧૪૪ –૧૪૫, દ્વિતીય આવૃત્તિ)માં.

શ્રી. **શાન્તિ**નાથ, શ્રી. **પાર્શ્વ**નાથ અને શ્રી. **મહા**વીરસ્વામીનાં સ્તવનો પાંચ પાંચ કડીનાં અને શ્રી. **ને**મિનાથનું સ્તવન બાર કડીમા છે, જ્યારે બાકીનાં ઓગણીસ સ્તવનો ત્રણ ત્રણ કડીનાં છે. આમ આ ચોવીસીમાં કુલ્લે ૮૮ કડીઓ છે.

**દેશી, ઢાળ અને રાગ**—સોળ સ્તવનો માટે દેશીનો, છને માટે ઢાળનો અને બે માટે રાગનો ઉલ્લેખ છે. શ્રી. પાર્શ્વનાથના સ્તવન માટે " ઢાલ ફાગની " એમ કહ્યુ છે.

નવમું અને પંદરમુ સ્તવન 'મલ્હાર' રાગમાં છે.

**વિશિષ્ટતા**—શ્રી. પદ્મપ્રભનાથના સ્તવનમા મુક્તિને મોદક ( લાડુ )ની ઉપમા અપાઈ છે. એમાં જિશાસનને પાંતિ (પંગત) કહી છે. અને સમ્યકત્વને થાળ (મોટી થાળી) કહ્યો છે

શ્રી શાન્તિનાથનું સ્તવન વિરોધાભાસનુ સુંદર દષ્ટાંત પૂરુ પાડે છે રાગ અને દ્વેષથી રહિત હોવા છતાં એ જિનેશ્વર ચિત્તને આજે છે. એમને શિરે છત્ર છે ઇત્યાદિના નિર્દેશપૂર્વક એમનું ઐશ્વર્ય (ઠકુરાઈ) વર્ણવી એમને અકિંચન કહ્યા છે. એ જિનેશ્વરને સમતારૂપ પત્ની છે છતા એઓ બ્રહ્મચારીઓમાં શિરોમણિ છે. ભવના રંગથી અને દોષના સંગથી એ જિનેશ્વર મુક્ત છે, પણ મૃગરૂપ લાછનથી યુક્ત છે. આમ વિરોધાભાસ ઊભો કરાયો છે.

મહાવીર-સ્તવનમાં મનને મંદિર કહી પીઠબંધ તરીકે સમ્યકત્વનો, ચન્દરવા તરીકે ચારિત્રનો, ભીંત તરીકે સંવરનો, ગોખ તરીકે કર્મના વિવર ( છિદ્ર )નો, મોતીના ઝૂમખા તરીકે બુદ્ધિના આઠ ગુણોનો, પંચાલી (          ) તરીકે બાર ભાવનાનો, રાણી તરીકે સમતાનો અને શય્યા તરીકે સ્થિરતાનો ઉલ્લેખ છે. આમ આ આલંકારિક સ્તવન છે.

શ્રી. કુન્થુનાથના સ્તવનમાં " ઉંબર ફૂલ "નો ઉલ્લેખ છે.

: ૪ :

**વિશિષ્ટ નામ**—આ ત્રીજી ચોવીસીને **ચૌદ બોલની ચોવીસી** કહે છે.

**પરિમાણ**—ત્રીજી **ચોવીસી**માંનાં ઘણાંખરાં સ્તવનો પાંચ પાંચ કડીના છે. **મહાવીર-સ્તવન** સાત કડીનું અને **નેમિનાથ-સ્તવન** નવ કડીનું છે, જ્યારે બાકીનાં બાવીસ બધાં પાંચ પાંચ કડીના છે. આમ એકંદર ૧૨૬ કડી છે

**દેશી, ઢાળ અને રાગ**—સ્તવન ૧, ૫, ૭, ૧૬, ૧૮, ૧૯ અને ૨૧ ને અંગે દેશીનો ઉલ્લેખ છે. છઠ્ઠુ, સત્તરમું, વીસમું અને બાવીસમુ એ ચાર સ્તવનો માટે દેશીનો ઉલ્લેખ ન કરતા 'ઢાળ'નો કરાયો છે. તેમાં બાવીસમા સ્તવન માટે " ઢાલ ફાગની " એમ કહ્યુ છે ચોવીસમા સ્તવન માટે દેશી કે ઢાલનો નિર્દેશ નથી, પરંતુ રાગ નામે 'ધનાશ્રી 'નો ઉલ્લેખ છે. ત્રેવીસમા સ્તવન માટે દેશી, ઢાલ અને રાગ પૈકી એકેનો નથી.

**વૈશિષ્ટ્ય**—આ **ચોવીસી**નુ પ્રત્યેક સ્તવન તે તે તીર્થંકરને અંગે નીચે મુજબની ચૌદ બાબતો વિષે માહિતી પૂરી પાડે છે:—

(૧) તીર્થંકરનું નામ, (૨) એમના પિતાનુ નામ, (૩) એમની માતાનુ નામ, (૪) જન્મ-ભૂમિ, (૫) લાંછન, (૬) વર્ણ, (૭) દેહ-માન, (૮) સહદીક્ષિતની સંખ્યા, (૯) આયુષ્ય, (૧૦) સાધુઓની સંખ્યા, (૧૧) સાધ્વીઓની સંખ્યા, (૧૨) નિર્વાણ-ભૂમિ, (૧૩) શાસન-યક્ષનુ નામ અને (૧૪) શાસન-યક્ષિણીનું નામ.

**જૈન તત્ત્વાદર્શ**—( પૃ ૩૫–૭૦, પાચમી આવૃત્તિ )માં તીર્થંકરના નામને 'બોલ' તરીકે ઉલ્લેખ ન કરતાં જે બાવન બોલ ગણાવાયા છે તેમાં ઉપર્યુક્ત ચૌદ બોલ પૈકી બાકીના તેરનો ઉલ્લેખ જોવાય છે.

**નામ-નિર્દેશ**—આ **ચોવીસી**ના કેટલાંક સ્તવનમાં 'જશ' શબ્દનો જાણે શ્લેષ કરી અર્થસદર્ભમાં ખૂબીથી ગોઠવી દઈ કર્તાએ પોતાનું નામ દર્શાવ્યુ છે. કોઈ કોઈ સ્તવનમાં "કવિ જશવિજય" એવો પણ ઉલ્લેખ છે કોઈમાં નામ ન આપતાં ઉપાધ્યાયજીએ પોતાને નયવિજયના શિષ્ય તરીકે ઓળખાવ્યા છે. બાકીનાં સ્તવનોમાં આ પહેલાંની બે ચોવીસીઓનાં સ્તવનોની પેઠે 'જશ' એવો પણ ઉલ્લેખ છે.

**: ૫ :**

**ઉપસંહાર**—ત્રણે ચોવીસીની મળીને ૧૨૧+૮૮+૧૨૬=૩૩૫ કડીઓ છે.

પ્રત્યેક ચોવીસીનો ગ્રથાગ્ર કોઈ કોઈ હાથપોથીમાં હોય તો તે તપાસીને નોંધાવો જોઈએ.

બીજી ચોવીસીમા એક સ્તવન હિન્દીમા છે તો એને અગે તપાસ થવી ઘટે. શું ગુજરાતીમાં રચાયેલુ મૂળ સ્તવન નહિ મળી શકવાથી એને સ્થાને આ દાખલ કરી દેવાયું હશે?

વાચકનો અર્થ 'ઉપાધ્યાય' કરાય છે એ વાચકની પદવી **વિજયપ્રભસૂરિ**એ વિ. સં. ૧૭૧૮માં **યશોવિજયગણિ**ને આપી હતી એમ **સુજસવેલિ** ( ઢાલ ૩, કડી ૧૨ ) જોતાં જણાય છે. આ હિસાબે 'વાચક'ના ઉલ્લેખ પૂર્વકના સ્તવનો વિ સં. ૧૭૧૮ પહેલાં રચાયાં નથી એમ કહી શકાય. આમ રચના–સમયની પૂર્વ સીમા તો નક્કી થાય છે. ઉત્તર સીમા ઉપાધ્યાયજીના સ્વર્ગવાસના સમય સુધીની વધારેમા વધારે હોઈ શકે, એથી વિ. સં. ૧૭૩૦ની આસપાસમાં ચોવીસી રચાયાનું સ્થૂળ દૃષ્ટિએ કહેવાય.

જેમ ત્રીજી ચોવીસીમાં ચૌદ ચૌદ બોલ છે તેમ ઉપાધ્યાયજીએ રચેલી "વિહરમાણ–જિન–વીસી"મા તીર્થંકરનું નામ, એમનાં માતાપિતા અને પત્નીનાં નામ, જન્મ–ભૂમિ અને લાંછન એમ ૭ ૭ બોલનો નિર્દેશ છે. આવી રીતે સમાનકર્તૃક અન્ય સ્તવનોનું તુલનાત્મ દૃષ્ટિએ અવલોકન કરી શકાય, પણ આ તો સક્ષિપ્ત પરિચય હોવાથી એ વાત જતી કરું છું.



## શ્રી. ઋષભદાસજી કૃત, પાંચ તીર્થંકરોનાં

# પાંચ ચૈત્યવંદનો

સંપા૦ પૂ મુનિ શ્રી. અભયસાગરજી

### ૧. શ્રી ઋષભદેવ પ્રભુ ચૈત્યવંદન

**આદિદેવ** અરિહંત, ધનુષ પંચસઈ કાયા;
ક્રોધ માન નહિ લોભ કામ નહિ મૃષા ન માયા. ૧

નહિં રાગ, નહિં દ્વેષ, નામ નિરંજન તાહરું;
દીઠું વદન વિશાલ, પાપ ગયું સવિ માહરું. ૨

નામે હું નિરમલ થયો એ, જપું જાપ જિનવરતણો;
**કવિરિષભ** ઈમ ઉચ્ચરે, આદિદેવ મહિમા ઘણો. ૩

### ૨. શ્રી શાંતિનાથ પ્રભુ ચૈત્યવંદન

સમરું **શાંતિજિણંદ**, પુષ્પ તુઝ સીસ ચઢાવું;
શ્રી જિનપૂજા કાજ, નિત તુઝ મંદિર આવું. ૧

રંગઈં ગાઉં રાસ, રિદ્ધ સુખ સંપત્તિ પાઉં;
મન વચન કાયેં કરી, દેવ! તુઝ નિત્યે ધ્યાઉં. ૨

પૂજંતાં પદવી લહું, જપતાં જગ સુખીયો બહુ;
**કવિ ઋષભ** કહે ભવિયણા! **શાંતિનાથ** સમરો સહુ. ૩

### ૩. શ્રી નેમિનાથ પ્રભુ ચૈત્યવંદન

**નેમ** નમું નિશદિશ, જન્મ લગેં બ્રહ્મચારી;
અષ્ટ ભવાંતર નેહ, તજી જેણેં રાજુલ નારી. ૧

**નેમ** ચઢ્યા **ગિરનારી**, ધરી તે સંજ [મ] ધ્યાન;
ચોપન દિન છદ્મસ્થ, પછેં પ્રભુ કેવલજ્ઞાન. ૨

સહસ વરસનો આઉખુંએ, પાલીને મુગતેં ગયા;
**કવિ ઋષભ** ઈમ ઉચ્ચરે, જસ મહિમા જગમાં રહ્યા. ૩

### ૪. શ્રી પાર્શ્વનાથ પ્રભુ ચૈત્યવંદન

વંદું **પાસજિણંદ**, કમઠહઠી મદ ગાળ્યો,
કર્યો નાગ **ધરણેન્દ્ર**, **અભયદેવ** રોગ ટાલ્યો. ૧

ફાડ્યો શંકર લિંગ, શિલા સાયરમાં તારી;
ધન્ય તું **પાસજિણંદ**! જરા યાદવની વારી. ૨

[ જુઓ અનુસંધાન પૃષ્ઠ : ૨૧૬

# श्रीऋषभजिनस्तवनम्

रचयिता : पू. पं. श्रीधुरंधरविजयजी गणी

[ पासशङ्खेश्वरा-इत्यादिवत् प्राभातिकरागेण गीयते ]

मारुदेवं मुदा श्रयतश्रेयस्करं, श्रेयसेसज्जनाः सर्वकालम्,
नाभिकुलदीपकं विश्वदीपं ज्वलज्ज्योतिर्भिदीपितानर्थजालम् ॥ मारुदेवं-१
प्रस्तुतं सुरनराधीश्वैरीश्वरैः, सुषमयुतदुःषमारस्य प्रान्ते;
चिरविरहजातजिनजन्मतः सम्मदः, सम्भूतो ह्यद्भुतो भव्यस्वान्ते ॥ मारुदेवं-२
कालक्रमहानितः सर्वजनमानसे, व्यानशे विषमसम्मोहवासः;
शिक्षणं भक्षणादेः प्रदातुं जगद्धर्मरूपः स्वतोयः प्रभासः ॥ मारुदेवं-३
प्रथम महिपालता सागराष्टादश-कोटिकोटीककालं कुमारी;
संस्थिता संवृता स्वामिनं समगुणं वीक्ष्य यद्गुणभरं सुभगनारी ॥ मारुदेवं-४
लालिता पालिता वह्निरसलक्षमित पूर्वकालं रसालाधरित्री;
अद्भुतं रूपमवलोक्य मुनिताकुमार्या महीं त्यक्तवान् यश्चरित्री ॥ मारुदेवं-५
दशघनवत्सरेषु गतेषु सुपुवे मुनिता रमा रम्यवालम्;
केवलं नामतो धामतो निर्जिता-नेकशतभास्करं यद्विशालम् ॥ मारुदेवं-६
मित्रमस्यैव बालस्य जिननामकर्माख्यमुदयावलिकां प्रयातम्;
लोकमालोक्य सम्पूर्णभावं यतः प्रकटितं धर्मतीर्थप्रभातम् ॥ मारुदेवं-७
नरपतिं मुनिपति जिनपतिं जिनवरं प्रथमभावं गतं भव्यभावम्;
धर्मधुरन्धरं सकलमङ्गलकरं, भयहरं भवनिवारणस्वभावम् ॥ मारुदेवं-८



[ અનુસંધાન પાના ૨૧૫નું ચાલુ ]

કોઢિ ગયો એલગદે તણો એ, નાગાર્જુન વિદ્યા સિદ્ધ;
કવિ ઋષભ કહે સિદ્ધસેનને, સમર્યાં સાંનિદ્ધ
(સાન્નિધ્ય) કિદ્ધ (કીધ). ૩

### ૫ શ્રી મહાવીર પ્રભુ ચૈત્યવંદન

વાંદું વીરજિણંદ, મહિયલ જિણે મેરુ નચાયો;
હરી સમઝાયો સોય, દેવ જિણ પાય લગાયો. ૧
શૂલિપાણી સમઝેય, નાગ ગતિ સુરની સારી;
ચંદનબાલા જેહ, લેઈ બાલકા તારી. ૨
ઉદાયી અર્જુન અનેક, નર ગૌતમ મેઘકુમાર;
ઋષભ વીર વચનથી, બહુ જન પામ્યા પાર. ૩

# નવી મદદ

રૂ. ૧૫) શ્રી ચિંતામણીજીપાર્શ્વનાથની પેઢી-વીજાપુર

## સમિતિના ચારે પૂ. મુનિસભ્યોનાં સરનામાં

(૧) પ. પૂ. આ. મ. શ્રીવિજયલબ્ધિસૂરિજી મહારાજ
ઠે. તપગચ્છ અમર જૈનશાળા ખારવાડો, ખંભાત.

(૨) પ. પૂ. આ. મ. શ્રીવિજયલાવણ્યસૂરિજી મહારાજ
ઠે. તપગચ્છ જૈન દેરાસર, એંડ્રુઝરોડ, શાન્તાક્રુઝ, મુંબાઈ-૨૩.

(૩) પ. પૂ. આ. મ. શ્રીચંદ્રસાગરસૂરિજી મહારાજ
ઠે. તપગચ્છ જૈન ઉપાશ્રય, ૯૬, કેનીંગ સ્ટ્રીટ, કલકત્તા.

(૪) પ. પૂ. મુનિ શ્રીદર્શનવિજયજી મહારાજ (ત્રિપુટી)
ઠે. જૈન ધર્મશાલા, સદર બજાર, મેરઠસદર (યુ. પી.)



## પુસ્તક-સ્વીકાર

પુસ્તકનું નામ : **શ્રી અમૃત ગહુંલી સંગ્રહ**
સંપાદક : પૂ. મુનિરાજ શ્રીજિતેન્દ્રવિજયજી મહારાજ
પ્રકાશક તથા પ્રાપ્તિસ્થાન : શ્રી હર્ષપુષ્પામૃત જૈન ગ્રંથમાળા, સ્ટેશન-રોડ, શાંતિપુરી, (લાખાબાવળ-જામનગર)
મૂલ્ય : બાર આના

પુસ્તકનું નામ : **શ્રી. લેખામૃત સંગ્રહ ભા. ૫**
લેખક : પૂ. આ. શ્રીવિજયઅમૃતસૂરીશ્વરજી મહારાજ
પ્રકાશક તથા પ્રાપ્તિસ્થાન : શ્રી. હર્ષપુષ્પામૃત જૈન ગ્રંથમાળા, શાન્તિપુરી-લાખાબાવળ (સૌરાષ્ટ્ર)
મૂલ્ય : બાર આના

પુસ્તકનું નામ : **શ્રી. લેખામૃત સંગ્રહ ભા. ૬**
સંપાદક : મુનિરાજ શ્રી જિતેન્દ્રવિજયજી મહારાજ
પ્રકાશક તથા પ્રાપ્તિસ્થાન : શ્રી. હર્ષપુષ્પામૃત જૈન ગ્રંથમાળા, શાન્તિપુરી-લાખાબાવળ (સૌરાષ્ટ્ર)
મૂલ્ય : બાર આના

# શ્રી જૈન સત્ય પ્રકાશ
## અંગે સૂચના



### યોજના

૧. શ્રી. જૈનધર્મ સત્ય પ્રકાશક સમિતિ દ્વારા 'શ્રી. જૈન સત્ય પ્રકાશ' માસિક ૧૯ વર્ષ થયાં પ્રગટ કરવામાં આવે છે.

૨. એ સમિતિના આજીવન સંરક્ષક તરીકે રૂા. ૫૦૦) આ૦ દાતા તરીકે રૂા. ૨૦૦) આ૦ સદસ્ય તરીકે રૂા. ૧૦૧) રાખવામાં આવેલા છે. આ રીતે મદદ આપનારને કાયમને માટે માસિક મોકલવામાં આવે છે.

### વિનંતિ

૧. પૂજ્ય આચાર્યાદિ મુનિવરો ચતુર્માસનું સ્થળ નક્કી થતાં અને શેષ કાળમાં જ્યાં વિહરતા હોય એ સ્થળનું સરનામું માસિક પ્રગટ થાય એના ૧૫ દિવસ અગાઉ મોકલતા રહે અને તે તે સ્થળે આ માસિકના પ્રચાર માટે ગ્રાહકો બનાવવાનો ઉપદેશ આપતા રહે એવી વિનંતિ છે.

૨. તે તે સ્થળોમાંથી મળી આવતાં પ્રાચીન અવશેષો કે ઐતિહાસિક માહિતીની સૂચના આપવા વિનંતિ છે.

૩. જૈનધર્મ ઉપર આક્ષેપાત્મક લેખો આદિની સામગ્રી અને માહિતી આપતા રહે એવી વિનંતિ છે.

### ગ્રાહકોને સૂચના

૧. "શ્રી જૈન સત્ય પ્રકાશ" માસિક પ્રત્યેક અંગ્રેજી મહિનાની ૧૫મી તારીખે પ્રગટ થાય છે.

૨. આ માસિકનું વાર્ષિક લવાજમ રૂા. ૩ ત્રણ રૂપિયા રાખવામાં આવ્યું છે.

૩. માસિક વી. પી. થી ન મંગાવતાં લવાજમના રૂા. ૩) મનીઑર્ડરદ્વારા મોકલી આપવાથી અનુકૂળતા રહેશે.

૪. આ માસિકનું નવું વર્ષ દિવાળીથી શરૂ થાય છે. પરંતુ ગ્રાહક ગમે તે અંકથી બની શકાય.

૫. ગ્રાહકોને અંક મોકલવાની પૂરી સાવચેતી રાખવા છતાં અંક ન મળે તો સ્થાનિક પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી અમને સૂચના આપવી.

૬. સરનામું બદલાવવાની સૂચના ઓછામાં ઓછા ૧૦ દિવસ અગાઉ આપવી જરૂરી છે.

### લેખકોને સૂચના

૧. લેખો કાગળની એક તરફ વાંચી શકાય તેવી રીતે શાહીથી લખી મોકલવા.

૨. લેખો ટૂંકા, મુદ્દાસર અને વ્યક્તિગત ટીકાત્મક ન હોવા જોઈએ.

૩. લેખો પ્રગટ કરવા ન કરવા અને તેમાં પત્રની નીતિને અનુસરીને સુધારોવધારો કરવાનો હક તંત્રી આધીન છે.

મુદ્રક : ગોવિંદલાલ જગશીભાઈ શાહ, શ્રી શારદા મુદ્રણાલય, પાનકોર નાકા, અમદાવાદ.
પ્રકાશક : ચીમનલાલ ગોકળદાસ શાહ.
શ્રી. જૈનધર્મ સત્ય પ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ—અમદાવાદ.

## વિજ્ઞપ્તિ

પર્વાધિરાજ પર્યુષણ મહાપર્વ નજીક આવી રહ્યા છે. આ પ્રસંગે મુનિસમ્મેલનના સંભારણારૂપ શ્રી જૈન ધર્મ સત્ય પ્રકાશક સમિતિ અને આ માસિકને ઉદાર હાથે સહાયતા કરવાની અમે બધાં શહેરો તથા ગામોના જૈન સંઘોને વિનંતી કરીએ છીએ; અને આ માટે શ્રી સંઘને પ્રેરણા અને ઉપદેશ આપવાની પૂજ્ય આચાર્ય મહારાજ આદિ સર્વ શ્રમણ સમુદાયને સવિનય વિજ્ઞપ્તિ કરીએ છીએ.

સમિતિ પાસે કોઈ સ્થાયી ભંડોળ નથી; પણ દર વર્ષે શ્રીસંઘ તરફથી મળતી જરૂર પૂરતી સહાય ઉપર જ એનું કાર્ય નભે છે. એટલે શ્રીસંઘ તરફથી જેટલા પ્રમાણમાં વિશેષ સહાયતા મળશે તેટલે અંશે સમિતિ વિશેષ કાર્ય કરી શકશે.

ચતુર્વિધ જૈન સંઘ પોતાની આ સંસ્થા અને પોતાના આ માસિકને અવશ્ય યાદ રાખે અને વધુમાં વધુ સહાયતા મોકલી એને પગભર કરે, એ જ અભ્યર્થના.

—તંત્રી

# विषय-दर्शन




॥ ॐ अर्हम् ॥
अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक
मुनिसम्मेलन संस्थापित
श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र
जेशिंगभाईनी वाडी : घीकांटा रोड : अमदावाद (गुजरात)
તંત્રી : ચીમનલાલ ગોકળદાસ શાહ

| | | |
|---|---|---|
| वर्ष : २१ | વિક્રમ સં. ૨૦૧૨ : વીર નિ. સં. ૨૪૮૧ : ઈ. સ. ૧૯૫૬ | क्रमांक |
| अंक : ११ | શ્રાવણ સુદ ૯ બુધવાર : ૧૫ ઓગસ્ટ | २५१ |



## ક્ષમાપનાનું મહાપર્વ
# શ્રી પર્યૂષણા પર્વ

લેખક : પૂ. મુનિરાજ શ્રી. રૂચકવિજયજી

આત્માના કલ્યાણને માટે નજીકના સમયમાં ક્ષમાપનાનું મહાપર્વ શ્રી પર્યૂષણા પર્વ આવી રહેલ છે. આ મહાપર્વને અનેકવિધ યોજનાઓ દ્વારા ઉજવવાની યોજના મહાજ્ઞાનીઓએ કરી છે. એમા ક્ષમાપના નામના કર્તવ્યને પણ મહત્ત્વનું સ્થાન મળેલ છે.

ક્ષમાપનાના કર્તવ્યના આચરણમાં કષાયોથી ઉપશમવાનું અનિવાર્ય બને છે. વિષયો જ્યારે મન-બુદ્ધિ ઉપર પોતાની કાતીલ પકડ જમાવે છે, ત્યારે કષાયો પવનવેગે ઊછળી પડે છે અને ઊછળી પડેલા કષાયો જીવનમાં અનેક પ્રકારના કડવા-કષાયલા રંગની ઉપસ્થિતિ કરી દે છે આવા સમયે આત્માની હાલત બહુ દુ:ખ ભરી હોય છે, જે આત્માને પોતાને પણ ગમતી હોતી નથી, તો બીજાને તો કેવી રીતે પસંદ પડે?

જૈન શાસનમાં, કષાયોથી ઉપશમવાની પ્રક્રિયાનો અમલ હમેશાં કરવાનો હોય છે, કારણ કે આત્મા સૂક્ષ્મ રીતે પણ હમેશાં કષાયોથી ભર્યો ભર્યો જ રહે છે. કેવળ દૈહિક જીવન જ એવું હોય છે કે એ જીવનમાં કષાયો અને વિષયોનુ સામ્રાજ્ય જ પ્રવર્તી રહેલુ હોય છે. જ્યારે આમ હોય ત્યારે કષાય વિનાનો આત્મા ક્યારે હોય કે જેથી તેને ઉપશમાવવાની જરૂર ન પડે. આથી કષાયોથી ઉપશમવાની પ્રક્રિયાનો અમલ હમેશાં કરવાનો હોય છે. આમ છતાં કષાયો અને વિષયોના એકછત્રી સામ્રાજ્યમાંથી આત્મજાગ્રતિનો જેમને હમેશા અવકાશ ન મળ્યો હોય તેઓ પંદર દિવસે પણ આત્મજાગ્રતિ મેળવી શકે તો પંદર દિવસે પણ કષાયોથી ઉપશમવાની પ્રક્રિયાનો અમલ કરી શકાય છે. જેઓ પંદર પંદર દિવસે પણ આત્મજાગ્રતિ મેળવી શકતા ન હોય અને એથી પંદર પંદર દિવસે પણ કષાયોથી ઉપશમવાનુ બની શકતું ન હોય તેઓ જો ચાર મહિને પણ આત્મજાગ્રતિ મેળવી શકતા હોય તો તેઓ ચાર ચાર મહિને પણ કષાયોથી ઉપશમવાની પ્રક્રિયાનો અમલ કરી શકે છે. આ જ રીતે જેઓ

ચાર ચાર મહિને પણ આત્મજાગ્રતિ મેળવી શકતા ન હોય અને તેથી ચાર ચાર મહિને પણ કષાયોથી ઉપશમવાની પ્રક્રિયાનો અમલ બની શકતો ન હોય તેઓએ છેવટે શાસ્ત્રમર્યાદાના વર્ષ દિવસને અંતે તો સઘળાય પ્રકારના કષાયોથી ઉપશમવાની પ્રક્રિયાનો અમલ કરવો જ જોઈએ. જેઓ છેવટ આ રીતે પણ કષાયોથી ઉપશમવાની પ્રક્રિયાનો અમલ કરતા જ નથી. તેઓની માનવતા કાં તો મરી જાય છે અગર ખોવાઈ જાય છે.

વિષયોના વિરાગના અભાવના કારણે અને વિષયો તરફના સદ્‌ભાવના કારણે આપણા જીવનમાં કષાયો કેટકેટલો અને કેવોક ભાગ ભજવે છે, તેનો સૂક્ષ્મ રીતે અભ્યાસ કરવા જેવો છે. કષાયો ઊભા થાય છે અને તોફાને ચઢે છે તે અમથા થતા નથી. એમને પણ ઊભા થવામાં અને તોફાને ચઢવામાં પૂરતા કારણો મળે છે. એ કારણો ક્યારેક પોતે પણ ખોળી લે છે તો ક્યારેક ખુદ આપણે જ તેમને પૂરા પાડીએ છીએ. કોઈ પણ રીતે પણ કારણોની હાજરી મળે અને એ ઊભા થાય તથા તોફાને ચઢે એમાં નવાઈ જેવું કાંઈ નથી. એ એવા તો ઉદાર નીતિવાળા નથી કે એમને ઊભા થવા અને તોફાને ચઢવા પૂરતા કારણો મળે અને એ ઊભા થવાનું અને તોફાને ચઢવાનું માંડી વાળે એટલે કષાયો ઊભા થાય અને તોફાને ચઢે અને જે કાંઈ ખાનાખરાબી સરજાય તેમાં એમને જ જવાબદાર ગણવા કરતાં, એમને ઊભા થવામાં અને તોફાને ચઢવામાં જે કારણો છે એ કારણો એમને પૂરા પાડનારને જ જવાબદાર ગણવા જોઈએ, એ મને તો વ્યાજબી લાગે છે.

આમેય કષાયો પુદ્‌ગલ સ્વરૂપ અને જડ તો છે જ. આથી એ પોતાની મેળે સ્વતંત્ર તો પ્રયત્ન કરી શકવાના જ નથી. તેઓ આપણને વળગે તેવાં કારણો આપણે તેમને આપીએ અને તેઓ આપણને વળગી આત્માની પરિણતિ પોતાનામય બનાવે તેમાં એમનો ગુન્હો શો ? જે જેવા ગુણવાળો હોય તેવો ગુણ બતાવે તેથી એ કાંઈ ગુનેગાર ઠરતો નથી. કષાયો જેવા સ્વભાવના હોય, તેવું જ, તેને અનુસરતું જ ફળ તેઓ આપે. આપણને કષાયોનું ફળ પસંદ ન હોય તો તેઓનો આપણામાં પ્રવેશ થવા દેવો ન જોઈએ અને તેઓ જે કારણોના આધારે પ્રવેશ કરે, તેવા કારણો આપણે તેમને પૂરા પાડવા જોઈએ નહિ

આપણી તો હાલત એ છે કે કષાયોને જોઈતા કારણોનો ખજાનો આપણે ત્યાં ભર્યો પડ્યો છે, ખાલી કર્યો થાય એવો નથી આ સંજોગોમાં કષાયોને કારણો સહેજે મળી જાય અને રોજ રોજ એ ઊભા થાય અને તોફાને ચઢે અને ખાનાખરાબી સરજાય એમાં નવાઈ જેવું શું છે ?

આપણે તો આપણામાં કષાયો ઊભા થાય અને તોફાને ચઢે એવું જેમ કરીએ છીએ તેમ બીજાઓમાં પણ કષાયો ઊભા થાય અને તોફાને ચઢે, એવુંય કરીએ છીએ. આટલામાં આપણને જાણે કાંઈ બાકી રહી જતુ તેમ બીજાઓની કષાયોથી ભરી વૃત્તિઓ અને પ્રવૃત્તિઓને પ્રશંસાના શબ્દપુષ્પોની ફૂલગુથણીભરી માળાઓ આરોપણ કરવામાં આપણને ધનભાગી મનવીએ છીએ

ભાગ્યવાનો ! મહાપર્વના મહાન દિવસો નજીકમાં જ આવી રહ્યાં છે. એ દિવસો આવે એ પહેલા જ વિષયોનો સદ્‌ભાવ દૂર કરી વિરાગ કેળવવા માંડજો. વિષયોનો સદ્‌ભાવ દૂર થઈ અને વિરાગ કેળવાઈ જશે તો કષાયોથી ઉપશમવાનું સુલભ બની જશે સૌ કોઈ ભવ્યાત્માઓ શાસ્ત્રમર્યાદાના વર્ષ દિવસને અંતે પણ કષાયોથી ઉપશમવાનું કરે અને એ રીતે ક્ષમાપનાના કર્તવ્યને જીવનમાં આચરવાનું બનાવે અને આ કર્તવ્યના આચરણનું મહાન ફળ જે મોક્ષ, તેને તેઓ પામે એ જ શુભાભિલાષા.

# 'શ્રી જૈન સત્ય પ્રકાશ' ને ચાલુ રાખવા માટે શું કરવું જોઈએ ?

## ( શ્રી 'જૈને' દર્શાવેલા વિચારો )

**મુંબઈથી** પ્રગટ થતા 'મુંબઈ સમાચાર' દૈનિકની 'જૈન ચર્ચા'ના લેખક શ્રી 'જૈને' તા. ૫–૭–૫૬ના મુંબઈ સમાચારની 'જૈન ચર્ચા'માં 'શ્રી જૈન સત્ય પ્રકાશ' ને પગભર કરવા માટે શું કરવું જોઈએ ? એ અંગે પોતાના વિચારો પ્રગટ કર્યા છે એમા એમણે સમિતિનો ૨૧ વર્ષનો હિસાબ પ્રગટ કરવાની સૂચના કરી છે. આ સબધમાં અમો એટલું જણાવવાની રજા લઈએ છીએ કે વિ. સં. ૨૦૦૫ સુધીના હિસાબો વિગતવાર 'શ્રી જૈન સત્ય પ્રકાશ'માં આ પ્રમાણે પ્રગટ કરવામાં આવેલ છે. ક્રમાક ૬૮–૬૯માં વિ. સ. ૧૯૯૧ના શ્રાવણ માસથી વિ. સં. ૧૯૯૬ સુધીનો હિસાબ, ક્રમાંક ૧૦૩માં વિ. સં. ૧૯૯૭થી વિ સં. ૧૯૯૯ સુધીનો હિસાબ, અને ક્રમાંક ૧૭૭માં વિ. સં. ૨૦૦૦થી વિ. સ ૨૦૦૫ સુધીના હિસાબો છપાયેલ છે, અને વિ. સ ૨૦૦૫ પછીનાં વર્ષોના હિસાબો પણ તૈયાર છે, અને તે થોડાક મહિનાઓમાં પ્રગટ કરવામાં આવશે. શ્રી 'જૈન' ની એ આખી નોધ અમે સાભાર અહીં ઉદ્ધૃત કરીએ છીએ

—તંત્રી

## શ્રી જૈન સત્યપ્રકાશને ચાલુ રાખવા માટે શું કરવું જોઈએ ?

સંવત ૧૯૯૦ના ફાગણ વદિ ૩ રવિવાર તા. ૪થી માર્ચ ૧૯૩૪ના દિને અમદાવાદમાં નગરશેઠ શ્રી. કસ્તુરભાઈ મણીભાઈના શુભ પ્રયાસથી અને અમદાવાદના જૈન–સંઘના આમત્રણથી જૈન સમાજના જુદા જુદા સમુદાયોના આશરે સાડી ચારસો સાધુઓ અને સાતસો સાધ્વીજીઓનું મુનિ–સમેલન થયુ અને તે પછી તે એકાદ મહિનો ચાલુ રહ્યું, તે વખતે અગિયાર ઠરાવો સર્વાનુમતે પસાર થયા હતા. એ ઠરાવોમાં ૧૦મો ઠરાવ નીચે પ્રમાણે હતો.

"આપણા પરમ પવિત્ર પૂજ્ય શાસ્ત્રો તથા તીર્થાદિ ઉપર થતા આક્ષેપોના સમાધાનને અંગે આચાર્ય મહારાજશ્રી સાગરાનદસૂરિજી, આચાર્ય મહારાજ શ્રી લબ્ધિસૂરિજી, પન્યાસજી મહારાજશ્રી લાવણ્યવિજયજી, મુનિરાજ શ્રી વિદ્યાવિજયજી અને મુનિરાજ શ્રી દર્શનવિજયજીની મડળીએ, તે કાર્ય નિયમાવલી તૈયાર કરી શરૂ કરવુ, અને બીજા સર્વ સાધુઓએ એ બાબતમા યોગ્ય મદદ જરૂર કરવી તેમજ એ મડળીને જોઈતી સહાય આપવા શ્રાવકોને પણ પ્રેરણા અને ઉપદેશ આપવો."

ઉપલા ઠરાવને અનુસરીને અમદાવાદથી 'જૈન સત્યપ્રકાશ' નામનુ એક માસિક પ્રગટ થાય છે. એ માસિકને ૨૧ વર્ષ થઈ ગયા છે તે છતાં એ માસિક પોતાના પગ પર ઊભું રહી શકે એટલુ વાર્ષિક લવાજમ મેળવી શકતું નથી અને તેથી તેને દર વરસે મોટી ખોટ ખમીને ચાલુ રાખવું પડે છે. એ ખોટમાંની કેટલીક ખોટ શ્રાવકોની મદદથી પૂરી શકાય છે, પણ તેમ છતા બાકીની ખોટ તો કાયમ જ રહે છે. એ સ્થિતિમાં એ માસિકના સચાલકોને, એ માસિક ચાલુ રાખવા માટે વારવાર શ્રાવકોની સહાય મેળવવા માટે, નિવેદનો બહાર પાડવા પડે છે અને ગયે વરસે બહાર પડેલા નિવેદનને પરિણામે મુબઈ

સમાચારમાં અમે એ માસિકને સહાય મળે તે માટે એક અપીલ પ્રગટ કરી હતી. એ અપીલના પરિણામે અને બીજી રીતે ગયે વર્ષે એ માસિકને કેટલીક સહાય મળી હતી અને એ માસિક ચાલુ રાખી શકાયું હતું પણ એ માસિક તરફથી આ વર્ષે પણ એક નિવેદન બહાર પાડવામાં આવ્યું છે અને જૈન જનતાની આર્થિક સહાય મળે તે માટે અપીલ કરવામાં આવી છે. અમે એ અપીલને આવકારીએ છીએ અને જૈન જનતા એ માસિકને ચાલુ રાખવા યોગ્ય સહાય આપશે એવી આશા રાખીએ છીએ. ગયે વરસે અમે મુંબઈ સમાચારમાં અપીલ કરીને અમદાવાદની શ્રી આણંદજી કલ્યાણજીની પેઢીને એ માસિક સંબંધમાં યોગ્ય સહકાર અપાય એવી ઈચ્છા દર્શાવી હતી અને શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીએ રૂપિયા પાંચસોની આર્થિક સહાય એ માસિકના આર્થિક સંચાલન માટે મોકલી આપી હતી. એ સિવાય પણ બીજી સહાય એ પછી એ માસિકને મળી હતી, છતાં તે હજુ સુધી પગભર થઈ શક્યું નથી અને તેને જીવાડવા માટે કોઈ વધુ ઉત્તમ ઉપાય યોજવો જોઈએ એમ ઘણા જૈનો માને છે. એ સબધમાં "શ્રી જૈન સત્ય પ્રકાશ"ના સચાલકોને અમારી એક વિનંતી છે. તેઓએ અત્યાર સુધીના ૨૧ વર્ષના જીવનમાં કેટલો ખર્ચ કર્યો, કેટલી આવક થઈ, કોણે કોણે સહાય મોકલી, છપાઈ ખર્ચ કેટલો થયો, લેખકોને કેટલા રૂપિયા આપ્યા, પગારદાર માણસોને કેટલો પગાર અપાયો વગેરેને લગતો રીપોર્ટ જૈન જનતા સમક્ષ જાહેર રીતે મૂકવો અને જૈન જનતાને બતાવી આપવું કે જો તેને અમુક રકમની આર્થિક સહાય મળશે નહીં તો, 'શ્રી જૈન સત્ય પ્રકાશ'ને પ્રગટ કરવાનું અશક્ય થઈ પડશે આટલું કર્યા પછી સંચાલકોએ અમદાવાદના, કલકત્તાના, મદ્રાસના, મુંબઈના, સુરતના વગેરે મોટા શહેરોના શ્રાવકો સમક્ષ એક ડેપ્યુટેશનરૂપે જઈને, માસિક માટે એક કાયમી ફંડ એકઠું કરવું અને તે ફંડમાંથી માસિક ચાલુ રાખવું. અમે ધારીએ છીએ કે માસિકને ચાલુ રાખવા માટે આવો કોઈ ઉપાય યોજાવો જ જોઈએ.



[ અનુસંધાન પૃષ્ઠ ૨૩૨ થી ચાલુ ]

કોણાર્કનું સૂર્યમંદિર રથના આકારમાં છે. તેની ચારે બાજુ મોટા મોટા ૨૪ ચક્રો છે. આ ચક્રોના આરાની વચ્ચે અશ્લીલ આસનોવાલી નાની નાની મૂર્તિઓ છે, જે પુરી તથા ભુવનેશ્વરના મદિરમાંની મૂર્તિઓ કરતા નાની છે પણ ઘણી વિશેષ સખ્યામાં છે

મદિરના શિખરમાં ચારે દિશામાં બ્રહ્માની ૪ મૂર્તિઓ છે. અહી બીજી ઘણી ઘણી સુંદર મૂર્તિઓ છે, પણ મંદિરના અધિષ્ઠાતા મૂળ સૂર્યની મૂર્તિ અહી નથી. આ મદિરમાં નાચ કરતા મોટા હાથીઓની બે મૂર્તિઓ છે.

આ મદિરોનો ઇતિહાસ જોતા સમજી શકાય છે કે પ્રાચીનકાળમાં કલિંગમાં જૈનોનું કેટલુ પ્રભુત્વ હતુ અને આજે તેમા કેટલુ પરાવર્તન થયુ છે.

કોઈ સ્થાપત્યપ્રેમી આ લેખનું પરિશીલન કરી ઉડિસામા જઈ વિશેષ પ્રયત્ન કરશે તો તે આ વિષય પર વધુ પ્રકાશ નાખી શકશે, અને ભારતને ઉડિસાની પ્રાચીન સંસ્કૃતિનું સાચુ જ્ઞાન આપી શકશે.

---

# અષ્ટાપદ તીર્થ-ઇતિહાસ

લેખક: પૂ. મુનિરાજ શ્રી. જ્ઞાનવિજયજી (ત્રિપુટી)

[ગતાંકથી ચાલુ]

## સીમલાથી માનસરોવર

ભારતમાંથી માનસરોવર જવાના ૩ રસ્તા છે. એક રસ્તો સીમલા થઈને નીચે મુજબ જાય છે.

દિલ્લીથી કાલકા ધરમપુર થઈને **સીમલા** જવાય છે. કાલકાથી પગ રસ્તે પણ જવાય છે. કાલકા પાસે ૪ માઈલ દૂર **પેનજોર** ગામ છે પ્રાચીનકાળમાં આ મોટું નગર હતું. અહી એક કૂવો છે, હવાડો છે જે પવિત્ર મનાય છે વૈ સુદ ૧૫ થી વૈ વદ ૩ સુધી મોટો મેળો ભરાય છે અહી પ્રાચીન નગરના ટીલામાંથી તીર્થંકરોની ઘણી ખંડિત **પ્રતિમાઓ** નીકળી છે. બીલ સાહેબ બુદ્ધિસ્ટ રેકર્ડ ઓફ ધી વેસ્ટર્ન વર્લ્ડમાં જણાવે છે કે:—કિયાપીશીમાં ૧૦ બૌદ્ધ મંદિરો અને બીજા ધર્મોના મળીને ૧૦૦૦ મંદિરો છે. અહી દિગમ્બરો, રાખોડી ચોલનારા અને હાડકાના આભૂષણવાલા સાધુઓ રહે છે. આ ત્રણે સંપ્રદાયના સાધુઓ દિગમ્બર, પાશુપત અને કાપાલિક તરીકે ઓળખાય છે. તે સમયમાં કિયાપીશી એ ભારતની ઉત્તરે પંજશીલ અને તામાવવેલીનું પાટનગર હતુ.

સીમલાનો પહાડ સમુદ્રની સપાટીથી ૭૦૮૪ ફૂટ ઊંચો છે. સીમલામાં જૈન મંદિર છે, જૈન ધર્મશાળા છે એવું પણ મનાય છે કે—ભગવાન પાર્શ્વનાથ અહી વિચર્યા છે.

(Parcvanatha Charitra. P. 236.

By Muirice B Comfield, Baltimore).

પ્રાચીનકાલમાં બહુ પ્રસિદ્ધિ પામેલું **સિંહપુરી** એ જ આ સીમલા હોય તો એના સંશોધનથી ભારતના ઇતિહાસનું એક નવું પાનું ઉઘડશે

સીમલાથી માનસરોવર ૧૩૧ માઈલ છે. વચમાં ૧૩ પડાવો આવે છે. તે તે પડાવોના નામો, તેઓના ફાંસલાના માઈલ, અને તેઓના પહાડની સમુદ્ર-સપાટીથી ઊંચાઈના ફૂટોની તાલિકા નીચે પ્રમાણે છે.

સીમલા ઊંચાઈ ૭૦૮૪ ફૂટ ફેગુ માઈલ ૧૨, ઊંચાઈ-૭૬૧૨ ફૂટ. ઓગ માઈલ ૬, ઊંચાઈ ૭૪૨૧ ફૂટ. મતીઆના માઈલ ૧૦, ઊચાઈ ૭૬૯૧ ફૂટ મારકંડા માઈલ ૧૧, ઊચાઈ ૯૦૦૦ ફૂટ કેટગઢ મા ૧૧, ઊ. ૭૨૧૨ ફૂટ આ મોટુ શહેર છે તેની એક તરફ ઝાડીવાળો ઊંચો પહાડ છે, બીજી તરફ ૪૦૦૦ ફૂટ નીચે ખાણમાં પાંચ માઈલ દૂર વાર્ટ્રના ઢોળાણમાં સતલજ વહે છે અહી પુરુષો અને સ્ત્રીઓ ખૂબસૂરત છે અહી પહાડી સ્ત્રીઓને ત્રણ-ચાર પતિ હોય છે. સ્ત્રીઓ ખેતીનું કામ કરે છે. સૌ કોઈ ગળામાં અને માથામા ફૂલ પહેરે છે.

દત્ત નગર માઈલ ૧૨, ઊચાઈ ૩૨૦૦ ફૂટ આ સતલજને કિનારે મોટુ શહેર છે આનું બીજું નામ રામપુર છે. અહી બૌદ્ધના અને હિન્દુઓના મંદિરો છે

ગૌરા માઈલ ૮.

સરહન માઈલ ૧૦, ઊંચાઈ ૭૪૪૮ ફૂટ. અહી કાલિકાનું મંદિર છે. તેમાં એકકાલે નરબલિ દેવાતો હતો, હવે દેવાતો નથી.

તિવાર પછી વરસ ૨૧ થયાં સંઘવી શ્રીતારાચંદ ફતેચંદ તથા ભાઈ ધરમચંદજીયેં તારંગાજી તીર્થ ઉપર કારષાનું જોડાવ્યું છે. દિન ૧ પ્રતિ રૂપીયા સવાસાતનેં આસરે ષરચ છે તે જાણજ્યો જી બીજું કુંભારીયેંજી તથા આબૂજી ઉપર કારષાનાનું ષરચ રૂપીયા સાઢા સાતનેં આસરે ષરચ છે તીર્થ ઉપર તીર્થની ભક્તિ તુમ સરીષા શ્રીસિંઘ ગુણીના સહાય થકી ભક્તિ રૂડી રીતેં સચવાયે છે તે જાણવું જી બીજું શ્રી સિઘ દેશી તથા પરદેશી યાત્રા કરવા આવે છે તે શ્રી સિંઘની સેવા ભલી રીતે સચવાયે છે. સઘ યાત્રા કરવા આવે છે તિવારે ભંડાર મધ્યે પિણ દ્રવ્ય ઉપજે છેં તિમ ષરચ થાયે છેં તે જાણજ્યો જી.

બીજુ શ્રીસંઘ કહેં જે—તારંગાજી તીર્થ ઉપર બાવનજિનાલય કરાવો, જિનબિંબ નવા ભરાવો, પ્રતિષ્ઠામહોત્સવ કરાવો,—શ્રી સંઘ ઇમ કહેં છે. બીજુ બાવનજિનાલય પ્રાસાદ મધ્યે બીજા ૫૧ પ્રાસાદ નવાં કરવા છે, પ્રાસાદનુ કામ મોટે મંડાણેં છે. બીજા ૫૧ પ્રાસાદ કરવાનાં મનોરથ છે તે શ્રીસિઘ સહાયથકી મનોરથ સર્વ સફલ થાસ્યેં જી, શ્રીસિઘનું ઘર મોટું છે.

બીજુ સમાચાર ૧ પ્રીછજ્યોજી જે—તીર્થની ભક્તિ વાસ્તેં સમાચાર તુમનેં લિખ્યો છે, શ્રી સિંઘથકી તીર્થની ભક્તિ કરવી શોભેં તેહવી કરજ્યો જી, તીર્થ ઉપર કામ તો મોટું છે, શ્રી સિંઘથકી ભક્તિ થાયેં તે કરજ્યોજી, શ્રીસિંઘભક્તિ કરવા યોગ્ય છો, યોગ્ય જાણી સમાચાર લિખ્યો છે જી.

બીજું સમાચાર ૧ પ્રીછજ્યો જી-ધર્મશાલા ૧ નવી કરવા મંડાવી છે, ધર્મશાલા પ્રભુજીના પ્રાસાદનેં સમીપેં છે, ધર્મશાલા મધ્યે કોટડીયો ૧૭ નીપની છે, કોટડીયો આઠ બાકી કરવી છેં, ધર્મશાળા મોટેં મંડાણેં છે તે જાણજ્યોજી. બીજું ફૂલવાડી ૧ નવી શ્રીપ્રભુજીની ભક્તિ વાસ્તેં કરાવી છેં, ફૂલવાડી ઘણુ જ સુંદર શોભનીક બની છે તે જાણજ્યો જી. બીજું ધર્મશાળા તથા ફૂલવાડી નીપજાવતાં રૂપીઆ ૨૪સેં ષરચ થયા છેં તે જાણવુંજી ધર્મશાળા મધ્યે રૂપઈઆ હજાર ૫નુ કામ બાકી કરવુ છે. પ્રાસાદને સમીપે ધર્મશાલા કર્યાના ગુણ ૬૪ છે. બીજું ધર્મશાલા જે શ્રાવક નીપજાવેં તથા ધર્મશાલા કરાવ્યાનો ઉપદેશ કરે તેહને પિણ ગુણ ૬૪ છેં. દેહરાનેં સમીપેં ધર્મશાલા હોય તો દેહરા સંબધી અશાતના પિણ સચવાય જી તે જાણવું જી.

બીજું રાજાશ્રી સંપ્રતિ થયા તે પુન્યવંત જીવે સવાલાષ પ્રાસાદ નવાં કરાવ્યાં, તથા સવાકોડ શ્રીજિનબિંબ નવા ભરાવ્યાં, તથા દાનશાળા સાતસેં કરાવી, તથા ઉપાસરા ૫ેં હજાર કરાવ્યા, બીજું ધર્મશાલા પિણ ઘણી કરાવી છેં તે જાણવું જી. બીજું એહવા ગુણવંત જીવની કરણી ઉપર દષ્ટિ દેઈનેં ગુણવંત જીવ હોય તે ગુણ અંગીકાર કરેં જી જે જીવ જિનશાસન ઉપર બહુ માન કરીનેં

ગુણ અંગીકાર કરે છે તે જીવ પોતે ગુણી થાયે છે જી. બીજું ધર્મશાલા કર્યાના ગુણ અનેક છે, ધર્મશાલા તીર્થક્ષેત્ર ઉપર કરી હોય તો ચતુર્વિધ સિંઘને શાતા ઉપજવાનું સ્થાનક છે, તે વાસ્તે ધર્મશાલાને સમીપે બીજી ધર્મશાલા હોય તો ઘણુ જ શોભા સહિત સ્થાનક દીસે જી.

ઘણા જીવ એમ કહે છે જે—તીર્થક્ષેત્ર ઉપર દાનશાલા હોય તો જિનશાસનની શોભા છે. તીર્થક્ષેત્ર ઉપર દાનશાળા મંડાવી હોય તો અનેક ગુણ છે. પિણ ધર્મશાળા તથા દાનશાળા મધ્યે તો સાધારણ દ્રવ્ય હોય તે વાવર્યામાં આવે જી, સાધારણ દ્રવ્ય તો આશારે ઉપજે છે જે મુલક થકી દ્રવ્ય શ્રીસિંઘ મોકલે છે પિણ ભદ્રક સ્વભાવે મોકલે છે તે દ્રવ્ય અમથકી બીજે ક્ષેત્રે કિમ વપરાય? પછી તો તુમે શ્રીસિંઘ અમને લિખીને મોકલસ્યો તિમ અમે કામ કરીસ્યું જી. તીર્થક્ષેત્ર ઉપર બીજાં ક્ષેત્ર સચવાય છે તિવારે તીર્થની મહિમા અધિક દીસે છે જી. બીજું દેવકું દ્રવ્ય અમથકી બીજે ક્ષેત્રે કેમ વવરાય? પિણ જ્ઞાની જીવને એમ લિખવું શોભે છે. જે—નવ ક્ષેત્ર મધ્યે જે જે સ્થાનક ઉપર દ્રવ્ય ષરચવું શોભે છે જી. પછી તો શ્રીસિંઘ અમને લિખીને મોકલસ્યો તિમ કામ કરીસ્યું જી. અમે તો શ્રી જિનશાસના સેવક છું, શ્રી જિનશાસન જયવંતુ વર્ત્તે છે જી, પિણ જિનશાસનની મહિમા પુન્યવંત જીવના સહાયથકી અધિકતર નીપજે જી. અમે તો તુમારા ધર્મઉપદેશક મિત્ર છું, જે જીવે ધર્મઉપદેશ કર્યો છે તે પિણ ગુણી જીવ સંસાર મધ્યે સુખી થયા છે. બીજું તીર્થક્ષેત્ર ઉપર હર્ષ સહિત બહુમાન કરી ભક્તિપૂર્વક જે જીવ દ્રવ્ય વાવરે છે તે જીવને અનંત ગુણો લાભ છે, એહવો લાભ જિનશાસન ઉપર હિતકારી જીવ સર્વ જાણે છે, પિણ એહવો લાભ મહા પુન્યવંત જીવ હોય તેને નીપજે જી. શ્રીસંઘ તુમે અમારા ધર્મમિત્ર છો. શ્રી સિંઘ તુમે ધર્મ્મ ઉપર હિત સ્નેહ રાષો છો તે થકી વિશેષે રાષજ્યોજી. સંસાર મધ્યે ધર્મની કરણી મહા મોટી છે.

બીજું સમાચાર ૧ પ્રીછજ્યોજી—શ્રીસિંઘને પાંચ પઇસા દ્રવ્ય મોકલવાની ઇછા હોય તો શ્રી સૂરત મધ્યે સંઘવી તારાચંદ ફતેચંદ તથા શ્રી પાટણ તથા વડનગર વીસલનગર તથા ભાવનગર એતલા ગામ મધ્યે તુમારી ઇછામાં આવે તે ગામ ઉપર ભલામણ લિખી મોકલજ્યો. તુમારી ઇછામા આવે તો શ્રીઅમદાવાદ ઉપર ભલામણ લિખી મોકલજ્યો. શ્રી અમદાવાદ મધ્યે ગાંધી અક્કા માધવજી તથા કરમચંદ તલકશી તીર્થની ભકિત ભલી રીતે સાચવે છે તે જાણજસા જી.

॥સર્વ ઉપમાવિરાજમાંન જગતસેઠજી શ્રી
૫ પુસ્યાલચંદજી તથા પંચ મહાજનસમસ્ત
શ્રીસંઘચરણાનૂ કાગલ ૧ શ્રીમગસૂદાબાદ પોહચે॥

ઉપર જે કાગળ છાપેલ છે તે મગસૂદાબાદવાળા જગતશેઠજીને સરનામે ત્યાંના સંઘસમસ્ત ઉપર લખાયેલ છે કાગળમાં મગસૂદાબાદના જૈન સંઘના આગેવાનોનાં નામ લખેલાં છે તેમાં મુખ્ય નામ જગતશેઠનું છે.

ગંગા નદીને કાંઠે જેમણે કસોટીના પથ્થરો વડે એક મોટું જૈન મંદિર બંધાવેલું તે આ સુપ્રસિદ્ધ જગતશેઠ છે હાલમાં તેમની કોઠી મહિમાપુરમાં છે આ મહિમાપુર અને મુર્શિદાબાદ વચ્ચે ફક્ત પોણો ગાઉનુ અંતર છે. અહીં લખેલ મગસૂદાબાદ અને વર્તમાન મુર્શિદાબાદ એ બંને એક જ છે મુર્શિદાબાદનું એક નામ મક્ષુદાબાદ છે અને તેવું જ બીજુ ઉચ્ચારણ મગસૂદાબાદ છે જગતશેઠે બંધાવેલા કસોટીના મંદિરમાં હીરા, પન્ના, નીલમ, માણેક અને કસોટીઓની મૂર્તિઓ હતી. આ અસલ મંદિર ગંગાના પ્રવાહથી તૂટી ગયુ અને સાથે શ્રી જગતશેઠનો મોટો પ્રાસાદ પણ ખલાસ થઈ ગયો પાછળથી મૂળ મંદિરના થાંભલા વગેરેને શોધીને ભેગા કરી એક નાનુ કસોટીનું મંદિર બનાવેલ છે તે હાલમાં આ મહિમાપુરમાં છે

જગતશેઠ પછી જે બીજા બીજા ગૃહસ્થોના નામો આ કાગળમાં આવેલ છે તેમના વિશે કોઈ માહિતી તત્કાળ અહી અમદાવાદમાં બેઠા બેઠા લખી શકાય એમ નથી સ્પર્શના હોય અને બંગાળ ભણી જવાય તો મુર્શિદાબાદના વર્તમાન જૈન ગૃહસ્થો પાસેથી રૂબરૂમા એ માહિતી મેળવી શકાય

કાગળ લખનારા તારંગાના, અમદાવાદના, પાટણના, વડનગરના અને વીસલનગરના એટલે વીશનગરના જૈન શ્રાવકો છે. તેમાં કેવળ અમદાવાદના શેઠ નથમલ ખુશાલચંદની થોડી ઘણી માહિતી આ પ્રમાણે આપી શકાય

અમદાવાદમાં હઠીસિંગની વાડીના નામે પ્રસિદ્ધિ પામેલુ એક વિશાળ જૈન મંદિર છે, જે દિલ્લી દરવાજા બહાર ઘણી વિશાળ જગ્યામાં આવેલ છે. તેને ફરતી બાવન દેરીઓ છે માટે તેને બાવન જિનાલય પણ કહેવામાં આવે છે તેની કારીગરી ઘણી જ સુંદર છે અને આબુનાં મંદિરોની કોતરણીને ઘણીખરી મળતી આવે છે આ મંદિરને ચણનાર શિલ્પીની સામે આબુના મંદિરોનો નમૂનો હતો તેમા મૂળનાયક તરીકે ધર્મનાથ ભગવાનની પ્રતિમાની પ્રતિષ્ઠા થયેલી છે. અમદાવાદમાં આવનાર કોઈ પણ પરદેશી પ્રવાસી આ મંદિરને જોયા સિવાય પાછો ફરતો નથી કદાચ અજાણતાં પાછો ફરે તો અમદાવાદનો તેનો પ્રવાસ અધૂરો રહે છે, એવું આ આગ્રાના તાજમહેલની જેમ અમદાવાદનું આકર્ષક સ્થળ છે એ વાડીના મંદિરની જ્યારે પ્રતિષ્ઠા થવાની હતી ત્યારે ભારતભરના જૈન સંઘોને આમંત્રણ આપવા એક કંકોત્રી લખવામા આવેલી તેમા આમંત્રણ આપનાર તરીકે શા ખુશાલચંદ નહાલચંદનું નામ છે એથી એમ અનુમાન થઈ શકે છે, કે આ કાગળમાં લખેલ નામ શેઠ નથમલ ખુશાલચંદ છે, તે ખુશાલચંદ અને આ પત્ર લખનાર નથમલ ખુશાલચંદવાળા ખુશાલચંદ બન્ને એક હોય જો કે આ માટે વધારે માહિતી મેળવવી હોય તો વાડીવાળા હઠીસિંગ શેઠના વંશજો જેઓ અમદાવાદમાં વસે છે અને વાડીનો વહીવટ ચલાવે છે તેમને પૂછવાથી આ બાબત વધારે ખુલાસો મળી શકે અથવા વાડીના મંદિરમાં જે લેખ છે તેના ઉપરથી પણ ખુલાસો મેળવી શકાય. આ હકીકત તદ્દન સુપ્રસિદ્ધ છે અને મેળવવી સુગમ છે માટે આ વિશે અહી પ્રયત્ન નથી કર્યો.

પ્રસ્તુત કાગળમા સંવત, માસ વગેરે લખેલ નથી, છતાં આ કાગળ ઓગણીશમા સૈકાનો

છે એમાં શક નથી. એક તો એની ભાષા જ એ સમયની છે અને ખુશાલચંદ શેઠે લખેલી પેલી કંકોત્રી ૧૯૦૨ની છે એટલે આ કાગળના સમય વિશે કોઈ વિવાદ રહેતો નથી.

ભાષા તદ્દન સાદી ગુજરાતી અને આજની ગુજરાતીની જેવી છે, માત્ર શૈલીમાં થોડો ફરક છે શબ્દોની શૈલી આ જાતની છે: 'સંઘને બદલે સિંઘ', 'વહેલાને બદલે વૈહલા', 'તમેને બદલે તુમે', 'ગુણો વડેને બદલે ગુણેકરી' 'વિશેષને બદલે વિશેષે', 'જોઈ ને બદલે દીઠી', 'બનેને બદલે નીપજે', 'સંસારથી ને બદલે સંસારથકી', 'હર્ષ ઘણો પામ્યા ને બદલે હર્ષ ઘણુ પામ્યા'. આમાં ઘણું એ ક્રિયાવિશેષણ છે. 'તે વખતે ને બદલે તિવારે', 'મહેતા ને બદલે મેહેતા', 'સમાચાર જાણજ્યોજી ને બદલે સમાચાર પ્રીછજ્યોજી', 'પ્રશ્ન પૂછ્યો ને બદલે પ્રશ્ન પૂછ્યુ'. પ્રાકૃત ભાષામાં 'પ્રશ્ન' શબ્દ નાન્યતર જાતિમાં પણ છે. 'છે ને બદલે છૈ, છૈ અને છે', 'કારખાનુ કાઢ્યું ને બદલે કારખાનું જોડાવ્યું', 'પણ ને બદલે પિણ', 'એવો ને બદલે એહવો', 'અમે તો × × × સેવક છીએ' ને બદલે અમે તો સેવક × × × છું', 'સંસારમાં ને બદલે સંસાર મધ્યે', 'ઇચ્છા ને બદલે ઈછા, ઇછા', 'એટલા ને બદલે એતલા', 'લખી ને બદલે લિખી', 'તમારી ને બદલે તુમારી', 'આવે ને બદલે આવૈ', 'સાચવે છે ને બદલે સાચવૈ છે'.

કેટલાક શબ્દો સંસ્કૃતની છાંટના છે: 'અજિત જિન પ્રણમ્ય', 'શ્રી સંઘચરણાન્', 'જતઅત્ર'.

ઉપર જે ગુજરાતી શબ્દો બતાવ્યા છે તેમાં 'અમે છું' એ એક જ પ્રયોગ ચાલુ નાગરિક ગુજરાતીથી તદ્દન જુદો પડે છે, પરંતુ એમ જણાય છે કે ગુજરાતની તળપદી કોઈ બોલીઓમાં જરૂર એ પ્રયોગ અત્યારે પણ પ્રચલિત હોવો જોઈએ. અમને નાગરિક ગુજરાતીનો વિશેષ પરિચય છે અને ગામેગામ ફરતા રહીએ છીએ તેથી કરીને પણ નાગરિક ગુજરાતીનો પરિચય સવિશેષ રહેતો હોવા છતાં પણ એવો ખ્યાલ રહ્યો નથી કે આવો પ્રયોગ કયા ગામની વા કયા જિલ્લાની તળપદી બોલીમાં હજુ પણ ચાલુ છે

આ કાગળમા એમ લખવામા આવેલ છે કે અજિતનાથ ભગવાને તારંગા ઉપર ચોમાસું કર્યું હતું એ વાત વિશેષ સંશોધન માગે છે. ભગવાન મહાવીર પણ શત્રુંજય ઉપર આવેલા એવી દંતકથા પ્રચલિત છે, પરંતુ ભગવાન મહાવીરના ચરિત્રને લગતા જે જે પ્રાચીન ગ્રંથો અને હેમાચાર્ય વગેરે આચાર્યોએ બનાવેલ તેમનાં જીવનચરિત્રો વર્તમાનમા મળે છે તેમાં ક્યાંય એવી વાતની ગંધ સરખી પણ જણાતી નથી કે ભગવાન મહાવીર શત્રુંજય ઉપર આવ્યા હોય વળી એમ પણ દંતકથા ચાલે છે કે, ભગવાન વર્ધમાનપુરમાં આવ્યા હતા. આ વર્ધમાનપુર ખરી રીતે સૌરાષ્ટ્રનું વઢવાણ નથી. પરંતુ બંગાળમા આવેલું આસસોલ જંકશન પાસેનુ બર્દવાન નગર છે અને એ બર્દવાનમાં ભગવાન પધારેલા વર્ધમાન અને બર્દવાન શબ્દો મળતા આવે એવા છે. તે જ રીતે વઢવાણું અને વર્ધમાન શબ્દો પણ મળતા આવે એવા છે એમ સમજીને વિશેષ સંશોધન કર્યા વિના ગમે તે કોઈએ એવી વાત ચલાવી કે ભગવાન વઢવાણમાં આવ્યા હતા અને એમના આગમનની યાદી માટે વઢવાણમાં એક દેરી પણ ઊભી કરવામા આવી છે દેરી ભલે કરી, પરંતુ એ દેરીનો સંબંધ કોઈ રીતે વઢવાણમાં ભગવાન આવ્યાની હકીકત સાથે લેશ પણ નથી એ અભ્યાસી સંશોધકો બરાબર સમજી ગયેલા છે. એ જ રીતે તારંગા ઉપર અજિતનાથ ભગવાને ચોમાસુ કર્યું હતુ, એ વાત પણ એવી જ દંતકથારૂપ છે અને માત્ર તીર્થનો મહિમા વધારવા અતિશયોક્તિરૂપ છે. એ સૌ સંશોધકો સમજી લે.

બીજી વાત એમ છે કે, હેમાચાર્ય પાસે એમ બોલાવેલ છે કે અજિતનાથ આ તારગા ઉપર ચોમાસુ રહ્યા હતા માટે તેમની ભક્તિ માટે પ્રાસાદ બંધાવવો એ ઉત્તમ છે અને આ બોલ પત્ર લખનારે હેમાચાર્ય દ્વારા કુમારપાલને કહેવડાવ્યા છે આ હકીકત પણ સર્વથા દંતકથારૂપ છે. અજિતનાથ ભગવાનનુ તારગામા મંદિર બંધાવવાનુ જે કારણ પ્રભાવક ચરિત્રમા આપેલ છે તે નીચે પ્રમાણે છે:

પ્રભાવકચરિત્રના અનુવાદક શ્રી કલ્યાણવિજયજી મહારાજે આ વિશે જે જણાવેલ છે તેનો સાર નીચે પ્રમાણે છે.

"સં. ૧૧૯૯ મા સિદ્ધરાજ જયસિંહ પરલોકવાસી થયા છે અને કુમારપાલ રાજગાદી ઉપર બેઠો. ગાદીએ બેસીને અજમેરની આસપાસ આવેલા સપાદલક્ષદેશના રાજા અર્ણોરાજ ઉપર ૧૧ વાર ચઢાઈ કરી છતા તેઓ તે રાજાને જીતી શક્યા નહી પછી તેમણે પોતાના મંત્રી વાગ્ભટને પૂછ્યુ કે, 'એવો કોઈ દેવ છે કે જેની માનતા કરીને લડવા જતા આપણી જીત થાય ?' વાગ્ભટે કહ્યુ કે શ્રીઅજિતનાથની પ્રતિમા આચાર્ય હેમચંદ્રના હાથે પ્રતિષ્ઠિત કરાવીને સ્થાપન કરી છે તે પ્રતિમા ઘણી ચમત્કારિક છે જો સ્વામી (કુમારપાળ રાજા) એ પ્રતિમાની માનતા કરીને પ્રણામ કરે તો અવશ્ય સફલતા મળી શકે"

પ્રભાવકચરિત્ર—પ્રબંધપર્યાલોચન પૃ ૧૦૨

આ જ બાબત ફરીને તે જ મુનિરાજ આગળ ચાલતાં જણાવે છે કે, "કુમારપાલે અર્ણોરાજ ઉપરની ચઢાઈ વખતે ભગવાન અજિતનાથની જે માનતા કરી હતી તેની પૂર્તિરૂપે તેણે (કુમારપાળ રાજાએ) તારગાજી ઉપર ૨૪ (ચોવીશ) ગજ ઊંચુ દેહરુ કરાવ્યું અને તેમાં ૧૦૧ એકસો એક આગલ (ઇંચ) પ્રમાણ પ્રતિમા સ્થાપિત કરી." પૃ ૧૦૩.

આ ઉલ્લેખ ઉપરથી સ્પષ્ટ થાય છે કે કુમારપાલે પોતાના હરીફ રાજાને જિતવા માટે જે માનતા કરી હતી તેની પૂર્તિ કરવા રાજાએ (કુમારપાલે) આ મંદિર બંધાવેલ છે આ બાબત બીજી પણ સમાલોચના લાયક હકીકત લખી શકાય એમ છે, પરંતુ અહીં તેનો પ્રસંગ નથી એટલે જતી કરીએ છીએ.

કાગળમાં "મૂલ ગભારાનુ ઊંચપણુ હાથ ૧૨૫ ને આસરે છે." એમ જણાવેલ છે ત્યારે પ્રભાવકચરિત્રમા ૨૪ ગજ ઊંચુ દેહરુ કરાવ્યાની વાત લખે છે તેની સંગતિ કેમ કરવી તે સમજમા આવતુ નથી સંભવ છે કે ૨૪ કે ૨૫ ને બદલે કાગળમા ૧૨૫ લખાઈ ગયા હોય

કાગળમા લખ્યા પ્રમાણે મંદિરનો વિસ્તાર ઘણો મોટો છે અને તેમા ખરચ પણ ઘણુ મોટું થયેલ છે અને તે કામ ૨૯ વરસ ચાલ્યાનુ જણાવેલ છે. એટલે સંભવ છે કે એ કામ પૂરુ થતા વચ્ચે ઘણાં વિઘ્નો આવ્યા હોય અને તેને લઈને જ આટલો બધો સમય લાગ્યો હોય

કાગળમાં છેક છેલ્લે લખેલ છે કે જો અમદાવાદ રૂપિયા પૈસા મોકલવા હોય તો ગાંધી અક્કા માધવજી તથા કરમચંદ તલકસીને મોકલવા આમા અક્કા માધવજી તે અમદાવાદની આકાશેઠની પોળવાળા અક્કા શેઠ હોય અને બીજા નામના પરિચય વિશે કોઈ માહિતી કલ્પી શકાય એમ નથી, છતાં અમે વાચનાર બંધુઓને નમ્રપણે સૂચવીએ છીએ કે આ કાગળ વાંચ્યા પછી તે બાબત વા તેમા લખેલા વિશેષ નામો બાબત તેઓ જે હકીકત જાણતા હોય, તે હકીકત અમારા ઉપર લખી મોકલવા જરૂર કૃપા કરે તો એ દ્વારા સૌને ઘણુ જાણવાનુ મળશે.

# ટેલિવિઝન

## ( ધ્વનિપ્રસારક, પ્રતિબિંબપ્રસારક યંત્ર )

લેખક : પૂજ્ય મુનિરાજ શ્રીદર્શનવિજયજી ત્રિપુટી

ભારતમાં ઇતિહાસકાળ પહેલાની ત્રણ દાર્શનિક ધર્મપરંપરાઓ મનાય છે : ૧, જૈન દર્શન, ૨, બૌદ્ધ દર્શન અને ૩, વૈદિક દર્શન.

વૈદિક દર્શન જગતની વ્યવસ્થામાં જગતકર્તા અને ઇશ્વરેચ્છાને પ્રધાન માને છે એટલે એમાં આત્મા અને જડ સબંધી વિચાર કરવાની તક જ નથી. બૌદ્ધ દર્શન રૂપને-જડને પ્રધાનતા આપે છે, પણ તે સાહિત્યમાં પુદ્દગલો સબંધી વિશેષ વિવેચન મળતું નથી. જ્યારે જૈન દર્શન જગતની વ્યવસ્થામા આત્મા અને જડ બંનેને સમકક્ષ માને છે, તેઓની ગડમથલથી જ સસાર ચાલે છે એટલે જૈન દર્શને આત્મા તથા જડપુદ્દગલોનુ ઝીણવટભર્યું અને તલસ્પર્શી વર્ણન કર્યું છે. 'પન્નવણાસૂત્ર', 'લોકપ્રકાશ' અને 'તત્ત્વાર્થ સૂત્ર'માં એ અગે વિશદ વસ્તુદર્શન મળે છે.

ભગવાન શ્રી. મહાવીરસ્વામીએ લોકમા રહેલા મૂળ દ્રવ્યોને જુદાજુદા ઓળખાવી 'દ્રવ્યાનુયોગ' વિજ્ઞાન રજૂ કર્યું છે. આજનું વિજ્ઞાન ઘણાખરા અશે તેને અનુસરે છે.

સાધારણ જનતા મહાન વૈજ્ઞાનિકને ઓળખતી નથી, કિન્તુ સિનેમા સ્ટારને સરળતાથી ઓળખી શકે છે. એ જ રીતે સાધારણ જનતા દ્રવ્યાનુયોગ, અનેકાંતવાદ કે ભાવઅહિંસા વગેરે સિદ્ધાતોના પુરસ્કર્તા ભગવાન મહાવીરને ન ઓળખે અને મધ્યમ માર્ગ બતાવનાર દર્શનપ્રણેતાઓને ઓળખે, એ બનવું સ્વાભાવિક છે, કિન્તુ વિચારકો એ સિદ્ધાંતોને ભારતીય પ્રાચીનદેન માની ભગવાન મહાવીર દેવને પુનઃ પુનઃ આવકારે છે.

ભગવાન મહાવીરસ્વામીએ પરમાણુ, અણુ, પ્રદેશ, સંઘાત, વિઘાત, રૂપ, રસ, ગંધ, સ્પર્શ, પર્યાય, કર્મવર્ગણા, વર્ગણા, શબ્દ, પ્રભા, પ્રકાશ, છાયા, અંધકાર ઇત્યાદિ અનેક પ્રકારે જડ પુદ્દગલનુ સ્વરૂપ સ્પષ્ટ કર્યું છે. પ્રત્યેક પરમાણુ રગ, રસ, ગંધ અને સ્પર્શવાળા છે અને તેના તે તે ગુણો સ્વતઃ પલટો પામે છે એમ બતાવ્યુ છે. આત્મા પોતાના ગુણોને વિકસાવી એ પરમાણુઓનો સહકાર લઈ દિવ્ય શ્રોત્ર, દિવ્ય દર્શન, અંતર્ધ્યાન, અને અનેકરૂપ વગેરે શક્તિને કેળવી શકે છે.

ભગવાન શ્રી મહાવીરે જગતને આટલો વ્યવસ્થિત પરમાણુવાદ આપ્યો છે. એટલે પરમાણુવાદ એ ભારતવર્ષની હજારો વર્ષ પહેલાની દેન છે. બીજા દર્શનકારોએ પણ સમય જતાં તેને એક યા બીજી રીતે સ્વીકાર્યો છે વૈશેષિક અને યોગદર્શને તો એ પરમાણુવાદ પર વધુ જોર આપ્યું છે. વિક્રમની ઓગણીશમી શતાબ્દી સુધી તો એ દ્રવ્યાનુયોગ માત્ર સિદ્ધાંત રૂપ હતો બીજી રીતે કહી શકાય કે તે માત્ર શ્રદ્ધાનો વિષય હતો અને તર્કણાની ઢાલ હતી. પરતુ આજે તો એ સિદ્ધાત જગતની સામે વિજ્ઞાનરૂપે પ્રત્યક્ષ આવી ઊભો રહ્યો છે. અને આજના વિજ્ઞાને એવા એવા આવિષ્કારો કર્યા છે કે જે સાધારણ જનતાને તો ચમત્કાર કે જાદુ જ લાગે. ટેલિવિઝન પણ આવી એક જાદુઈ શોધ છે. એનું બારીકાઈથી અધ્યયન

કરીએ તો આપણને એના મૂળમાં એ પરમાણુપર્યાય અને ગુણપર્યાયના પલટાઓ બરાબર મળી આવે છે.

ટેલિવિઝનનો ટૂંકો ઇતિહાસ અને પ્રયોગ–પ્રક્રિયા નીચે મુજબ છે:

ટેલિવિઝનમા રેડિયો વક્તાના શબ્દોને દૂર દૂર સુધી લઈ જવાનું, અને ટેલિવિઝન વક્તાના પ્રતિબિંબને (રૂપને) દૂર દૂર સુધી લઈ જવાનું કામ કરે છે, એ રીતે ધ્વનિપ્રસાર અને પ્રકાશપ્રસાર એમ બે કાર્યો એક સાથે થાય છે એમાં રેડિયો શક્તિ મુખ્ય ભાગ ભજવે છે. એમાં તરગરૂપ ત્રણ શક્તિઓ હોય છે. એ તરગોની લંબાઈ અને વેગમાં ફરક હોય છે.

**૧. મિટર** (તરંગદૈર્ઘ્ય)· પાસેપાસે રહેલી તરંગોની શીખાઓનો વચલો ગાળો એ તરંગદૈર્ઘ્ય કહેવાય છે જે મિટરથી પાપી શકાય છે.

**૨. ફ્રેકવેંસી** (ચક્રસખ્યા): ઉપયુક્ત સ્થાનમાં એક સેકંડમાં જેટલા તરગો પસાર થાય છે તેનું નામ ફ્રેકવેંસી (ચક્રસખ્યા) કે આવૃત્તિ છે

**૩. શ્રેણી:** એ તરંગોની લઘુ, મધ્યમ અને દીર્ઘ એમ ત્રણ શ્રેણીઓ હોય છે.

વૈજ્ઞાનિકોને દૂરવીક્ષણયંત્ર બનાવવા માટે પ્રકાશને વિદ્યુતરૂપે પરિણમાવી શકે એવા પદાર્થની જરૂર હતી. તે અગે શોધ ચાલુ હતી. બરજીલીપસે ઈ. સ. ૧૯૧૭માં સેલીનિયમ (મેઘાગ્નિ) શોધી કાઢયો. બીજા વિદ્વાનોએ કેટલીએક વિભિન્ન ત્રૂટીઓને દૂર કરવા પ્રયત્ન કર્યો અમેરિકાના વૈજ્ઞાનિક વીલાડીમીર કે. જોરકીને ઈ સ ૧૯૨૩માં ટેલિવિઝન યંત્ર જગતની સામે મૂકયું. અમેરિકાના રેડિયો કોર્પોરેશને ઈ. સ. ૧૯૨૮મા ન્યુયોર્કમાં ટેલિવિઝન વિભાગ ખોલ્યો. નેશનલ બ્રોડકાસ્ટિંગ કુ એ ટેલિવિઝનનુ સંચાલન હાથ ધર્યું અને તેણે સંસારમાં સૌથી ઊંચી ઈમારત એમ્પાયર સ્ટેટ બિલ્ડિંગમાં ઈ સ ૧૯૩૧મા ટેલિવિઝન યત્ર ગોઠવ્યુ અમેરિકાએ ત્યારથી આ વિજ્ઞાનમાં ખૂબ પ્રગતિ સાધી છે આજે અમેરિકામા ટેલિવિઝન કેંદ્રો તથા સગ્રાહક યત્રોની વ્યાપક જાળ પથરાયેલી છે. શરૂમાં ટેલિવિઝનમા એક રગ દેખાતો હતો, પણ હવે વિવિધ રગો પણ દેખાય છે.

મનુષ્ય પોતાના ઘરમાં આરામથી બેઠો રહે છે અને દૂર દૂરના ગાયક અભિનેતાઓનાં ગાયન સાભળે છે, નાચ દેખે છે, ચહેરા દેખે છે, અને તેઓના અભિનય અને હાવભાવને હૂબહુ નિહાળે છે. આ ચમત્કારનુ નામ છે ટેલિવિઝન યત્ર

દૂરવીક્ષણ એ બહુ જટિલ કામ છે એમા અભિનેતાના પ્રતિબિબના લાખો રૂપકો બને છે, આકાશમાં ફેલાય છે, સગ્રાહક યત્ર વડે પુન જોડાય છે અને અસલી પ્રતિબિબ રૂપે રજૂ થાય છે.

પ્રતિબિંબના રૂપકો–ખંડો ફેલાય છે અને પુન જોડાય છે એની વચ્ચે તે અનેક સંસ્કારોમાંથી પસાર થાય છે

ધ્વનિપ્રસારક યત્ર સાથે એક વિદ્યુત કેમેરો પણ હોય છે જે દૂરવીક્ષણક્ષેત્રમા રૂપ પ્રસારણનું કામ કરે છે તે આઈકોનો સ્કોપ તથા ઈલેક્ટ્રોનિક–ગન (વિદ્યુતબદૂક) વડે અભિનેતા અને તેની પાસેની વસ્તુઓના પ્રતિબિબને વિભન્ન અશોમા ખડિત કરી વિદ્યુત-

તરંગો રૂપે પલટાવી દે છે. કેમેરાની પ્લેટ પર લાખો સંવેદનશીલ કણો પથરાયેલા હોય છે, જે એકબીજાથી અપ્રભાવિત હોય છે. પ્લેટ ઉપર પ્રતિબિંબ પડતાં જ એ કણો એક નવી શક્તિની રચના કરે છે, એટલે પ્રકાશમાં રહેલું પ્રતિબિંબ વિદ્યુતરૂપે પરિણમે છે એ કણો એ વિદ્યુત દશામાં પણ વિભાજિત જ રહે છે વિદ્યુતબદ્ધક એ વિદ્યુતપ્રવાહને તીવ્ર ગતિ આપે છે. —ધકેલે છે.

અહીં એક ધ્યાન રાખવું પડે છે કે તરંગપ્રવાહની ફ્રેકવેંસી (ચક્રસંખ્યા) ઓછામાં ઓછી ૫૦,૦૦૦ કિલોસાઈકિલ્સ (સહસ્રચક્ર) સુધી પહોંચી જવી જોઈએ.

બીજું એ પણ ધ્યાન રાખવું પડે છે કે, આકાશવાણી કેંદ્રથી મોકલાતા ધ્વનિની ચક્રસંખ્યા ટેલિવિઝનની ચક્રસંખ્યાના મુકાબલામાં ઓછી રહે. કારણ ? આકાશવાણીમાં જે બોલવામા આવે છે અને તેના જે દીર્ઘ, મધ્યમ કે લઘુ તરંગો બને છે તે પૃથ્વીની સપાટીની ઉપર ૪૦થી ૨૫૦ માઈલ સુધીના વચલા ગાળાના ઓપોનોસ્ફીયર (અયનમંડળ) મા રહે એ ખાસ જરૂરી છે. પ્રેષકયંત્રે આ મંડલ તરફ મોકલેલા તરંગો ઓછી ચક્રસંખ્યા-વાલા અને પ્રબળ વેગવાળાં હોય તો તે આ આકાશમંડળની સહાયથી આખા જગતમાં ફેલાઈ જાય છે અને પ્રેષકયંત્રે આ મંડળ તરફ મોકલેલા તરંગો ધીમા પ્રવાહવાળા હોય તો તે પણ અલ્ટ્રા હાઈફ્રેકવેંસી (ઉગ્ર ચક્રસંખ્યા) સાથે પ્રબલ વેગવાળા બની જાય છે. પરિણામે એ વિદ્યુતપ્રવાહ એવો ઉગ્ર બની જાય છે કે તે ઉપર બતાવેલ અયનમંડળના ગાળાને ઓળંગી જાય છે, ત્યાં જ નાશ પામે છે, તે પાછો આવતો નથી. એટલે સ્પષ્ટ છે કે ઉક્ત આકાશ-મંડળના ગાળામાં તરંગો રહે એ હિસાબે ધ્વનિની અને ટેલિવિઝનની ચક્રસંખ્યા રાખવી જોઈએ અને એમ થાય તો જ અભિનેતાના પ્રતિબિંબનું વિશુદ્ધ દર્શન થાય છે

એ વિદ્યુતતરંગો રિસીવર (સંગ્રાહકયંત્ર) સાથે જોડાયેલ એનેટના (સ્પર્શસૂત્ર) માં લગાવેલ સરકિટમાં જઈ પહોંચે છે અને ત્યાં કિનેસ્કોપ (સૃજનનાસ)માં પ્રવેશ કરે છે.

પ્રતિબિંબ આર્ઇકોનોસ્કોપ અને વિદ્યુતબદ્ધક વગેરે યંત્રો વડે ખડખંડ બની વિદ્યુતતરંગ રૂપે પરિણમે છે. એ પ્રતિબિંબ ખડો કિનેસ્કોપ યંત્ર વડે પરસ્પર જોડાઈ અસલી પ્રતિબિંબ તરીકે સંગ્રાહક યંત્રપટ્ટ પર રજૂ થાય છે પ્રતિબિંબોના આ જોડાણમાં વિદ્યુતબદ્ધક પણ કામ કરે છે.

પ્રેષણ અને સંગ્રાહણ એ બન્ને ક્રિયાઓ એક સાથે થવી જોઈએ. કદાચ એમાં ૧ સેકંડના ૫૦ લાખમા ભાગ જેટલો પણ ફરક પડે તો વિશુદ્ધ પ્રતિબિંબ દર્શન થતુ નથી.

ધ્વનિનુ પ્રસારણ પણ પ્રતિબિંબપ્રસારણની સાથે સાથે ઉચ્ચ ચક્રસંખ્યાવાલા તરંગોથી થાય છે ટેલિવિઝનથી આ પ્રમાણે દૂરથી વસ્તુ દેખાય છે

ભગવાન મહાવીરસ્વામીએ દ્રવ્યાનુયોગ સિદ્ધાંતમા દ્રવ્યપર્યાય અને ગુણપર્યાય બતાવ્યા છે. પ્રતિબિંબના ખડો, વિદ્યુતપ્રવાહ અને પ્રતિબિંબનુ જોડાણ એ સર્વે પરમાણુ પર્યાયનાં પ્રત્યક્ષ દષ્ટાંતો છે.

કહેવાની જરૂર નથી કે, જૈન આગમ સાહિત્યમા વૈજ્ઞાનિક તત્ત્વના મૂળ સિદ્ધાતો પણ સુરક્ષિત છે. આ અપેક્ષાએ પણ જૈન દર્શન સર્વ દર્શનોમાં સર્વોત્તમ વૈજ્ઞાનિક સ્વરૂપ ધારી બેઠું છે.

# હું તો ભલો એકલો !

લેખક : શ્રી. રતિલાલ દીપચંદ દેસાઈ

[ ૧ ]

## ભાઈ ભાઈને મારશે ?

**સૂર્યોદય** થઈ ગયો હતો, ધરતી જાણે સોનેરી રસે રસાવા લાગી હતી. સૃષ્ટિ આળસ મરડી ઊભી થતી હતી, અને પ્રભાતનું ખુશખુશાલ વાતાવરણ સૌને પ્રફુલ્લ બનાવતુ હતુ.

મિથિલા નગરિના ઉદ્યાનો જાતજાતનાં રગબેરગી પુષ્પોથી સૌન્દર્ય અને સૌરભનુ ધામ બની ગયાં હતાં. પક્ષીઓનો પહેલો કલરવ જાણે ધરતીમાની આરતી ઉતારતો હતો.

નગરના સૂના રાજમાર્ગો સજીવ થવા લાગ્યા હતા. રાજમહાલયના રત્નદીપોએ પોતાના તેજ સકેલી લીધાં હતાં. દાસદાસીઓ રાજવી અને રાજરાણીઓના પ્રાતકાર્યની તૈયારીમા દોડધામ કરતાં હતા યત્રના પ્રેર્યા હોય એમ સૌ રાજકર્મચારીઓ પોતપોતાના કામે લાગ્યા હતા

પ્રહરેક દિવસ ચડ્યો અને રાજવી નમિરાજ પોતાના શયનગૃહમાંથી બહાર આવ્યા. એમણે જોયુ કે હાથીશાળાનો એક પરિચારક ત્યા એમની રાહ જોતો ખડો હતો એણે સમાચાર આપ્યા : "પ્રભુ ! રાજહસ્તી આજે રાત્રિના છેલ્લા પ્રહરે, પોતાનો ખીલો ઉખાડીને, હસ્તિશાળાનાં દ્વારોને તોડીને જગલભણી ઊપડી ગયો છે. માવતોના અનેક પ્રયત્નો છતાં, તોફાને ચડેલો એ હાથી, કેમે કર્યો રોકયો રોકાયો નહી, અને ગાંડોતૂર બનીને તોડફોડ કરતો નાસી ગયો."

ઊઘના ઘેનની છેલ્લી અસરમા નમિરાજે આ સદેશો સાંભળ્યો, અને તેણે પરિચારકને વિદાય કર્યો. ઊઘની જડતા દૂર થઈ અને એ સદેશો રાજવીના અતરમા સળવળવા લાગ્યો. રાજહસ્તી ગાડો બનીને જંગલમા નાસી ગયો ! એ ગણગણ્યા, અને એમનુ મન કઈક ચિતાનો અનુભવ કરવા લાગ્યુ એમના અતરપટ પર એ સફેદ રાજહસ્તી અકિત થઈ ગયો.

નમિરાજને પોતાના આ શ્વેત રાજહસ્તી ઉપર ખૂબ પ્રેમ હતો, એને માટે એમને ખૂબ ગર્વ પણ હતો. ગજશાળાનુ એ રત્ન લેખાતો. શિકારમા સિહની સામે અને સમરાગણમા શત્રુની સામે દોટ મૂકનાર આ રાજહસ્તી રાજાજીની સવારીનુ નાક લેખાતો. એ નાક આજે ચાલ્યુ ગયુ હતુ. અને રાજાજી એની વિમાસણમા આમતેમ આંટા મારતા હતા.

પણ એ વિમાસણને દૂર થતાં વાર ન લાગી રાજની વિશાળ ગજસેના, અશ્વસેના, અને રણરગી જોદ્ધાઓની વીરસેનાને આ હાથીને પકડી લાવતા કેટલી વાર ?

રાજ–આજ્ઞા છૂટી અને રાજના બધાં બળો જુદી દિશામાં એ શ્વેતહસ્તીની શોધ માટે ઊપડી ગયાં. દિવસો લગી એમણે ફરતી ધરતીનો ખૂણેખૂણો તપાસી લીધો, પણ જાણે ધરતીના કોઈ ઊંડા પેટાળમાં સમાઈ ગયો હોય એમ, હાથીની કશી ભાળ મળી નહીં

પેલો હાથી, જાણે એને પોતાનુ બાળપણ અને બાળક્રીડાભૂમિ સાભર્યા હોય એમ, મદમસ્ત બનીને વિન્ધ્યાચળ તરફ નાસી છૂટ્યો હતો. હાથીઓને માટે માના ખોળા જેવા

વિન્ધ્યાચળની ઊંડી ઊંડી કંદરાઓ અને ઘેરાં ઘેરાં જંગલોમાં એ તો એવો અદશ્ય થઈ ગયો હતો કે જાણે હતો ન હતો થઈ ગયો.

દિવસો ઉપર દિવસો વીતવા લાગ્યા; પણ હાથીના કશા સમાચાર મળ્યા નહીં. છેવટે સૌને ખાતરી થઈ કે હાથીને શોધી લાવવાનાં સેનાના અરમાન ઊતરી ગયાં હતાં. અને હવે વાત ઊકલી શકે તો બળથી નહીં પણ કળથી જ ઊકલી શકે એમ હતી.

જે કામમાં રાજસેના પાછી પડી, એ કામ રાજના જાસૂસોને સોંપાયુ.

જાસૂસોનો પ્રયત્ન સફળ થયો. થોડા દિવસોમાં સમાચાર મળ્યા કે રાજનો એ શ્વેત હસ્તી અત્યારે સુદર્શનપુરમા માલવપતિ ચદ્રયશ રાજવીની હસ્તિશાળાને શોભાવી રહ્યો છે!

અને મિથિલાપતિ નમિરાજનો દૂત એક દિવસ માલવપતિ ચદ્રયશની રાજસભામાં જઈ પહોચ્યો. એણે મિથિલાપતિનો સદેશો સંભળાવતા કહ્યું : "રાજન્! એ શ્વેતહસ્તી અમારો છે, માટે અમને એ પાછો સોપી દ્યો!"

પણ માલવપતિએ એ માગણી નકારી કાઢી અને દૂત ખાલી હાથે પાછો ફર્યો.

મિથિલાપતિએ એમાં પોતાનું અપમાન માન્યું અને હા ને નાના વેરની જેમ વાત યુદ્ધને બારણે આવી ખડી થઈ. જે વાતનો નિકાલ રાજદૂતો ન લાવી શક્યા, એ વાતનો નિકાલ રણભૂમિ ઉપર કરવાની ઘડીઓ ગણાવા લાગી

નગારે ડાંડી પડી, રણભેરીઓ ગાજી ઊઠી અને એક દિવસ મિથિલાપતિના સૈન્યે માલવદેશ તરફ કૂચ શરૂ કરી. વાત એવી તો મમતે ચડી કે એ યુદ્ધનુ સેનાપતિપદ મિથિલાપતિ નમિરાજે પોતે લીધુ હતુ!

મિથિલાપતિએ કેવળ એક હાથીને માટે માલવપતિ ઉપર કરેલી ચડાઈની વાતો નગરીમાં ઠેર ઠેર અને ઘેર ઘેર પહોંચી ગઈ હતી. કોઈને આવી શૂરાતનની વાતોમા ભારે રસ પડતો હતો, તો કોઈ આવી નકામી ક્રૂરતા જોઈને વિમાસણમાં પડી જતા હતા

નગરીના એકાંત પ્રદેશમાં આવેલ એક ધર્માગારમાં એક પ્રશાંત સાધ્વી રહેતા હતાં એમના સોહામણા રૂપે સયમનો અચળો પહેરી લીધો હતો વિલાસ કે વૈભવનું ત્યા નામ ન હતું. તપ, ત્યાગ અને વૈરાગ્યના ત્રિવેણી સગમની એ તીર્થભૂમિ હતાં આધેડ વય છતાં દેહની કાંતિ અને શીલની દીપ્તિ સૌ કોઈને એમના પ્રત્યે આદરભાવ ઉપજાવતી. પણ આવા આદર કે અનાદરની એમને કશી જ ખેવના ન હતી. દુનિયાના રંગોથી એ ધરાઈ ગયાં હતાં અને શીલ અને સદાચારને ચરણે એમણે પોતાની જાતનું સમર્પણ કર્યું હતું. ઇંદ્રિયોનો નિરોધ, દેહનું દમન અને મનનું શુદ્ધીકરણ—અને એ દ્વારા આત્માના ઓજસને પ્રગટાવવા એ સતત પ્રયત્નશીલ રહેતા. એ જ એમનો આનદ હતો, એ જ એમનો પરમાનદ હતો. સંયમની યાત્રામાં સુખ અને શાંતિપૂર્વક એ જીવન વીતાવતા હતાં એ સાધ્વીનુ નામ હતું સુવ્રતા.

આ યુદ્ધની વાત જ્યારે એમના કાને પડી ત્યારે એમની શાંતિનો ભંગ થયો, એમનું ચિત્ત અસ્વસ્થ બની ગયું, અને એમનુ અતર પોકારી ઊઠ્યુ : "ભાઈ ભાઈને મારશે?"

અને બીજે દિવસે નગરજનોએ જોયુ કે સાધ્વી સુવ્રતા પોતાના ધર્માગારને તજીને માલવદેશ તરફ વિહરી ગયા હતા.

## [ ૨ ]

## તમે તો બેય સહોદર !

સુદર્શનપુર નગરે પણ યુદ્ધના પૂરા સાજ સજી લીધા હતા. માલવપતિ પણ મિથિલાપતિથી જરાય ઓછો ઊતરે એમ ન હતો. શૂરાતનના વીરરસપાન તો એણેય ખૂબ કર્યાં હતાં. મિથિલાપતિનુ સ્વાગત કરવા એ પણ તૈયાર હતો. માલવદેશની ચતુરંગી સેનામા જાણે યુદ્ધના નાદે પ્રાણસંચાર કરી દીધો હતો

મિથિલાનું સૈન્ય જેમ જેમ આગળ વધતુ હતુ તેમ તેમ સાધ્વી સુવ્રતાનો અજંપો વધતો જતો હતો કો કાળજૂના બંધનો આજે એમના ચિત્તની સ્વસ્થતાને હરી લેતાં હતાં. તપ, ત્યાગ અને વૈરાગ્યની સાધના આજે જાણે મનને કાબૂમા રાખવામા પાછી પડતી હતી આજે એમના ચિત્તને શાતિ ખપતી ન હતી, એમના દેહને આરામ ખપતો ન હતો. ક્યારે હુ માલવદેશમા સુદર્શનપુરના સીમાડે પહોંચી જાઉ એની જ એમને લગની લાગી હતી !

રે ભલાં સાધ્વી ! આ તે વળી ધર્મપ્રવર્તનના કેવા નવાં આકરાં વ્રત આપે આદર્યાં છે ! પણ એનો જવાબ આપવાની એમને નિરાંત નથી.

સૈન્ય આગળ વધે છે, સાધ્વી આગળ વધે છે

જાણે બન્નેના પ્રવાસની હોડમાં કોઈક ત્રીજાનું ભાગ્ય હોડમાં મુકાયુ છે

આગળ...આગળ...આગળ ! પ્રવાસ આગળ ચાલે છે.

આખરે નમિરાજ પોતાના સૈન્ય સાથે માલવદેશને સીમાડે પહોચી ગયા માલવપત્તિ ચંદ્રયશ પણ કાબેલ લડવૈયો હતો. મિથિલાપતિની સાથે સીધેસીધા યુદ્ધમા ઊતરવાને બદલે એણે એના સૈન્યને હફાવવાને વ્યૂહ ગોઠવ્યો. પોતાના આખા સૈન્યને નગરમા સમાવી લઈને એમણે કિલ્લાના દરવાજા બંધ કરી દીધા.

મિથિલાના સૈન્યે આખા સુદર્શનપુરને ઘેરો ઘાલ્યો. અને બન્ને સૈન્યો એકબીજા ઉપર સરસાઈ મેળવવા જાણે તૈયાર થઈને ખડાં છે !

બે પહાડો જાણે સામસામા અથડાવાની ઘડીની રાહ જોતા એકબીજાની સામે ખડા હતા. એ ઘડી ક્યારે આવશે એ કોઈ કહી શકે એમ ન હતુ. પણ બધાય એ ઘડીની રાહમા ઊંઘ અને આરામ વીસરી ચૂકયા હતા પ્રમાદ કર્યો કોઈને પાલવે એમ ન હતો. યોગીના જેવી સતત જાગૃતિ સૌના અતરને આવરી વળી હતી

સાધ્વી સુવ્રતા ચાલ્યાં જાય છે. આગળ આગળ ને આગળ ! પેલાં બે સૈન્યોની જેમ એ પણ પોતાની કર્તવ્યઘડીની જ જપમાળા જપી રહ્યા છે ત્રણમાંથી કોની ઘડીને કાળદેવતા ઊજળી બનાવે છે, એની જાણે હરીફાઈ જામી છે

ને એક દિવસ સાધ્વી સુવ્રતાના કઠોર પ્રવાસનો પણ અત આવે છે. એ સુદર્શનપુરના સીમાડે આવી પહોચે છે આજે એમનુ અતર મોડા ન પડયાની નિરાંત અનુભવે છે.

પણ હજીય એમને આરામ ખપતો નથી. એ તો સીધા પહોંચે છે મિથિલાપતિ નમિરાજની શિબિરમા.

યુદ્ધઘેલો નમિરાજ પોતાના મંત્રીઓ અને સામંતો સાથે યુદ્ધના વ્યૂહતી જ મંત્રણાઓમા ગૂંથાયેલ છે. એને અત્યારે યુદ્ધ સિવાય બીજી કોઈ વાત ખપતી નથી. માલવપતિની હાર અને મિથિલાપતિની જીત એ જ એનું જીવનસૂત્ર બન્યુ છે. જાણે ચારેકોર રુદ્રતાનું ભયંકર વાતાવરણ જામ્યું છે

અને એ ભયાનક વાતાવરણમાં, બળબળતા રણમાં નાની સરખી વાદળી જેમ છંટકાવ કરે એવી પોતાની પ્રશાંત મુખમુદ્રાથી શાંતિરસનો છંટકાવ કરતાં સાધ્વી સુવ્રતા એ શિબિરમાં પ્રવેશ કરે છે.

નમિરાજ અને મંત્રીઓ તેમજ સામંતો તો જોઈ જ રહ્યા. એમને થયું, આ શું ? રણભૂમિ ઉપર એક અબળા ! અને તે પણ એક ધર્મગુરુણી ! અહી એમનુ શું કામ ? ન સમજાય એવો એક કોયડો જાણે બધાની સામે આવીને ખડો હતો.

સાધ્વી તો સ્વસ્થપણે ઊભાં છે. એમનાં અંતરમાં કોઈ અશાંતિ નથી, ચહેરા ઉપર કોઈ ગભરાટ નથી. આંખોમાથી અમી રેલાવતાં એ સૌને નીરખી રહ્યાં છે.

સાધ્વીના અંતરનો સાદ જાણે નમિરાજના અંતરને સ્પર્શી ગયો મંત્રીઓ અને સામંતો પણ ન સમજાય છતાં શાતા વળે એવી લાગણી અનુભવી રહ્યા

છતા કોઈ કાંઈ બોલતુ નથી. બધા ચિત્રવત સ્થિર બની ગયા છે. શું કરવું ? એ જાણે કોઈને સમજાતુ નથી. પણ સુવ્રતા તો અડગ ખડાં જ છે. કર્તવ્યનો ઊભાર તર્યા વગર પાછો નહીં ફરવાનો એમનો નિર્ણય છે. આવા બધા યુદ્ધઘેલા માનવીનો એમને લેશ પણ ડર નથી. એ તો બધાનાં અંતરનાં ઝેરને નીચોવી નાખવા આવ્યાં છે. મદારી ફણીધરથી ડરે એ ન બને !

બે–પાંચ પળ એમ ને એમ વીતી જાય છે પણ છેવટે યુદ્ધની ઘેલછા ઉપર વિવેકે કાબૂ મેળવ્યો હોય એમ નમિરાજ ઊભા થઈ સામે જાય છે, એનાથી હાથ જોડાઈ જાય છે, અને એ સાધ્વીની સામે જઈને એમનુ સ્વાગત કરે છે: "પધારો આર્યા ! પધારો !"

મંત્રીઓ અને સામતો પણ હાથ જોડીને ખડા રહે છે.

"ધર્મલાભ રાજન્ ! તમને સૌને ધર્મનો લાભ હો ! તમારું, સૌ માનવીઓનુ અને વિશ્વના સર્વ જીવોનુ કલ્યાણ થાઓ !"

"આપની કૃપા ! ફરમાવો આર્યા ! આપને શુ જોઈએ ?"

"મારે જે જોઈએ છે, તે મને તમારી પાસેથી જરૂર મળશે, એવા વિશ્વાસથી જ હું અહી આવી છુ બોલો, નમિરાજ ! મને જે જોઈએ, તે આપવાની તમે ના તો નહી કહો ને ?" સાધ્વીનો અવાજ સૌનાં અતરને જાણે ઢંઢોળતો હતો.

નમિરાજ વિચારમાં પડી ગયા. એની વાણી થંભી ગઈ.

સાધ્વીએ ફરી પૂછ્યું: "રાજન્ ! શુ વિચારમાં પડ્યા છો ? કહો, એક ભિક્ષુણીની ભિક્ષા તમે પૂરી નહીં કરો ?"

"કહો તો ખરાં, આર્યા ! આપને શાનો ખપ છે તે ?" નમિરાજ જાણે ન છૂટકે બોલતા હતા.

## હું તો ભલો એકલો !

“મને જે જોઈએ છે તે તમે જ આપી શકો એમ છો તમારા જેવા રાજવી સિવાય બીજાનું એ ગજું નથી. બોલો ! બોલો ! મહાનુભાવ ! તમને મારી વાત કબૂલ છે ?”

નમિરાજને તો આ બધું ઊંડે કૂવે ઊતરવા જેવુ આકરું લાગ્યું. સાધ્વીની વાતનું તળિયું જ એમને તો ન દેખાયું એમણે પૂછ્યું: “પણ આપની વાત તો કરો ! આપને એવું તે શું ખપે છે કે જે માટે આપ આ સમરભૂમિમાં પધાર્યા છો ?”

“રાજન્ ! મારે આહાર, વસ્ત્ર, પાત્ર, નિવાસ કે બીજા કોઈ ઉપકરણનો ખપ નથી. એ બધાની તો મિથિલામાં ક્યાં કમિના હતી કે એ માટે આટલો પંથ કાપવો પડે ?—મારે જે ..”

નમિરાજ વચમાં જ બોલી ઊઠ્યા “મિથિલામાં ? શુ આપ મિથિલામાં રહો છો ? મિથિલાથી અહી આવો છો ? મિથિલામાં ન મળે એવું તે આપને શુ જોઈએ છે કે જે મેળ-વવા મારી પાસે આટલે દૂર આપને આવવુ પડ્યુ ? આપ મને મિથિલામાં કેમ ન મળ્યાં અને અહીં કેમ મળ્યાં ? હું અહીથી મિથિલા પાછો ફરું એટલો વખત આપે રાહ જોઈ હોત તો ?” એના મનમાં પ્રશ્નોની હારમાળા જાગી ઊઠી.

“નમિરાજ ! મારે જે જોઈએ છે તે તમારી પાસેથી અને આ યુદ્ધભૂમિમાં જ મળે એમ છે. અને એટલા માટે તો હુ તમારી કૂચના પગલે પગલે વિહાર કરતી અહીં પહોંચી છું બોલો, હવે તો મારું માગ્યુ મને આપશો ને ?”

નમિરાજને ખાતરી થઈ કે આ કઈ સામાન્ય વાત નહીં હોય આટલાં કષ્ટ વેઠીને સમરભૂમિમાં પહોંચનાર આ સાધ્વીની વાતનો ભેદ પામવો એમને મુશ્કેલ લાગ્યો. મંત્રીઓ અને સામંતો પણ વિમાસણમાં પડી ગયા. રાજવીને તો હા કહેવામાય હાણ અને ના કહેવા-માંય હાણ જેવું થઈ પડ્યુ.

પળ બે પળ વળી સ્તબ્ધતા છવાઈ ગઈ. છેવટે નમિરાજે અકળાઈને પૂછ્યું “પણ આપ આપની વાત કહો તો ખરાં ? આપની માગણી શુ છે તે સમજ્યા વગર શુ કહી શકાય ?”

સાધ્વીને લાગ્યુ કે હવે વાત કરવાની ઘડી પાકી ગઈ છે એમણે કહ્યુ. “સાંભળો ત્યારે નમિરાજ ! મંત્રીઓ અને સામતો ! તમે પણ સહુ સાંભળજો ! આ યુદ્ધભૂમિમાં નમિ-રાજની પાસે હુ યુદ્ધની શાંતિની ભિક્ષા માગવા આવી છુ !”

યુદ્ધની શાતિ ! જાણે વીજળીનો કડાકો થયો ! બધા સ્તબ્ધ થઈ ગયા.

“આપ આ શુ કહો છો ? શુ આપને આ યુદ્ધની શાંતિ ખપે છે ? શું મિથિલાપતિ માલવપતિને પરાજિત કર્યા વગર, પોતાના લાવ લશ્કર સાથે પાછો ફરી જાય એવી આપની માગણી છે ?”

“હા. એમ જ મારી વાત તમે બરાબર સમજ્યા છો ”

“શૂરા થઈને યુદ્ધે ચઢ્યો અને કાયર બનીને પાછો પડ્યો—એવુ કલંક વહોરીને હું આ યુદ્ધ સંકેલી લઉં એમ આપનુ કહેવુ છે ?” નમિરાજનુ અંતર ઉશ્કેરણી અનુભવી રહ્યું.

“રાજન્ ! જરા સ્વસ્થ થાઓ આમા ન તો કાયર થવાનુ છે કે ન તો કલંક વહોર-વાનું છે ? એક હાથીને માટે અહંકારના ગુલામ બનીને યુદ્ધને નોતરવુ એ કાયરતા કે અહંકારને દૂર કરીને યુદ્ધની શાંતિને નોતરવી એ કાયરતા ? એક હાથીને કારણે હજારો માનવીઓના

સંહારથી પોતાના હાથને લોહી ભીના કરવા એ કલંક કે હજારોના સંહારથી પાછા ફરવું એ કલંક? હાથી વધે કે માણસાઈ! એક હાથીને કારણે તમારી માણસાઈને વધેરવામાં તમને શરાતન દેખાય છે? જરા સમજો તો ખરા!"

"ના આર્યા! ના. આપ યુદ્ધની શાંતિની વાત ન કરશો, એ સિવાય આપને જે ખપે તે માગો! એ હાથી હાથી નથી; એ તો મિથિલાનુ ગૌરવ અને મિથિલાપતિનો ગર્વ છે. અમારા સૌનો એ પ્રાણ છે અને એ પ્રાણના હરનારના પ્રાણ લઈને જ અમે જંપીશુ"

"પણ નમિરાજ! જરા વિચારો તો ખરા, અસિધારાઓનું તાંડવ ખેલીને નિર્દોષોનો સંહાર કરવામાં છેવટે તમારા હાથમાં આવવાનું શુ? હાથી તો આજે છે અને કાલે નહીં હોય, પણ તમારી આ સહારલીલા કેટલાં બાળકોને અનાથ, કેટલી સ્ત્રીઓને વિધવા અને કેટલાં મા-બાપોને નિરાધાર બનાવશે? એનો તો કંઈ વિચાર કરો!"

"આર્યા! આ તો સમરભૂમિ છે અહીં એવી વાતનો શો વિચાર? અને તલવારોનો ખણખણાટ તો અમારે મન બંસરીનો નાદ છે એના એક એક રણકારે અમારા પ્રાણ જાગી ઊઠે છે, અમારાં રુધિર ઊછળવા લાગે છે અને અમારા દેહોમાં શક્તિનો સંચાર થાય છે. એ અસિધારા અને એના ઝંકાર તો અમારાં સદાનાં સાથી! દુનિયાનું શું થશે એ જે વિચારે તે યુદ્ધ ન નોતરી શકે. ગમે તે પ્રકારે દુશ્મનનો પરાજય એ જ યુદ્ધનો જીવનમંત્ર! એ મંત્રને તજવાનું આપ ન કહેશો!"

"ત્યારે શુ મારી ભિક્ષા આજે ખાલી રહેશે?"

"હું નિરુપાય છું આર્યા! એ સિવાય આપને જે જોઈએ તે માગો." સાચે જ, ભિક્ષુણીની ભિક્ષા ખાલી રહી.

સુવ્રતાને લાગ્યું કે વાત વધુ મુશ્કેલ છે, અને નમિરાજ જલદી માને એમ નથી એને થયું, હવે અંતરના ભેદ ઉકેલ્યા સિવાય છૂટકો નથી. સંસારના જે ભેદોને પ્રવ્રજ્યાના અંચળા નીચે ઢાંકી દીધા હતા એને આજે ઉઘાડા કર્યા વગર નહી ચાલે.

એમણે કહ્યુ. "નમિરાજ! હુ સમજી વિચારીને અહી તમારી પાસે ભિક્ષા માગવા આવી છુ અને મારી ભિક્ષા મેળવ્યા વગર હુ પાછી નથી ફરવાની એ તમે નક્કી સમજી રાખજો! અને મારું ભિક્ષાપાત્ર ભરી દીધા વગર તમારો પણ છૂટકો નથી, ભાઈભાઈનો સંહાર કરીને શું મેળવવાનુ છે એ તો સમજો"

"કોણ ભાઈ? ધર્મશાસ્ત્રો ભલે કહેતાં કે બધાય માનવીઓ ભાઈ ભાઈ છે! પણ એમાં મારે શું? આ યુદ્ધ જીતીને માલવપતિને પરાજિત કરવો, મિથિલાના રાજહસ્તીને મિથિલા લઈ જવો અને મારા ગર્વ અને ગૌરવરૂપ મિથિલાનુ માન અખંડિત રાખવું, એટલું જ હું તો સમજુ છુ"

"રાજન્! હુ એવા ભાઈની વાત નથી કરતી હુ તો તમને એ વાતની જાણ કરવા આવી છુ કે મિથિલાપતિ અને માલવપતિ બન્ને એક જ જનનીની કુક્ષિથી જન્મેલા તમે બેઉ એક જ માતાના સતાનો છો! તમારા બન્નેના માતાપિતા એક જ છે. તમે તો બેઉ સહોદર!"

મિથિલાપતિ અને માલવપતિ સહોદર! સૌના અંતરમાં ભારે કડાકો થયો, પણ યુદ્ધનો નાદ એવો ઘેરો બન્યો હતો કે કડાકો એમાં સમાઈ ગયો.

સાધ્વી સુવ્રતાનો બીજો દાવ પણ નિષ્ફળ ગયો.

[ ૩ ]

## હું તમારી જનની!

પણ સુવ્રતાએ સંસારના ઘણા રંગ જોયા હતા એ વૈરાગિણીના અંતરમાંથી ખમીરનો ઝરો કંઈ સુકાઈ ગયો ન હતો. પોતાની ધારેલી વાતને પાર પાડવા માટે કૃતનિશ્ચય બનીને એ હજી નમિરાજની શિબિરમાં જ ઊભી હતી.

નમિરાજનુ અંતર એની હાજરીમાં ગૂંગળાતુ હતું એને થતુ હતુ, હવે આ ચાલી જાય તો સારું

મંત્રીઓ અને સામંતો પણ અવાક થઈ ગયા હતા

સુવ્રતાએ એક વધુ પ્રયત્ન આદર્યો. એણે કહ્યુ "રાજન્! મારું માનો, અને નાના ભાઈના હાથે મોટા ભાઈનો સંહાર થતો અટકાવો! મંત્રીઓ અને સામંતો! તમારા રાજવીને બંધુહત્યાના પાપથી વારવાનો તમારો ધર્મ છે. વડીલ બંધુ તો પિતાતુલ્ય ગણાય!"

સૌનાં અંતર દુવિધામાં પડી ગયાં: એક બાજુ યુદ્ધ, યુદ્ધ ને યુદ્ધનો નાદ ગાજતો હતો. એમાં બીજી બાજુ મિથિલાપતિ અને માલવપતિ બન્ને સહોદર એ ભેદ ઘૂંટાવા લાગ્યો. ઇચ્છા અનિચ્છાએ પણ સૌની જિજ્ઞાસા આ ભેદને પામવાને સતેજ થઈ.

એક મંત્રીએ પૂછ્યું: "આર્યા! આ બે રાજવીઓ સહોદર એ નવી વાત વળી આપ ક્યાંથી લાવ્યાં?"

સાધ્વીએ કહ્યું · "મહાનુભાવ, અસત્ય નહીં બોલવાના અમારાં વ્રત છે"

નમિરાજથી ન રહેવાયું: "પણ આર્યા! આવી વાત સાચી શે મનાય? ક્યા હું અને ક્યાં માલવપતિ ચંદ્રયશ! અને આપ તો કહો છો, અમે બન્ને સહોદર!"

"નમિરાજ, સાંભળો ત્યારે વાતનો ભેદ માલવપતિ ચંદ્રયશ એ યુગબાહુ અને મદનરેખાનો પુત્ર થાય. તમે પણ એ જ યુગબાહુ અને મદનરેખાના પુત્ર છો"

પણ નમિરાજ એ વાતને માનતા નથી. એ તો કહે છે: "આર્યા! આપની વાત આપ જાણો! મારાં માતાપિતા આપ કહો છો તે નથી. પદ્મરથ મારા પિતા અને પુષ્પમાલા મારી માતા. આખી દુનિયા આ વાત જાણે છે. અને વળી આપ નવી જ વાત કાં કહો છો?"

"મહાનુભાવ! એ તમારાં માતાપિતા ખરાં, પણ જન્મ આપનાર નહીં, તમારું પાલન-પોષણ કરનાર! તમારાં સાચાં માતાપિતા તો હું કહું છું તે જ! તમે અને ચંદ્રયશ બન્ને સહોદર. ચંદ્રયશ મોટા ભાઈ, તમે નાના ભાઈ! કહો, ભાઈ ભાઈ થઈને હજુય તમારે યુદ્ધે ચઢવું છે? યુદ્ધની શાંતિની મારી ભિક્ષા હજીય તમારે નકારવી છે?"

"આર્યા! એ જે હોય તે. પણ આજે એનુ શું? અમે બે સહોદર હોઈએ કે દુશ્મન બનીને કપાઈ મરીએ એમા આપને શું? આપ આપનો ધર્મ પાળો, અમને અમારે માર્ગે જવા દો."

"રાજન્! અંતરનાં બંધનને ઉવેખવાં સહેલાં નથી ત્યાગના અંચળા અને વૈરાગ્યના ભાવો સ્વીકારવા છતાં એ બંધનો દૂર થવાં મુશ્કેલ છે. જનનીને જીવતે જીવ, એની નજરની સામે, બે સગાભાઈ એકબીજાનો સંહાર કરે એ બને ખરુ ?"

"જનની? કઈ જનની? કોની જનની? આપ આ શું કહો છો?"

"નમિરાજ! રાજન્! પુત્રક! હુ સાચુ કહુ છુ હુ જ તમારી અને ચંદ્રયશની જનની!"

સુવ્રતાએ પોતાનું છેલ્લુ અસ્ત્ર છોડી દીધું.

નમિરાજ, મંત્રીઓ અને સામંતો સ્તબ્ધ થઈ ગયા. આ તે સ્વપ્ન કે સત્ય?

વાતને વધુ વેગ આપવા સુવ્રતાએ પોતાની આખી પૂર્વકથા કહી સંભળાવી. નમિરાજ ગદ્ગદ્ હૃદયે એ સાંભળી રહ્યા એના નેત્રો આંસુભીનાં થયા

સુવ્રતાને લાગ્યુ કે પથ્થર પીગળશે ખરો ! એણે છેલ્લો સવાલ કર્યો :

"કહો મહાનુભાવ! યુદ્ધની શાંતિની ઉદ્ઘોષણા કરીને મારુ–તમારી જનેતાનુ–ભિક્ષાપાત્ર ભરી આપવાને હવે કેટલી વાર છે?"

પણ નમિરાજનુ અંતર ફરી ફરીને પાછુ યુદ્ધના મમત ઉપર જઈ બેઠું હતુ એ બોલ્યા : "આર્યા! આપ જનની સાચા! પણ યુદ્ધના વિરામ સિવાય જે જોઈએ તે માગી લ્યો! મારા પ્રાણ પણ આપને ચરણે આપવા તૈયાર છુ, પણ આ વાત મારાથી બને એમ નથી."

અને મહાભારતની આગલી સંધ્યાએ કુંતીમાતા મહારથી કર્ણની પાસેથી ખાલી હાથે પાછાં ફર્યાં હતાં એમ, સાધ્વી સુવ્રતા નમિરાજની શિબિરમાથી ખાલી હાથે પાછાં ફર્યાં, એમનું ભિક્ષાપાત્ર આજે ખાલી રહ્યુ.　　　　[ અપૂર્ણ ]

## કાળ-ધર્મ

ઝવેરીવાડ આંબલીપોળના જૈન ઉપાશ્રયે શ્રાવણ વદિ બીજના રોજ બપોરના ચાર વાગતાં ઉપાધ્યાય શ્રી હેમેન્દ્રસાગરજી મહારાજ સમાધિપૂર્વક કાળધર્મ પામ્યા છે.



# થયપરિણ્ણા (સ્તવપરિજ્ઞા) અને એની યશોવ્યાખ્યા

લે. પ્રો હીરાલાલ ર. કાપડિયા એમ એ.

**સ**મભાવભાવી શ્રી હરિભદ્રસૂરિએ કેટલીક બાબતોના નિરૂપણમાં પહેલ કરી છે. એનો એક પૂરાવો તે એમણે રચેલી [1]**પંચવત્થુગ** નામની કૃતિ અને એની **શિષ્યહિતા** નામની સ્વોપજ્ઞ ટીકા છે. આ મૂળ કૃતિના ૧૧૧૦મા થી ૧૩૧૨મા સુધીનાં એટલે કે ૨૦૩ પદ્યો **થયપરિણ્ણા**ને લગતાં છે. એના ઉપર શ્રી હરિભદ્રસૂરિની ટીકા છે એને લક્ષ્યમાં લેતાં આ જઈણ મરહટ્ટી (જૈન મહારાષ્ટ્રી)માં રચાયેલાં પદ્યોની સસ્કૃત છાયા સહેલાઈથી તૈયાર થઈ શકે તેમ છે

ન્યાયવિશારદ ન્યાયાચાર્ય શ્રીયશોવિજય ગણીએ કેટલીક પ્રાચીન કૃતિઓનુ સંપૂર્ણ વિવરણ રચ્યુ છે તો પ્રસંગવશાત્ **સમ્મઈપયરણ**ની ઘણી ગાથાઓને અગે એમણે એમની ભિન્ન ભિન્ન[2] કૃતિઓમાં તેમ કર્યું છે, પરતુ **થયપરિણ્ણા**ની તો પ્રત્યેક ગાથાની સંક્ષિપ્ત વ્યાખ્યા એમણે એક જ કૃતિમાં—**પ્રતિમાશતક** (શ્લો ૬૭)ની સ્વોપજ્ઞ વૃત્તિ (પત્ર ૨૦૫–૨૪૨) માં કરી છે તે મહત્ત્વની ગણાય અહી એમણે **થયપરિણ્ણા**ની તમામ (૨૦૩) ગાથાઓ ઉદ્ધૃત કરી છે એની અંતિમ (૨૦૩મી) ગાથાની વ્યાખ્યાના અતમાં શ્રી. યશોવિજય ગણીએ ત્રણ પદ્યો રચ્યાં છે તેમાંનુ આદ્ય પદ્ય પાઈયમાં છે, જ્યારે બાકીનાં બે સંસ્કૃતમાં છે. એ આદ્યપદ્ય

---

૧. આનુ ગુજરાતી ભાષાન્તર 'આગમોદ્ધારક' શ્રી **આનન્દસાગરસૂરિ**એ કર્યું છે એના ઉપોદ્ઘાત (પૃ ૧)મા **થયપરિણ્ણા**ની વિરલતા વિષે નીચે મુજબ વિધાન કર્યું છે:-

"ચોથી ગણાનુજ્ઞા નામની વસ્તુમાં આચાર્યાદિના ગુણ અને કાર્યોની સાથે આખા જૈન શાસનમાં બીજે કોઈ પણ સ્થાને ઉપલબ્ધ નહિ થતી એવી પૂર્વગત શ્રુતમાંથી ઉદ્ધરેલી **સ્તવપરિજ્ઞા**નુ વિવેચન કરવામાં આવ્યું છે"

૨ શ્રી.**યશોવિજય** ગણીએ સ્વરચિત અનેક ગ્રથો સન્મતિ–પ્રકરણને આશ્રીને જ રચ્યા છે એ દર્શાવવા તે તે ગ્રથોમાં ઉદ્ધૃત કરાયેલી ગાથાઓની સૂચિ એ મતલબના લખાણ પૂર્વક ત્રીજુ પરિશિષ્ટ **સન્મતિતર્ક** પ્રકરણનો જે ત્રીજા કાડરૂપ પાચમો વિભાગ વિ સ. ૧૯૮૭મા પ્રકાશિત થયો છે તેમાં અપાયુ છે. એમાં આ ઉપાધ્યાયજીની આઠ કૃતિઓ નીચે મુજબ ગણાવાઈ છે—

**શાસ્ત્રવાર્તાસમુચ્ચયટીકા**, **નયોપદેશ**, **અનેકાન્તવ્યવસ્થા**, **જ્ઞાનબિન્દુ**, **દ્રવ્યગુણપર્યાયનો રાસ**, **મહાવીર-સ્તવ**, **ધર્મપરીક્ષા** અને **ગુરુતત્ત્વવિનિશ્ચય**

અહી **ગુરુતત્તવિણિચ્છય** જેવી પાઈય કૃતિનો સસ્કૃત નામે નિર્દેશ છે તેમજ ઉપર્યુક્ત આઠ કૃતિના નામ કોઈ વિશિષ્ટ ક્રમે અપાયા હોય એમ જણાતુ નથી એ વાત બાજુ ઉપર રાખીએ તો પણ **પ્રતિમાશતક** (શ્લો ૧૫)ની સ્વોપજ્ઞ વૃત્તિ (પત્ર ૬૨)મા દ્રવ્યસમ્યક્ત્વને અગે **સમ્મઈ–પયરણ**ની બે ગાથા ઉદ્ધૃત કરાયેલી હોવા છતાં તેનો ઉલ્લેખ કેમ નથી એ પ્રશ્ન તેમજ શ્રી. **યશોવિજય** ગણીની અન્ય કોઈ કૃતિ પણ નોંધવી રહી તો નથી ગઈ એવો પ્રશ્ન પણ ઊઠે છે.

ઉપર્યુક્ત પત્ર ૬૨માં બે ગાથા **સમ્મઇપયરણ**માં હોવાનુ કહ્યુ છે તેમાંની પહેલી નિમ્મલિખિત ગાથા ત્રીજા કાડની ૨૮મી ગાથાથી પૂર્વાર્ધ પૂરતી ભિન્ન છે

જ્યારે બીજી ગાથા ત્રીજા કાંડની ૬૭મી ગાથા સાથે સર્વાંશે મળતી આવે છે—

"छप्पि य जीवनिकाए सद्दहमाणो ण सद्दहइ भावा ।
हदी अपज्जवेसु सद्दहणा होइ अविभत्ता ॥"

પાઠાતર તરીકે આ ગાથાનો પૂર્વાર્ધ **સન્મતિતર્કપ્રકરણ**ના વિદ્વાન સપાદકોએ નોંધેલો જણાતો નથી. જો એમ જ હોય તો તેનુ શુ કારણ?

**થયપરિણ્ણા**નું મહત્ત્વ દર્શાવે છે. આ રહ્યું એ પદ્ય—

"जयइ थयपरिण्णा सारनिट्ठा सुवन्ना
सुगुरुकयअणुन्ना दाणवक्खाणगुन्ना ।
नयनिउणपइन्ना हेउदिट्ठंतपुन्ना
गुणगणपरिकिन्ना सव्वदोसेहिं सुन्ना ॥"

આનો અર્થ હું ગુજરાતીમાં દર્શાવું છું:—

સારભૂત, સુન્દર વર્ણવાળી, સુગુરુ દ્વારા કરાયેલી અનુજ્ઞાથી યુક્ત, દાનના વ્યાખ્યાનથી વિભૂષિત, નયોથી અંકિત નિપુણ પ્રતિજ્ઞાવાળી, હેતુ અને દૃષ્ટાંતથી પરિપૂર્ણ, ગુણોના સમૂહથી વ્યાપ્ત અને સર્વ દોષોથી રહિત એવી સ્તવપરિજ્ઞા જયવતી વર્તે છે.

અંતમાંનાં બે સંસ્કૃત પદ્યો પૈકી પહેલામાં વ્યાખ્યાકારે પોતાના નામનો અને પોતાની વાચક પદવીનો ઉલ્લેખ કર્યો છે. વિશેષમાં કુમતની વાસનારૂપ વિષના વિકારનું વમન કરીને હે વિબુધો ! સુધારસનું પાન કરી તૃપ્ત થાઓ, એમ વિબુધોને ઉદ્દેશીને એમણે કહ્યું છે. અંતિમ પદ્ય દ્વારા એમણે એવો નિર્દેશ કર્યો છે કે, ભ્રાંતિ **સ્તવપરિજ્ઞા** વડે ભાંગી જ ગઈ છે તો અન્ય તંત્રો (શાસ્ત્રો)ની શી જરૂર છે? મુસાફરની તૃષા નદીથી દૂર થઈ છે તો પછી કૂવાઓ હજારો ભલે ને હોય. આ **થયપરિણ્ણા**ના વિવરણના પ્રારંભમાં પણ **થયપરિણ્ણા**ની મહત્તા દર્શાવાઈ છે. એને લગતું પદ્ય નીચે મુજબ છે:—

"अथ स्तवपरिज्ञया प्रथमदेशनादेश्यया
गुरोर्गरिमसारया स्तवविधिः परिस्तूयते ।
इयं खलु समुद्धृता सरसदृष्टिवादादितः
श्रुतं निरघमुत्तमं समयवेदिभिर्भण्यते ॥ १ ॥

આનો ભાવાર્થ એ છે કે હવે પ્રથમ દેશના દ્વારા દર્શાવાયેલી—નિરૂપાયેલી અને મહાસારવાળી એવી ગુરુની **સ્તવપરિજ્ઞા** દ્વારા સ્તવ વિધિનો પ્રસ્તાવ કરાય છે આ **સ્તવપરિજ્ઞા** સરસ **દૃષ્ટિવાદ**-માંથી સમુચિત રીતે ઉદ્‌ધૃત કરાઈ છે. એથી સમયજ્ઞો એને પાપરહિત અને ઉત્તમ શ્રુત કહે છે,

ઉપર્યુક્ત આદ્ય પદ્યની પછીની પંક્તિ નીચે મુજબ છે.

"अथ स्तवपरिज्ञाऽत्यन्तोपयोगिनीति यथा पञ्चवस्तुके दृष्टा तथा लिख्यते तथाहि[૩]"

કહેવાની મતલબ એ છે કે **સ્તવપરિજ્ઞા** અત્યંત ઉપયોગી છે એથી **પંચવસ્તુક**માં જેવી જોવામાં આવી છે તેવી હવે લખાય છે જેમકે.

**વિષય**—'થયપરિણ્ણા' નામમાં 'થય' (સ્તવ) શબ્દ છે અને એ સાર્થક છે, કેમકે આ કૃતિ દ્રવ્ય-સ્તવ અને ભાવ-સ્તવ એવા સ્તવના બે પ્રકારો ઉપર વિવિધ દૃષ્ટિએ દાખલા દલીલ દ્વારા પ્રકાશ પાડે છે. જિનમંદિર બંધાવવા માટે કેવી ભૂમિ અને કેવું લાકડું વગેરે શુદ્ધ ગણાય તે બાબત અહીં વિચારાઈ છે. કાષ્ઠાદિ શુદ્ધ છે કે નહિ તે જાણવા માટે શુકનોનો નિર્દેશ કરાયો છે. જિન-બિમ્બ બનાવવાનો, એની પ્રતિષ્ઠાનો તેમજ એના પૂજનનો વિધિ પણ દર્શાવાયેલ છે.

---

૩. આના પછી **થયપરિન્ના**ની આદ્ય ગાથા અપાઈ છે અને એની વ્યાખ્યા કરાઈ છે આ તેમજ અન્ય પદ્યોની વ્યાખ્યામાં હારિભદ્રીય ટીકાનો ઉપયોગ કરાયો છે.

દ્રવ્ય–સ્તવ અને ભાવ–સ્તવ વચ્ચેનો ભેદ, રોગના નાશ માટે ઔષધ લેવા અને ઔષધ લીધા વિના રોગ મટાડવા વચ્ચેના તફાવત જેવો કહ્યો છે.

ભાવ–સ્તવની દુષ્કરતા સમજાવતી વેળા ૧૮૦૦૦ શીલાગનુ નિરૂપણ કરાયુ છે. સંયમના બે પ્રકાર સુચવાયા છે. તેલનુ પાત્ર ધારણ કરનારનું દષ્ટાંત અપાયું છે ભાવ–સાધુ કોણ કહેવાય એ બાબતની ચર્ચા કરાઈ છે. સુવર્ણના આઠ ગુણો ગણાવી સાધુમા એની ઘટના કરાઈ છે. દ્રવ્ય એ જ ભાવનું કારણ છે, એમ પ્રતિપાદન કરાયુ છે. કૂવાનુ દૃષ્ટાંત અપાયુ છે જિનભવનાદિને અંગે થતી હિસા અને વેદવિહિત યજ્ઞાદિમાંથી થતી હિસા વચ્ચેનુ અંતર વિસ્તારથી સમજાવાયુ છે કૃતકૃત્ય પ્રભુની પૂજાથી શું ફળ એ પ્રશ્ન ચર્ચાયો છે. વેદની અપૌરુષેયતાનું ખંડન કરાયું છે. **આયુર્વેદ**માં ડામ દેવાનો નિષેધ કરી રોગના નાશ માટે તેનું વિધાન કરાયું છે એ વાત રજૂ કરાઈ છે દ્રવ્ય–સ્તવ અને ભાવ–સ્તવના અધિકારી કોણ છે એ પ્રશ્ન વિચારાયો છે દ્રવ્યસ્તવ એ દાનધર્મરૂપ છે અને શીલાદિક ધર્મો ભાવ–સ્તવરૂપ છે એવું કથન કરાયું છે.

**પ્રકાશન**—જૈન સાહિત્યના મુકુટમણિસમાન **થયપરિણ્ણા**, હારિભદ્રીય ટીકા, [૪]યશો-વ્યાખ્યા, સંસ્કૃત છાયા અને ગુજરાતી અનુવાદ તેમજ ખપપૂરતી સમજુતી અને પ્રસ્તાવના તથા વિસ્તૃત વિષયસૂચી અને પદ્યાનુક્રમણિકા સહિત યોગ્ય સ્વરૂપમા સત્વર પ્રકાશિત થવી ઘટે. આના કારણો હું નીચે મુજબ દર્શાવું છુ.—

(૧) **થયપરિણ્ણા** એ **દિટ્ઠિવાય** (દષ્ટિવાદ)ના મહત્ત્વના વિભાગરૂપ પુવ્વગય (પૂર્વ-ગત)ના જે ચૌદ અંશો છે તેના એક અંશના પેટાઅંશરૂપ પાહુડ (પ્રાભૃત)ના સારરૂપ છે. આમ આ આગમિક દોહન છે.

(૨) **થયપરિણ્ણા** ખૂબ ઉપયોગી છે એમ ન્યાયાચાર્ય શ્રી યશોવિજય ગણી જેવાનું કહેવું છે.

(૩) **થયપરિણ્ણા** અત્યાર સુધી સ્વતંત્ર સ્વરૂપે પ્રકાશિત થઈ નથી એટલુ જ નહિ પણ જે બે કૃતિમાં એને સ્થાન અપાયુ છે એ બને કૃતિઓ નામે **પંચવત્થુગ** અને **પ્રતિમા શતકની** સ્વોપજ્ઞ વૃત્તિ આજે વેચાતી મળે તેમ નથી.

(૪) **થયપરિણ્ણા**ના સંપાદન પાછળ વિશેષ પરિશ્રમ કરવો પડે તેમ નથી.

(૫) **થયપરિણ્ણા** છપાવવાનો ખર્ચ કોઈ પણ સમૃદ્ધિ શાળી વ્યક્તિને અને સાધારણ સંસ્થાને પણ પોષાય તેવો છે આ પરિસ્થિતિમા શ્રી. હરિભદ્રસૂરિના ગ્રથોના અનુરાગીને કે શ્રી. યશોવિજય ગણીનાં કૃતિકલાપના પ્રચારાર્થે પ્રયાસ સેવનારને અને ખાસ કરીને આ બને મહારથીઓના સાહિત્યના પ્રેમીને કે જેમને સુવર્ણ અને સુગધનો શુભ સયોગ આ કૃતિના પ્રકાશન દ્વારા અનાયાસે પ્રાપ્ત થઈ શકે તેમ છે તેની ધનિક વ્યક્તિને કે સાધન સપન્ન સસ્થાને [૫]આ કૃતિ ઉપર્યુક્ત સામગ્રી સહિત સમુચિત સપાદન રૂપે બનતી ત્વરાએ પ્રકાશિત કરાવવા માટે યોગ્ય પ્રબધ કરવા મારી સાદર વિજ્ઞપ્તિ છે. જો એનો સ્વીકાર કરશે તો જૈન શાસનની અને સાથે સાથે એના ઉત્તમ સાહિત્યની પણ થોડી પરતુ સગીન પ્રભાવના—સેવા કરેલી ગણાશે.

---

૪ **થયપરિણ્ણાની શ્રી.** યશોવિજયગ ગણિકૃત વ્યાખ્યા જે **પ્રતિમાશતકની** સ્વોપજ્ઞ વૃત્તિમા મળે છે તેને માટે મે આ નામ યોજ્યુ છે.

૫. આ કૃતિના જેવી મહત્ત્વની કૃતિ **નાણુપરિણ્ણા** (જ્ઞાનપરિજ્ઞા) હશે એમ લાગે છે. એ કૃતિનો ઉલ્લેખ **પંચવત્થુગ** (ગા. ૧૩૧૩)ની સ્વોપજ્ઞ ટીકા (પત્ર ૧૮૯આ)મા છે. એ કૃતિ કોઈ સ્થળે સપૂર્ણ મળે છે ખરી ?

# 'શ્રી જૈન સત્યપ્રકાશ'નું

## એકવીસમા વર્ષનું વિષય-દર્શન

### પ્રાસંગિક નોંધ અને નિવેદન



### સાહિત્ય



### પ્રતિકાર



### તત્ત્વજ્ઞાન



### વાર્તા-કથા

## સ્તુતિ-સ્તોત્ર-છંદ-સ્તવન-ચૈત્યવંદનો



## ઇતિહાસ-પુરાતત્ત્વ-સંશોધન

## પ્રકીર્ણ





Shri Jaina Satya Prakasha. Regd. No. B. 3801 श्री जैन सत्य प्रकाश

# શ્રી જૈન સત્ય પ્રકાશ

## અંગે સૂચના



### યોજના

૧. શ્રી. જૈનધર્મ સત્ય પ્રકાશક સમિતિ દ્વારા 'શ્રી. જૈન સત્ય પ્રકાશ' માસિક ૧૯ વર્ષ થયાં પ્રગટ કરવામાં આવે છે.

૨. એ સમિતિના આજીવન સંરક્ષક તરીકે રૂ. ૫૦૦) આ૦ દાતા તરીકે રૂ. ૨૦૦) આ૦ સદસ્ય તરીકે રૂ. ૧૦૧) રાખવામાં આવેલા છે. આ રીતે મદદ આપનારને કાયમને માટે માસિક મોકલવામાં આવે છે.

### વિનંતિ

૧. પૂજ્ય આચાર્યાદિ મુનિવરો ચતુર્માસનું સ્થળ નક્કી થતાં અને શેષ કાળમાં જ્યાં વિહરતા હોય એ સ્થળનું સરનામું માસિક પ્રગટ થાય એના ૧૫ દિવસ અગાઉ મોકલતા રહે અને તે તે સ્થળે આ માસિકના પ્રચાર માટે ગ્રાહકો બનાવવાનો ઉપદેશ આપતા રહે એવી વિનંતિ છે.

૨. તે તે સ્થળોમાંથી મળી આવતાં પ્રાચીન અવશેષો કે ઐતિહાસિક માહિતીની સૂચના આપવા વિનંતિ છે.

૩. જૈનધર્મ ઉપર આક્ષેપાત્મક લેખો આદિની સામગ્રી અને માહિતી આપતા રહે એવી વિનંતિ છે.

### ગ્રાહકોને સૂચના

૧. "શ્રી જૈન સત્ય પ્રકાશ" માસિક પ્રત્યેક અંગ્રેજી મહિનાની ૧૫મી તારીખે પ્રગટ થાય છે.

૨. આ માસિકનું વાર્ષિક લવાજમ રૂ. ૩ ત્રણ રૂપિયા રાખવામાં આવ્યું છે.

૩. માસિક વી. પી. થી ન મંગાવતાં લવાજમના રૂ. ૩) મનીઑર્ડરદ્વારા મોકલી આપવાથી અનુકૂળતા રહેશે

૪. આ માસિકનું નવું વર્ષ દિવાળીથી શરૂ થાય છે. પરંતુ ગ્રાહક ગમે તે અંકથી બની શકાય.

૫. ગ્રાહકોને અંક મોકલવાની પૂરી સાવચેતી રાખવા છતાં અંક ન મળે તો સ્થાનિક પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી અમને સૂચના આપવી.

૬. સરનામું બદલાવવાની સૂચના ઓછામાં ઓછા ૧૦ દિવસ અગાઉ આપવી જરૂરી છે.

### લેખકોને સૂચના

૧. લેખો કાગળની એક તરફ વાંચી શકાય તેવી રીતે શાહીથી લખી મોકલવા.

૨. લેખો ટૂંકા, મુદ્દાસર અને વ્યક્તિગત ટીકાત્મક ન હોવા જોઈએ.

૩. લેખો પ્રગટ કરવા ન કરવા અને તેમાં પત્રની નીતિને અનુસરીને સુધારાવધારો કરવાનો હક તંત્રી આધીન છે.

મુદ્રક : ગોવિંદલાલ જગશીભાઈ શાહ, શ્રી શારદા મુદ્રણાલય, પાનકોર નાકા, અમદાવાદ.
પ્રકાશક : ચીમનલાલ ગોકળદાસ શાહ.
શ્રી જૈનધર્મ સત્ય પ્રકાશક સમિતિ કાર્યાલય. જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ—અમદાવાદ.